આ પુસ્તક મળવાનું ઠેકાણું—

૧. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી,
મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨/૩૬
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ.

૨. મેશર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ,
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ.

તથા, જાણીતા સર્વે બુકસેલર્સને ત્યાંથી.

**૫. ઉષાકાન્ત:** બીજી આવૃત્તિ: કર્તાની છબી તથા બીજાં આઠ ચિત્રો સાથે.

સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ, બી. એ, કૃત. રૂ. ૨—૦

**છપાય છે: આ વર્ષમાં બહાર પડશે:**

**૬. કમલાનાં પત્રો:**

રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક કૃત.

**૭. અરવિંદ ઘોષનું તત્વજ્ઞાન:** એમની છબી સાથે: **આર્યપત્રમાં** પ્રકટ થયેલા નિબંધોના અનુવાદ:—

રા. મોતીલાલ જેઠાલાલ મહેતા કૃત.

**આ સૌ પુસ્તકો સમાલોચકના ગ્રાહકો-જેમણે અમ્હારી દસ રૂપીઆની યોજના પ્રમાણે લવાજમ ભર્યું હશે તેમને દસ ટકાના વળતરથી આપવામાં આવશે.**

**રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકલદાસ ચાલ નં. ૨/૩૬ સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.**

ઉષાકાન્ત.



સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ, બી. એ.,

જન્મ: તા: ૧ : ૪ : ૧૮૭૫. અવસાન: તા: ૨૬ : ૧૧ : ૧૯૧૭.

# ઉષાકાન્ત.

કર્ત્તાની છબી તથા આઠ ચિત્રો સાથે.

સચિત્ર નવલકથા.



લેખક,

સ્વ. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટીઆ, બી. એ.

પ્રકાશક,

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

સંવત્ ૧૯૭૫ ] [ ઈ. સ. ૧૯૧૯.

મૂલ્ય રૂપીઆ બે.

૯૪૪૭

દ્વિતીયાવૃત્તિ



મુંબાઈ:—ખેતવાડી બેકરોડ, ઘર નં. ૧-૨ અને ૩ માં "તત્ત્વવિવેચક"
છાપખાનામાં રા. શ્રીધર વિષ્ણુ કામત એમણે છાપ્યું તથા
રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠીએ મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬ સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈમાં પ્રગટ કર્યું.

# અમ્હારા બે બોલ.



સ્વ. ભાઈ ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટિઆ, બી. એ. એ નામથી આજ ક્યો ગુજરાતી અજાણ્યુ છે? સરળ અને ઘરગથ્થુ ગુજરાતીમાં રસિક વાર્તાઓ લખનાર અને છતાં પ્રજાને જોઇતી શુદ્ધ અને મિષ્ટ સામગ્રીઓ આપનાર લેખકો આજ ગુજરાતમાં થોડા જ છે. એવા લેખકોમાં તો રા. ભોગીન્દ્રરાવ અલબત્ત ઉંચું સ્થાન ભોગવતા હતા અને આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ-ઇ. સ. ૧૯૦૮ માં એટલે આજ અગીઆર વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થઈ ત્યારે આવી વાર્તાઓના લેખનકાળનો યુગ શરૂ થયો એમ કહીએ તો કાંઈ ખોટું નથી. રા. ભોગીન્દ્રરાવનું સાહિત્યજીવન આજ અરસાની આસપાસ શરૂ થયું અને ઉષાકાન્ત એ એમનું બીજું પુસ્તક હતું. પ્રથમ પુસ્તક મૃદુલાએ પ્રજાનું સારૂં ધ્યાન ખેંચ્યા પછીના આ બીજા પુસ્તકે રા. ભોગીન્દ્ર-રાવને વધારે પ્રસિદ્ધિમાં આણ્યા તે વખતે અમ્હને સ્પષ્ટરીતે યાદ છે કે 'જુવાન કૉલેજીયન' કેટલા ઉત્સાહથી અને કેવા ભાવથી ઉષાકાન્ત વાંચતા હતા. આવા પુસ્તકની બીજી આવૃત્તિ આટલી મોડી કેમ બહાર પડે છે?—એ પ્રશ્ન ઉભો થવાનો સંભવ છે અને એવું લાગે એ પણ સ્વાભાવિક છે. ભાઈ ભોગીન્દ્રરાવ ૧૯૧૬ માં આ લોકને છોડી ચાલી ગયા તે વખત પહેલાં ઘણા

સમય પૂર્વે જ પ્રથમ આવૃત્તિ લગભગ થઈ રહી હતી અને રા. ભોગીન્દ્રરાવ બીજી આવૃત્તિ છપાવવા માટે વિચાર કરતા હતા, ત્યાં મૃત્યુના પાશમાં એ જીવન ઝપટાઈ ગયું અને ઉષા-કાન્તની બીજી આવૃત્તિ પ્રગટ થવામાં વિલંબ થયો. આમ આજ અગીઆર વર્ષે આ પુસ્તકની બીજી આવૃત્તિ સ્વર્ગસ્થના પત્ની ગં. કૌમુદી બ્હેનની અનુજ્ઞાથી અમ્હે પ્રસિદ્ધિમાં મુકવાની જરૂર જોઈ છે અને આશા છે કે સ્વર્ગસ્થના આ પુસ્તકને તેને યોગ્ય આવકાર મળશે.

શ્રી વિજયા દશમી, ૧૯૭૫.<br>મુંબાઈ.

પ્રકાશક.

# પ્રસ્તાવના.

## ( પ્રથમ આવૃત્તિ. )

સુન્દરીસુબોધ માસિકની ચોથા વર્ષની ભેટ મૃદુલા લખી ત્યારે અલ્પ સમયમાં મ્હારે બીજી વાર્તા લખવી પડશે એવો ખ્યાલ પણ નહોતો: મૃદુલામાં ઘણા દોષો છતાં ગુજરાતના સંભાવિત ગ્રહસ્થો, યુવકો અને માનનીય પત્રકારોએ ત્હેને વધાવી લીધી છે ત્હેને માટે હું અત્યંત ઉપકૃત છું, એ જ ઉત્સાહક શક્તિને લીધે જ આ પુસ્તક લખાયું છે. આ બે પુસ્તકોમાં કયું સારૂં એનો નિશ્ચય વાચક વર્ગને કરવાનો છે. વાર્તાનો પ્રચાર અને ઉદ્દેશ માટે મૃદુલાની પ્રસ્તાવનામાં કાંઈક ઉલ્લેખ કર્યો છે એટલે એ વિશે વધુ વિવેચનની આવશ્યકતા નથી.

અમારી બન્ધુસમાજનું ( Mission ) ધર્મકાર્ય સ્ત્રીની ઉન્નતિ કરવાનું છે અને તે કાર્ય પ્રધાન હોવાથી આપણા સાંસારિક એટલે સ્ત્રીઓ સંબંધીના કેટલાક પ્રશ્નો આવ્યા હશે, ત્હેનું પિષ્ટપેષણ પણ થયું હશે; પરન્તુ એ પ્રશ્ન એવો ગંભીર છે કે એ સંબંધી પુનરોક્તિ થતી જ નથી એમ માન્યતા છે.

આપણ દેશમાં યુવકોના મનનું મન્થન કરનારી કેટલીક પ્રવૃત્તિઓની ઝાંખી થઈ હશે તે પણ વાતાવરણના પ્રાબલ્યનું પરિણામ છે. હિંદુસ્તાનની આર્થિક ઉન્નતિનો આધાર ‘ સાયન્સ ’ ઉપર જ છે એમ આ લેખકની ખાત્રી છે. અને ત્હેને લીધે જ સાયન્ટીસ્ટના જીવનની રેખા દૃષ્ટિગોચર કરાવી છે. પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક જયુલ્સવર્નની સાયન્ટીફીક નવલકથાઓ જેવી કથા

લખનાર ગુજરાતમાં થવાની બહુ જરૂર છે પરન્તુ જ્યાં સૂધી એ સ્થિતિ નથી ત્યાં સૂધી **एरंडोऽपि द्रुमायते** એ ન્યાયે એક સુંઠના કકડે ગાંધી થવાના ઉમંગે 'સાયન્સ' શબ્દ દાખલ કરી સંતોષ માન્યો છે. દેશની વર્તમાન સ્થિતિનું જૂદે જૂદે પ્રસંગે ભાન કરાવી સ્વદેશોન્નતિના કાર્યમાં વગર પૈસે, વગર રાજ્યહક્કે પણ કેટલુંક બની શકે એમ છે એટલી જ સૂચના કરવી યોગ્ય ધારી છે.

આ વાર્તા કોઈ બંગાલી ઈંગ્રેજી કે અન્ય ભાષાનું ભાષાન્તર કે અનુવાદ નથી. જનસમુહમાં ફરતા ચિત્રવિચિત્ર સ્ત્રીપુરૂષોનો સહવાસ ચિતરાયો હોય તો એ તો સંભવિત જ છે. એમાં પણ ચિત્રકાર પાસે છબી ચિતરવાના સર્વ સાધન, છબી કોની ચિતરવી છે ત્હેનું મનઃચક્ષુ આગળ ફરતું સુક્ષ્મ શરીર હોય અને છબી ચિતરાયા પછી જેટલું ચિત્રકારનું પોતાનું ગણાય તેટલું જ લેખકનું પુસ્તકમાં ગણી શકાય.

આનંદ, આવકાશની વેળાએ પુસ્તક વાંચી, જાત્યની, જ્ઞાતિની દેશની ઉન્નતિ અર્થે યત્કિંચિત વિચાર સૂઝે અને પુસ્તક સારૂં તો નહિ પણ ખોટું નથી એટલો જ અભિપ્રાય નિકળે તો પણ બસ છે. "શુદ્ધ હેતુથી કાર્ય કરવું પછી ફલની આશા શી !" એ જ સૂત્રથી આ પુસ્તક લખાયું છે અને એવા જ શુદ્ધ હેતુથી વંચાશે એ વિશ્વાસ છે.

સુંદરી સુબોધ, મેઘનાદ, નાગર કે અન્ય પત્રોમાં આવતા લેખો કે વાર્તાઓ જન સમાજને–ગુજરાતી વાચકવર્ગને પ્રિય હોય તો તે રસિકતા ઉત્પન્ન કરવાનું તેમ જ આ લેખકને હાલની સ્થિતિમાં લાવવાનું માન બાન્ધુસમાજને જ છે.

અમારી આ સમાજના નિર્દોષ આનંદ સાહિત્યવિનોદ, અને સ્નેહવિનિમય અસ્ખલિત રહે એ જ મ્હેચ્છા છે.

ગુજરાતી પંચના માલિક અને અધિપતિ પણ આ લેખકના એક ગાઢ સ્નેહી રા. **સોમાલાલ મંગળદાસનો** ઉપકાર માનવાની આવશ્યકતા એટલા જ માટે છે કે આ વાર્તા લખવાનો પ્રસંગ આપ્યો અને નિયમિત સમયમાં કાર્ય વ્યવસાયને લીધે ન અપાયાં છતાં શાન્તવૃત્તિ રાખી અવિચ્છિન્ન સ્નેહ પ્રદર્શિત કર્યો છે.

સમય સંકોચને લીધે પુસ્તક ફરીને વંચાયું નથી તો ત્હેને લીધે કેટલીક ભૂલો રહી જવા સંભવ છે; તો તે ભૂલો તેમ જ પ્રુફ તપાસવાનો પુરતો વખત ન હોવાથી પ્રેસની ભૂલો પણ વિશેષ રહેલી હોવાથી તે પ્રત્યે વાચક વર્ગને દુર્લક્ષ રાખવા વિનતિ છે.

અન્તે મ્હારા બન્ધુઓ અને અન્ય સ્નેહીઓ જે આ પુસ્તકમાં પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે સાધનભૂત થયા છે ત્હેમનો ઉપકાર માની વિરમું છું.

**અમદાવાદ**
વૈશાખ શુકલ પાંચમ.
વિ. સં. ૧૯૬૪.
૨૦–૫–૦૮.

'સુબન્ધુ'
**ભોગીન્દ્રરાવ ર. દીવેટિઆ**
બન્ધુસમાજ.

# અનુક્રમણિકા.



# ઉપોદ્ઘાત.

*" He prayeth well, who loveth well*
*Both man and bird and beast.*
*He prayeth best, who loveth best*
*All things both great and small.*
*For the dear God who loveth us,*
*He made and loveth all."*

*—Colridge.*

ઉષાકાન્ત.



ગોર...બાલા...ન્હાઈ...કંકુનો ચાંલ્લો કરી ઉભી હતી.



—પૃષ્ઠ ૧૭૨.

# ઉષાકાન્ત.

## પ્રકરણ ૧ લું.

### પણ એ ગયો ક્યાં?

**अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ॥***

ગુલાબઃ—"હવે આ ઉષાકાન્તને કાંઈ કહો તો ઠીક. એ મીનીમુખાનો ત્હમને તો વાંક વસતો જ નથી."

ધીરજલાલઃ—"પણ છે શું? નથી એ કોઈ આડે રસ્તે જતો, નથી એ સ્હામું બોલતો. અર્ધે શુકને ત્હારૂં કામ કરે છે."

ગુલાબઃ—"એ બધું ઘાટમાં ને ઘાટમાં કરે છે; નહિ તો કાંઈ કરે એમ નથી. પ્રભાકરને બગાડનાર જ એ છે. છોકરા કરતાં ભાઈ તરફ નસ ખેંચાતી તો મ્હેં આજે જ જોઈ."

ધીરજલાલઃ—"એમાં નસ ખેંચાવાની ક્યાં વાત છે? કાકા-ભત્રિજાને તો બહુ સારૂ બને છે. હરવા, ફરવા અભ્યાસ કરવાનું પણ સાથે રાખે છે."

---

* આ મ્હારૂં, પારકું છે, એ, ગણના લઘુચિત્તની.

ગુલાબ:—"એ ખરૂં, પણ પ્રભાકરનો સ્વભાવ જ વિચિત્ર થતો જાય છે. ઘડીકમાં કીડીયો જ જોયાં કરે છે. ઘડીકમાં ગંધકનો તેજાબ ને જસતના કકડા ને એવું એવું લઈ કાંઈ કર્યાં કરે છે. ખાવા પિવાનું ભાન જ નથી. મ્હને તો બ્હીક છે કે ગાંડો થઈ જશે. ઉષાકાન્ત વળી ઉશ્કેરે છે. એકાદ બે વખત મ્હેં કહ્યું ત્યારે પ્રભાકર મ્હારા ઉપર ચ્હીડાયો."

કાન્તિ:—"બા! બા! ઈન્દુ ફોઈ રમવા ગયાં હતાં તે આવ્યાં છે. એમને મ્હને આપ્યો'તો તેમાંથી મગજનો લાડુ આપને!"

ગુલાબ:—"મર્યને તું. ત્હને ખાવા આપ્યો હતો તે ખાધો. બીજાની ત્હારે શી પંચાત. નહિ ખાય તો ફોઈ મરી નહિ જાય!"

કાન્તિ:—"હેં ધીરૂભાઈ! ફોઇને મૂકીને ખવાય?"

ધીરજલાલ:—(ગુલાબને) "ઇન્દુને આપોને! રોજ આમ કરો છો કે શું? મ્હારૂં ત્હારૂં ત્હમારામાંથી હજી ગયું નહિ. ત્હમારાં કરતાં તો આ છોકરીએ સારી છે. ઉષાકાન્ત કે પ્રભાકર કેવા સ્નેહથી બધાંની સાથે વર્તે છે. અત્યારથી છોકરાંના મનમાં આવા સંસ્કાર બેસાડો પછી ઉદારવૃત્તિ ક્યાંથી થાય?"

ગુલાબ:—"ત્હમેયે શું જેમ આવે છે તેમ બોલ્યાં કરો છો? ત્હમારી ઈન્દુને કોણે આપવાની ના કહી? આખો ડાબલો ભલેને એ ખાલી કરે. પ્રભાકર અને કાન્તિનાં શરીર જુવો અને ઉષાકાન્ત અને ઈન્દુનાં શરીર જુવો. બધાંને માટે એમ વસાણાં કરીયે તો ઉઠી જઈએ એમ ધારી એ બેને દુધ ને વસાણું આપવા માંડયું હતું. છોકરાંએ કોણ જાણે કેવાં છે કે એકલાં ખાતાં જ નથી."

**ધીરજલાલ**:—"એમાં છોકરાં ખોટું શું કરે છે ? શરીર સારાં ખોટાં તો જે હોય તે ખરાં. પંક્તિભેદ ને ત્હેમાં સરખી વયના છોકરાંમાં. આપણે ત્યાં ગમે તે રહેતાં હોય તો પણ એવું ન કરવું જોઇએ તો તો આ આપણાં પોતાનાં ભાંડુ છે."

ગુલાબ:—"ભાંડુની કોણ ના કહે છે ?"

**ધીરજલાલ**:—"ભાંડુની ના ન હોય તો ઉપર મેડીયે બોલાવી એકલી કાન્તિને લાડુ ન આપે. કાન્તિ ને ઈન્દુની ઉમ્મર સરખી જ છે, હોં !"

**અમદાવાદમાં રાયપુરમાં મદનગોપાળની હવેલી** પાસે રસ્તા ઉપર પડતું એક ન્હાનું ઘર છે. આ ઘરની વચલી મેડીમાં **ધીરજલાલ** પોષ મહિનાની એક સ્હાંજે ટાઢને લીધે વ્હેલા પરવારી, બારી બારણાં બંધ કરી સઘડી પાસે તાપતા બેઠા હતા. ત્હેમનાં પત્ની ગુલાબ તાપતાં તાપતાં બીજે દિવસ સ્હવારને માટે શાક સમારતાં હતાં. ઉષાકાન્ત અને પ્રભાકર બ્હાર ગયા હતા; અને પતિપત્ની વચ્ચે ઉપર પ્રમાણે વાતો થતી હતી. ધીરજલાલ અમદાવાદની સ્મૉલકૉઝ કોર્ટમાં નોકર હતા અને પચાસ રૂપીઆ લાવતા હતા. કુટુમ્બમાં પત્ની ગુલાબ, પુત્ર પ્રભાકર, પુત્રી કાન્તિ, ભાઈ ઉષાકાન્ત ને ન્હાની બ્હેન ઈન્દુ એટલાં હતાં. કાન્તિ અને ઈન્દુ ન્હાનાં અને સમવયસ્ક હતાં. બન્ને સાથે મગનભાઈની કન્યાશાળામાં ભણતાં હતાં; ઉષાકાન્ત અને પ્રભાકર ગુજરાત કૉલેજમાં બી. એ. ક્લાસમાં અભ્યાસ કરતા હતા. આખા કુટુમ્બમાં આનંદ રહેતો. ગુલાબના મગજમાં ઉચ્ચ સંસ્કાર ન પડ્યા હોવાથી ઉષાકાન્ત અને ઈન્દુને રાખવાં પડતાં હતાં તેથી તે કોકવેળા

બડબડતી. બન્ને તરફ એને વેર હતું એમ નહિ; પણ સમાન દૃષ્ટિ રાખવી એ સંસાર ચલાવવામાં અયોગ્ય છે એમ અંતઃકરણ-પૂર્વક માનતી. ઉષાકાન્ત કે ઈન્દુનું શરીર અસ્વસ્થ હોય તો માતાથી પણ અધિક સ્નેહથી ચાકરી કરતી; એમનું કોઈ ઘસાતું બોલે તો લ્હડયા વિના રહેતી નહિ; કોની સોબતમાં ફરે છે તે તપાસ રાખતી અને કોઈપણ તરેહના દુર્ગુણ ન આવે એ માટે ધ્યાન રાખતી. આમ છતાં પ્રભાકર અને કાન્તિને ન્હાનપણથી જ છાનુંછાનું ખાવાનું આપતી, એમને માટે જુદાં અને સારાં લુગડાં લેતી; એ બન્ને શરીરે નબળાં છે એમ માનતી; ઉષાકાન્ત તેમ જ ન્હાની ઈન્દુ ગુલાબને માતા સમાન માનતાં, ત્હેનો પડતો બોલ ઉપાડતાં, ભાઈ ભાભીને તન અને મનથી મદદ કરતાં, પ્રભાકર તેમ જ કાન્તિ સાથે ખુલ્લા દિલથી વર્તતાં તે એવી રીતે કે અજાણ્યા માણસને તો આ ચારે એક જ માતાનાં છોકરાં લાગતાં.

સાડા આઠ થયા અને ઉષાકાન્ત આવ્યો. ઉષાકાન્તને એકલો જોઈ ગુલાબે ‘ પ્રભાકર કયાં ! ’ એમ પૂછ્યું.

ઉષાકાન્તઃ—“ પ્રભાકર તો કયારનોએ ઘર તરફ વળ્યો છે. હજી નથી આવ્યો ? ”

ગુલાબઃ—“ નારે, અહીં તો કોઈ નથી આવ્યું. ”

ધીરજલાલઃ—“ આવતો હશે. કોઇને ત્યાં ગયો હશે. એ કાંઈ ન્હાનો કીકલો નથી કે ખોવાઈ જાય. ”

ગુલાબઃ—“ ત્હમને તો બળ્યું કાંઈ ફિકર જ થાય નહિ. પ્રભાકર કોઈ દિવસ એકલો બ્હાર રહે જ નહિ. ઉષાકાન્ત ! ત્હમે બે ક્યાંથી છૂટા પડ્યા ? ”

ઉષાકાન્ત:—"અમે બે સાથે ફરવા ગયા હતા. પ્રભાકર આજ બહુ વિચારમાં હતો; તેથી મન પ્રફુલ્લિત કરવા બાગમાં બેઠો. એટલામાં 'મ્હારે કાંઈ જરૂરનું કામ છે માટે જવું જોઇએ' કરી એ ઉઠ્યો અને હું બજારમાંથી ચાહનો ડબ્બો લેવા રહ્યો."

ધીરજલાલ:—"હમણાં આવશે. કોઇને ત્યાં ગયો હશે."

ઉષાકાન્ત:—"ના. ના. કોઇને ત્યાં જવું હોય તો મ્હને કહ્યા વિના રહે નહિ."

ગુલાબ:—"ત્હમે મ્હારૂં કહ્યું માનતા નથી પણ નક્કી હમણાં હમણાં પ્રભાકર બદલાઈ જ ગયો છે. વિચારમાં ને વિચારમાં કુવો હવાડો ન કરે?"

ધીરજલાલ:—"ત્હને તો અક્કલ જ નથી. શા દુઃખે કુવો હવાડો કરશે?"

ઉષાકાન્ત:—"ભાભી! પ્રભાકરને એકાન્ત સ્થળ બહુ ગમે છે. સાયન્સનો અભ્યાસ કરી પ્રયોગો કરવાની બહુ 'ધૂન' છે. યુરોપ અમેરીકામાં તો એવા માણસોને પૈસા આપી સર્વ અનુકૂળતા કરી આપનાર મળે છે. આપણે ત્યાં એવી 'ધૂન' વાળા 'નવરા' ગણાય છે."

ગુલાબ:—"નવરા નહિ તો બીજું શું? એવી ધૂન આપણે શા કામની? ઘર આગળ લફરૂં વળગ્યું હોય અને નવલખી મળી હોય તો બધીએ ધૂન ઉડી જાય. પરમ દિવસ મ્હેં તો પરણાવવાને કહ્યું હતું."

ઉષાકાન્ત:—"ભાભી! ત્યારે તેમ જ વિચારમાં હશે. એને હમણાં પરણવું નથી. જ્યાંસુધી ઠેકાણે પડયા નથી ત્યાંસુધી લગ્ન ન કરવું એ એનો નિશ્ચય છે ને ત્હેમાં ત્હમે આગ્રહ કરો છો. ત્હમારા સ્હામું એ બોલે એવો નથી."

ધીરજલાલ:—"શું લગ્નની વાત કાઢી હતી કે? પરણાવવો હત તો અત્યાર સૂધી કન્યા ન મળત કે શું? લગ્નની વાત કાઢી નાહક એને તું દિલગીર ન કર. ઉષાકાન્ત કે પ્રભાકર એમાંથી એક્કેનું હમણાં લગ્ન કરવું નથી."

ગુલાબ:—"હમે જે કહીયે ત્હેની ના. પચીસ વર્ષના થવા આવ્યા તોએ ના. ભણવાનું તો ચાળીસ વર્ષ સૂધી ચાલશે."

એટલામાં બારણું ઉઘડયું અને પાડોશમાં રહેતા મનસુખ શેઠે ઉપર આવી ધીરજલાલના હાથમાં કાગળ મૂકયો. ધીરજલાલ, "આવો શેઠ! બેસો. કાગળ ક્યાંથી લાવ્યા?"

મનસુખ—"આ તો હું બજારમાંથી ઘેર આવતો હતો ત્યાં એક છોકરો આપનું ઘર ખોળતો હતો. આપના નામનો કાગળ જોઈ લઈ લીધો."

ધીરજલાલ:—"ઠીક થયું! નકામી તસ્દી લીધી."

મનસુખ:—"એમાં તસ્દી શી? પ્રભાકરભાઈ નથી આવ્યા કે શું?"

ધીરજલાલ:—"ના. આવતો હશે."

મનસુખ શેઠે રજા લીધી અને ધીરજલાલે કાગળ ફોડયો. કાગળના અક્ષર જોતાં, વાંચતાં ધીરજલાલની મનોવૃત્તિ બદલાતી ગઈ. ક્રોધ, ગ્લાનિ, ચિન્તાના એક પછી એક ભાવો

ઘણી ત્વરાથી મ્હોં ઉપર આવવા માંડ્યા. કાગળ પુરો થતાં અંદરનો બીજો કાગળ ઉષાકાન્ત તરફ ફેંક્યો.

ગુલાબઃ—"કોનો કાગળ છે ? શું છે ? આમ ત્હમે ગભરાયેલા જેવા કેમ લાગોછો ? કહો તો ખરા. આંસુ કેમ પાડોછો ?"

ગુલાબે આટલા બધા પ્રશ્ન પૂછ્યા તો પણ ધીરજલાલ ઉત્તર આપી શક્યા નહિ. ઉષાકાન્તની માનસિક સ્થિતિ પણ વિચિત્ર થઈ હતી. ધીરજલાલને જોતાં જ ત્હેનું હૃદય ગભરાયું. કાગળ લીધો પણ વંચાઈ જ શક્યો નહિ. આંખે અંધારાં આવવાં માંડ્યાં. આ બેની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે ગુલાબ તો અત્યન્ત ગભરાઈ ગઈ અને 'કહો તો ખરા ?' 'શું છે ?' એટલું જ બોલવા લાગી. નિર્દોષ પણ સ્નેહાળ ઈન્દુ અને કાન્તિ તો દિઙ્મૂઢ થઈ ઘડીકમાં ગુલાબના, ઘડીકમાં ધીરજલાલના ને ઘડીકમાં ઉષાકાન્તના મ્હોં સ્હામું જોતાં અને કારણ સ્હમજ્યા વિના એમના આંખમાં અશ્રુ જોઈ રોવા લાગ્યાં. જરાક શાન્ત થઈ ધીરજલાલે કહ્યું 'આખરે એ ગયો.'

ગુલાબઃ—"કોણ ગયો ? ક્યાં ગયો ?"

ઉષાકાન્તઃ—"પ્રભાકર ક્યાંક ચાલ્યો ગયો."

આ શબ્દ સાંભળતાં જ પુત્રવત્સલ માતા સ્તબ્ધ થઈ પડી. એને શાન્ત કરવી એ પ્રથમ ફરજ મનાઈ અને હૃદયભાર સાથે ધીરજલાલ તથા ઉષાકાન્તે પાણી છાંટી ગુલાબને શાન્ત કરવા પ્રયત્ન કર્યો. પરન્તુ પોતાનો એકનો એક પુત્ર ક્યાં ગયો—જતો રહ્યો—એ વિચાર જ સ્નેહાળ માતાના હૃદયને પીડવા બસ હતો અને કાગળ વાંચવાની સ્થિરતા આવે એ પહેલાં અશ્રુ પ્રપાત થવા લાગ્યો.

**पुरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया ।**
**शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते ॥**

એ ન્યાયે ઉષાકાન્તે ગુલાબને રોવા દીધી. અડધા કલાકે શાન્ત થયા પછી મન અને શરીરથી નિર્બળ થયેલી ગુલાબે ધીરે રહીને પૂછ્યું "ભાઈ ઉષાકાન્ત! પ્રભાકર ક્યાં ગયો? કોનો કાગળ છે?" હૃદયવેગ ખાળતાં ખાળતાં ઉષાકાન્તે કહ્યું, "ભાભી! શાન્ત થયાં હો તો બન્ને કાગળ વાંચું. ધીરૂભાઈ! ત્હમે કેમ બોલતા નથી? ત્હમારે અમને શાન્ત કરવાં જોઇએ! પ્રભાકર વિના મ્હને કેવું થતું હશે? એનો પત્તો ખોળી કહાડયા વિના મ્હને કાંઈ ગમવાનું નથી."

ગુલાબ:—"ઉષાકાન્ત! કાગળ તો વાંચ."

ભાભીના કહેવાથી ઉષાકાન્તે નીચે પ્રમાણે કાગળ વાંચ્યો:—

મુ. ધીરૂભાઈ,

વિ. આ કાગળ જોઈ—વાંચી કદાપિ મ્હારા ઉપર ક્રોધ આવશે. પરન્તુ '**कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति**' એ સિદ્ધાન્તાનુસાર મ્હારા પ્રત્યેના સ્નેહમાં ન્યૂનતા નહિ જ થાય એમ માનુછું. સાયન્સનો મ્હને શોખ છે એ જાણીતું છે. મ્હારી માતાને એ 'ધૂન' લાગતી અને લાગે એમાં નવાઈ નથી. મ્હારી એ 'ધૂન' માટે ઉષાકાન્તને બહુ સાંભળવું પડયું છે અને કદાપિ વધારે સાંભળવું પડશે. પણ ઉષાકાન્તનો જરાપણ વાંક નથી. મ્હારા કરતાં હજાર દરજ્જે સારો છે. ત્હમારા તેમ જ માતુ:શ્રી તરફ એનો અગાધ સ્નેહ છે એ નિ:સંશય. આપણા શ્રેયમાં જ એનું શ્રેય છે એમ માને છે.

માટે એને કાંઈ કહેશો નહિ. મ્હારી સ્નેહાળ માતાને શાન્ત કરશો. બે ચાર વર્ષે ઈશ્વરકૃપા હશે તો જરૂર પાછો આવીશ. મ્હારા વર્તન માટે જરાપણ શંકા લાવશો નહિ. અમૂક સ્થળે પહોંચ્યા પછી દર અઠવાડીયે કાગળ લખીશ. જાણીશું ખરો પણ કુટુમ્બ પ્રત્યેનો મ્હારો સ્નેહ ઓછો થતો નથી. મ્હારી માતાને એટલું જ કહેવું કે 'ચાર વર્ષ છે. એ દરમિયાન લગ્નની તૈયારી કરે. ચાર વર્ષે મ્હારી ધૂન જશે અને લગ્ન કરીશ.' ત્હમારા વિના મ્હારૂં કોઈ નથી. રજા ન આપો એ બ્હીકે આ પગલું લીધું છે; અને જેવી સાહાય્ય કરતા આવ્યા છો એવી સાહાય્ય કરશો. ઈન્દુ ફોઈ–કાન્તિને ગભરાવા દેશો નહિ. ત્હેમને માટે સારૂં સારૂં લાવીશ. એ જ.

લી.

ત્હમારો સ્નેહાંકિત

**પ્રભાકર.**

ઉષાકાન્ત જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ ત્હેનું હૃદય ભરાતું ગયું. ગુલાબનાં નેત્રમાંથી અશ્રુની ધારા ચાલવા લાગી અને એ ધારાથી શગડીમાંનો દેવતા છમ–છમ–છમ થઈ ઓલવાવા લાગ્યો. ધીરજલાલ મુંગા મુંગા સાંભળતા હતા. 'લગ્નની તૈયારી કરે' એ શબ્દથી ગુલાબનું કોમળ હૃદય ભેદાયું અને 'ઉષાકાન્ત ! પ્રભાકરને ગમે ત્યાંથી લાવ ! હું લગ્નનું નામ નહિ દઉં.' એટલું બોલી ઠુઠવો મૂક્યો. ફોઈ ભત્રિજી વિશેષ રોવા લાગ્યાં. ઉષાકાન્ત આવતાં અશ્રુને ખાળતો શું કરવું, તે ન સૂઝવાથી બ્હારીને અઢીંગી નીચું મ્હોં કરી ઉભો જ રહ્યો. જે સ્થળ થોડાક સમય ઉપર આનંદનું સ્થાન હતું, જ્યાં શગડીની

આસપાસ નિર્દોષ કુટુમ્બકથા ચાલતી હતી તે જ જગામાં શોક પ્રસરાયો—એ જ શગડી ટાઢ ઉરાડવાને બદલે હૃદય બાળવા લાગી અને અગ્નિ પોતાનું તેજ આ ખિન્ન હૃદયને દર્શાવતાં શરમાતો હોય એમ ઓલવાવા લાગ્યો. 'ભાઈ ઉપાકાન્ત! ત્હારો કાગળ વાંચને! એમાં ક્યાં ગયો એ લખ્યું હશે.' ભાભીનાં વચન માન્ય કરી ઉપાકાન્તે બીજો કાગળ વાંચ્યો:

પ્રિય ભાઈ ઉપાકાન્ત,

વિ. કાકા ભત્રિજા કરતાં–ભાઈનો–મિત્રનો સંબંધ વિશેષ છે અને ત્હેને લીધે તું લખું તો અયોગ્ય નહિ લેખાય. બાગમાંથી નિકળ્યા પછી મ્હારૂં ચિત્ત સ્વસ્થ થયું નહોતું; અહીં રહી અમૂક જાતના વિચાર કર્યા કરવા, અને દિવસ જતાં ચિન્તા વધારવી એનાં કરતાં Now or Never (હાલ નહિ તો કદિ નહિ) એ સિદ્ધાન્ત ગ્રહણ કરવો યોગ્ય લાગ્યો. ઈશ્વરકૃપાએ અનુકૂળતા પણ થઈ અને ત્હેને લીધે અહીંથી જવું એ નિશ્ચય કર્યો. ક્યાં જાઊં છું?—કેમ જાઉં છું તે અત્યારે જણાવતો નથી. આડે રસ્તે નથી જતો ત્હેની ખાત્રી કરી આપવાની જરૂર ધારતો નથી. સૌ. ગુલાબબ્હેને મ્હારે માટે ત્હને ઘણું કહ્યું છે અને કહેશે. ત્હેં ત્હારી પોતાની માતા હોય એમ સાંભળ્યું છે અને અંતઃકરણમાં જરા પણ ખોટું લગાડયું નથી. એ કેવી ઉચ્ચવૃત્તિ! આપણા અવિભક્ત કુટુમ્બોમાં ત્હારા જેવો સ્વભાવ હોય તો કેટલો કલેશ અટકે? સૌ. ગુલાબબ્હેન ભોળાં છે. મ્હારી ખોટય ત્હારાથી પુરી પડશે એ ખાત્રી છે. પણ ભાઈ! આપણું 'કાકા ભત્રિજાનું જોડકું' ખંડિત થયું તે ક્યારે સંધાશે? મુ. ધીરૂભાઈને મ્હારા પ્રત્યેની ક્રોધની લાગણી દૂર કરાવજે. ઈન્દુ-

ફોઈ અને ચિ. કાન્તિને આનંદમાં રાખજે અને બરાબર કેળવજે. પુલના બાંકડા ઉપર—અથવા બાગના ઓટલા ઉપર બેસે ત્યારે ને સૃષ્ટિ સૌન્દર્ય જોતાં આ દૂર પડેલા માટે સ્નેહનાં આંદોલનો મોકલજે.

લી૦ ત્હારો જ

**પ્રભાકર.**

કાગળ પૂરો થયો; સર્વત્ર ગ્લાનિ પ્રસરી; ગુલાબનાં નેત્રમાંથી દડદડ આંસુ પડતાં હતાં; **ધીર**જલાલ દિંગ્મૂઢ થઈ ગયા હતા; અને ઉષાકાન્ત નેત્રમાં ઝળઝળીયા સાથે હૃદયભાર અટકાવતો ઉભો હતો. આખરે ગુલાબે પૂછ્યું: "ભાઈ ઉષાકાન્ત! પ્રભાકર શું નહિ જ આવે ?"

ઉષાકાન્ત:—"ભાભી ! હું **પ્ર**ભાકરની ભાળ કહાડયા વિના સુખે સૂવાનો નથી. ક્યાં ગયો હશે તે સ્હમજાતું નથી. સ્ટેશન ઉપર જઈ તપાસ કરી આવું છું."

**ધી**રજલાલ:—"ઉષાકાન્ત ! ભાઈની પાસે કાંઈ પૈસા છે કે નહિ ?"

ઉષાકાન્ત:—"**ધી**રૂભાઈ! એકાદ રૂપીઓ પડયો હોય તો પ્રભુ જાણે. એને કોઈનો સંગાથ મળ્યો હોવો જોઇએ."

ગુલાબ:—"ઉષાકાન્ત! **પ્ર**ભાકરની ગમે તે રીત્યે ખબર કહાડ. એને હું કાંઈ નહિ કહું. મ્હારાથી એના વિના નહિ રહેવાય. આંધળાની લાકડી છે. એણે કોઈ દિવસ મ્હને જરાયે કાંઈ કહ્યું નથી. એકલો ક્યાં જશે? એની ખાવા પીવાની મરજી કોણ સાચવશે ? માથું દુખશે તોયે કોઈ સંભાળ લેનાર નથી."

ધીરજલાલ:—"ઉષાકાન્ત! પ્રભાકરને આ શું સૂઝયું? હાલની ઈંગ્રેજી કેળવણીથી સેન્ટીમેન્ટાલિટી* વિશેષ આવતી જાય છે અને સહન કરવાની શક્તિ ઓછી થતી જાય છે. જરાક મનને રૂચતું ન થાય એટલે વૃત્તિ બદલાય છે. હશે! તું સુરત, મુંબાઈ વગેરે સ્થળે જવું યોગ્ય લાગે તો જઈને નહિ તો બીજી રીત્યે તપાસ કર્ય. મ્હાર હો હા કરવાની જરૂર નથી. કોઈ પૂછે તો ગામ ગયો છે એટલું જ કહેવું. ભાળ લાગે તો અહીં આવવા સ્હમજાવજે. ને એ ન ગમે અને એની કરેલી ગોઠવણ એ રીત્યે ભાંગી પડતી હોય અને એથી દીલગીર થતો હોય તો એને રૂચે એમ કરવા દેજે; પૈસા માટે એને કાંઈ સંકોચ પડવા દઈશ નહિ. એણે એક રીત્યે યોગ્ય જ પગલું લીધું હશે. શરીર સાચવી જે કાર્ય કરવું હોય તે કરે એટલે બસ અને આપણને વખતો વખત ખબર કરતો રહે એટલે થયું."

ગુલાબ:—"ઉષાકાન્ત! મ્હેં તને ન કહેવાના શબ્દો કહ્યા છે તે માટે પસ્તાઊં છું. મ્હારા બોલવા સ્હામું જોઈશ નહિ."

ઉષાકાન્ત:—"ભાભી! એ શું બોલ્યાં? ત્હમે કહેવા લાયક છો અને હું સાંભળવા લાયક છું. પ્રભાકર વિના મ્હારા દિવસો કેમ જશે?"

ગુલાબ;—"ભાઈ! એ તો વાત જ સંભારીશ નહિ. મ્હને તો એ જ થયાં કરે છે કે 'એ ગયો કયાં?' એના ખબર આવશે ત્યારે હું સોપારી ખાઈશ ત્યાંસુધી સોપારીને અડકીશ નહિ."

---

* Sentimentality = ભાવમયતા.

આ પ્રમાણે સંધ્યાકાળે જે કુટુમ્બને દુઃખ, નિરાશાનું ભાન પણ નહોતું, સંસારનો કડવો અનુભવ થયો નહોતો તે જ કુટુમ્બને રાત્યના બાર વાગ્યે સર્વસ્વ નિરસ, ગ્લાનિમય લાગવા માંડ્યું. એનું એ જ ઘર, એની એ જ શગડી, એની એ જ છબીઓ, એની એ જ પાનપેટી, અને એના એ જ માણસોની વાતો મન અને ચક્ષુને આનંદ આપવાને બદલે, પ્રભાકરના અભાવે ત્હેના સ્નેહ—ત્હેની નમ્રતાનું તીવ્ર સ્મરણ ઉત્પન્ન કરાવી, બાળવા લાગ્યાં અને 'પણ એ ગયો ક્યાં' ના ભણકારા સર્વત્ર વાગી મર્મને ભેદવા લાગ્યા.

# પ્રકરણ ૨ જું.

## પૂર્વ કથા.

" Large was his bounty, and his soul sincere,
" Heaven did a recompense as largely send:
" He gave to Misery all he had, a tear;
" He gained from Heaven ('t was all he wished)
a friend." *

—*Thomas Gray.*

ધીરજલાલના બાપદાદાનું વતન ભરૂચ હતું; ભરૂચમાં લલ્લુભાઈના ચકલા પાસેનું એક ઘર 'આ અમારૂં ઘર' એમ ઘણા કાળ સૂધી ધીરજલાલ તેમ જ ત્હેના કુટુંબીઓ ઓળખાવતા હતા. ધીરજલાલના દાદાની પાસે બે પૈસાની પુંજી હતી પરન્તુ મુંબાઇનો દરિયો પુરાવાના સટ્ટામાં સર્વસ્વ ખોઈ બેઠા; ઘરબાર ગીરો મૂકવાનો સમય આવ્યો; પોતાના નિકટના પિત્રાઇને ઘર આપી દેવું જેમ તેમ પતાવ્યું; ભૂતકાળનો વૈભવ, આવી પડેલી દરિદ્રાવસ્થાને લીધે વધારેને વધારે સાંભરવા લાગ્યો

* એના દાનનું ક્ષેત્ર વિશાળ હતું; એનો આત્મા શુદ્ધ હતો; અને ઈશ્વરે આનો યોગ્ય બદલો આપ્યો હતો; દુઃખાર્ત્તને ત્હેની પાસે જે હતું તે અનુકંપા આપી હતી અને ત્હેના બદલામાં ઈશ્વર પાસેથી જે જોઇએ તે 'ઇશ્વરી સ્નેહ' રૂપી મિત્ર મેળવ્યો હતો.



પ્રાનમલાલે એક રૂપીઓ મથુરીઆના હાથમાં મૂક્યો.



—પૃષ્ઠ ૧૫.

અને એ આધિના પરિણામે વૃદ્ધ ડોસા છોકરાંની ચિન્તા કરતા મૃત્યુ પથારીએ પડ્યા. અને તે જ અરસામાં પુત્રવધુ દયાકોર સુવાવડમાં હતાં; એક બાજુ ધીરજલાલનો જન્મ અને બીજી બાજુ પિતાનો દેહવિલય કોમલ હૃદયના પ્રીતમલાલની આન્તર્વૃત્તિ અસ્તવ્યસ્ત કરવા બસ હતો.

સ્હાંજના સાત વાગવાની તૈયારી થઈ હતી; સૂર્યનારાયણે અસ્ત થતાં પોતાના સૂવર્ણમય સુરખીવત્ કિરણોનો અંબાર ચોગરદમ પ્રસાર્યો હતો; નર્મદાના વિશાળ પટઉપર માછીઓના વહાણોમાંથી કર્કશ ધ્વનિ કાનની સાથે અથડાતા હતા; બગલાં આદિ પક્ષીઓ સ્વસ્થાનકે ટોળાંબંધ જતાં હતાં; દૂર દેખાતા ભવ્ય પૂલ ઉપર ગાડીનો ધબકારો સંભળાતો હતો; નર્મદાના ઘાટ ઉપર હિંદુ, પારસી, મુસલમાન સ્ત્રીઓ પાણી ભરી જતી નજરે પડતી હતી. પ્રીતમલાલ પિતાને દવા પાઈ, ઘડીકમાં પિતાની ગંભીર માંદગીની, ઘડિકમાં સુવાવડ સુવા ગયેલી નિરક્ષર પણ સ્નેહાળ અને સંસ્કારિત પત્નીની, બન્નેને કાંઈ થયું તો ભવિષ્યની સ્થિતિનું ચિત્ર નજર આગળ ખડું કરી સર્વની ચિન્તા કરતો નર્મદા નદીના પ્રવાહઉપર સૂર્યના રક્ત કિરણોથી રક્ત થયેલાં વાદળનાં પ્રતિબિમ્બ જોતો, પાછલી બ્હારીયે ઉભો હતો. એટલામાં પ્રીતમલાલના સસરાનો નોકર મથુરીયો ઉપર આવ્યો અને “ભાઈ! દયાબ્હેનને છોકરો આવ્યો” એ શબ્દ કહ્યા. સ્હેજ ગળગળીત આંખે “એમને શરીરે તો સારૂં છે ને?” એમ કહી પ્રીતમલાલે એક રૂપિયો મથુરીયાના હાથમાં મૂકયો. મથુરીયાના પગરવથી ડોસા જાગૃત થયા અને પૂછ્યું “પ્રીતમ! કોણ હતું એ?”

"એ તો મથુરીયો !"

"કેમ આવ્યો હતો ? વહુને શરીરે સારૂં તો છે ને ?"

"હા ! એ તો ખબર કરવા આવ્યો હતો."

"શાની ? કાંઈ આવ્યું ? છોકરો આવ્યો ?"

"હા."

'હા' ની સાથે જ વૃદ્ધ ડોસાની આંખ્યમાંથી આંસુ ટપકવા લાગ્યાં; આંખ્યો મીચાઈ ગઈ: અને હાથજોડી ઈશ્વિરની સ્તુતિ કરતા હોય એમ જણાયું. થોડીવાર પછી ડોસાએ **પ્રીતમને** પાસે બોલાવ્યો અને કહેવા લાગ્યો. "**પ્રીતમ**! હવે મ્હને શાન્તિ થઈ; મ્હેં ત્હને કાંઈ આપ્યું નથી; ભૂતકાળની વાતો જ વારસામાં મળી છે. દયાકોર એ દિવ્ય કન્યા છે. એને દૂભવીશ નહિ. મ્હારી પાછળ ન્યાતવરા કરવાની જરૂર નથી. દુનિયામાં સત્કાર્ય કરી મ્હને સંભારશો એ મ્હોટું શ્રાદ્ધ થયું છે એમ હું માનીશ. **પ્રીતમ**! ત્હેં કદિપણ મ્હારી આમન્યા ઉથાપી નથી. ત્હમને ધણીધણીયાણીના વ્યવહારમાં જેમ બને તેમ સરળતા કરી આપવા યત્ન કર્યો છે છતાં કોઈ દિવસ ત્હમામાંથી મ્હારે લીધે સુખ ભોગવાયું નહિ હોય તો અમૂક વય પછી બીજાનું કરેલું અયોગ્ય લાગે છે તેને લીધે જ હશે. પૈસો નથી મૂકયો, તેમ પાઈનું દેવું પણ નથી મૂક્યું. ઘરબાર વગેરેની વ્યવસ્થા કરી દેવું પતાવ્યું છે. જેમ બને તેમ આ ગામથી, આપણા સગાં વ્હાલાંથી દૂર રહેવાય તો સારૂં. **न बन्धुमध्ये धनहीन जीवितम् ॥**"

"એ વાકયનો મ્હને યથાસ્થિત અનુભવ થયો છે. **પ્રીતમ** ! વૈભવના વખતમાં રાત્ય દિવસ પડયા પાથર્યા રહેનારમાંથી દવા

આવનાર કોઈ નથી. ન્હાનામાં ન્હાનાથી તે મ્હોટામાં મ્હોટાં સૂધી દરેકને ત્યાં હું સ્મશાનમાં ગયા વિના રહ્યો નથી; ત્હારી મા ગુજરી ગઈ ત્યારે આખી નાત ડાઘુએ આવી હતી; પણ મ્હારી પાછળ જોજે; વાતોમાં 'પૈસો બુરી ચીજ છે' એ કહેવું સારૂં છે પરન્તુ વ્યવહારમાં પૈસો એ જ પરમેશ્વર છે. ભાઈ! મ્હને ત્હમારા બે તરફનો સંતોષ છે અને આટલી ખુશાલીની વાટય જોતો હતો. ભાઈ! હું જાઉં છું. ઈશ્વિર ત્હારૂં કલ્યાણ કરશે. જય શંકર! ત્હારે શરણ છું." આટલું કહી ડોસા શાન્ત થયા અને આંખો મીંચી પડ્યા રહ્યા. પ્રીતમલાલ પિતાના સ્નેહ-શબ્દ સાંભળતો ત્હેમના ઓશીકા પાસે નીચું મ્હોં કરી શાન્ત ગંભીર અને ગ્લાનિગ્રસ્ત મુદ્રાએ બેઠો હતો ત્યાંથી ઉભો થયો. ફ્રરી બારીએ ઉભો. નર્મદાના નીરમાં માછીના છોકરાઓ આનંદમાં હસતા કુદતા એક ન્હાનું કોટીયું હંકારતા હતા; કોટીયું પાણીમાં ઉછળતું હતું; આગળ જતાં એક વ્હાણ સાથે અથડાયું ને અથડાતાંની સાથે જ ઉંધુ વળ્યું. કોટીયાની અંદરના બે છોકરા પાણીમાં પડયા. પડતાંની સાથે જ મ્હોટા વ્હાણમાંના માછીઓનાં ભજન બંધ થયાં અને ધબોધબ નદીમાં કુદકા મરાયા. પ્રીતમલાલે બ્હારીયેથી જોઈ શકાય એટલે દૂર માછીના છોકરા માટે જોયું પણ પત્તો લાગ્યો હોય એમ દેખાયું નહિ. "હમણાં તો આનંદ કરતા હસતા કુદતા દેખાતા હતા ને એટલામાં ક્યાં ગયા? મ્હોત આમ સદાયે પાસે ભમતું હશે? છોકરાઓનો હસતો ચ્હેરો હજી નજરે તરી આવે છે. એ ચ્હેરો ફ્રરીને હું નહી જોઈ શકું? આજ જીવન!" આમ ચિન્તાગ્રસ્ત પ્રીતમલાલ અંધારૂ થવાથી કાંઈ દેખી ન શકયે

એટલે દિવો કરવા ગયો. દેવને દિવો કરી નમ્ર ચિત્તે શિર્ષ નમાવી પ્રણામ કર્યાં અને પિતાની પથારી તરફ ગયો. ધીરે રહીને દૂધ પાવા ઉઠાડવા પિતાના માથા ઉપર હાથ મૂકતાંની સાથે જ શરીર ઠંડુગાર લાગ્યું. ધીરે રહીને એકાદ બે બૂમ પાડી પણ નિષ્ફળ. **પ્રીત**મલાલ ગભરાયો. દાક્તરને બોલાવવા કોને મોકલે? નોકર હતો નહિ ને પોતે જાય તો ઘેર કોણ? આખરે **પ્રીત**મલાલની હિંમત રહી નહી અને દોડતા ચૂનારવાડામાંથી ડૉ. **ભરૂ**ચાને બોલાવવા ગયો. ડૉકટરને ત્યાં બે, ચાર મિત્ર આવેલા હોવાથી 'આવું છું' કહી **પ્રીત**મલાલને ઉભો રાખ્યો. અડધો પોણો કલાક થયો પણ **ભરૂ**ચા ઉઠે નહિ. "સાહેબ! આવો છો? મ્હારા પિતાનું શું થયું હશે? એમની પાસે કોઈ નથી!" **પ્રીત**મલાલના આવા શબ્દના ઉત્તરમાં "આવીએ છીએ. શી ઉતાવળ છે? મરી જશે તો તમારા જેવા ગરીબ લોકને લાભ થશે." ડૉકટરે જવાબ દીધો. **પ્રીત**મલાલના હ્રદયમાં આ શબ્દે બહુ વેદના ઉત્પન્ન કરી પરન્તુ એનું કાંઈ ચાલતું નહતું. જે શેઠની ઉદારતાથી ધર્માદા દવાખાનું કરવામાં આવ્યું હતું તે શેઠની શરત એ હતી કે દાક્તરે વીઝીટ ફી પણ ન લેવી. **પ્રીત**મલાલની સ્થિતિ વીઝીટ ફી આપે એવી નહોતી. અને તેથી જ પિતાની દવા ડૉ. **ભરૂ**ચાની કરવામાં આવતી. ઉદારવૃત્તિના મનુષ્યો પૈસા આપે, ધર્માદા સંસ્થાઓ કાઢે પરન્તુ એ ઉદ્દેશ સાચવી, ઈશ્વરપ્રીત્યર્થે કામ કરનારા કેટલા થોડા હોય છે એ કોને અજાણ્યું છે? ડૉકટર **ભરૂ**ચા જેવા કેટલા દાક્તરો ગરીબ વર્ગને બ્હાને પૈસા ખાઈ ત્હેમની પ્રત્યે બેદરકાર રહેતા હશે? દ્રવ્યવાન્—સત્તાધારીઓને ધર્માદા દવાખાનામાં જ સર્વ સગવડ કરી આપી દ્રવ્યવાનના

કુતરા કરતાં પણ ખરાબ રીતે ગરીબવર્ગ પ્રત્યે વર્તે છે એ ધર્માદા દવાખાનાનું અવલોકન કરવાથી સહજ જણાશે.

બરાબર એક કલાકે ડૉ. ભરૂચા મનમાં બડબડતા પરન્તુ બ્હારથી ગરીબવર્ગ માટે સ્નેહ ઉભરાઈ જતો હોય તેમ ડોળ કરી, પ્રીતમલાલની સાથે ગયા. ઘેર આવી ડૉક્ટર સાહેબે ઉભાને ઉભા વૃદ્ધ ડોસા સ્હામું જોઈ, નીચા વળી નાડી તપાસી, અંતઃકરણમાં જરાપણ લાગણી શિવાય–'He is dead નકામો મ્હને અત્યારમાં ધક્કો ખવરાવ્યો.' કહી ચાલતી પકડી. પ્રીતમલાલ હજી તો પિતાની સ્થિતિ માટે ચિંતાગ્રસ્ત છે, દાક્તર શું કહેશે તે સાંભળવા ઉત્સુક છે ત્યાં He is dead એ શબ્દોએ ત્હેના હૃદયમાં જખમ કર્યો, મગજ એકદમ ભમી ગયું. આંખે ઝળઝળીયાં આવ્યાં; વિશેષમાં 'નકામો ધક્કો ખવરાવ્યો' એ વાક્યથી પ્રીતમલાલનું હૃદય અત્યન્ત દુભાયું અને ક્રોધ તેમ જ શોક રૂવે રૂવે વ્યાપી રહ્યો. દરિદ્રોને આવા શબ્દો સાંભળવા પડતા હશે ત્હેનો એને આજ જ અનુભવ થયો. આવા કઠોર વાક્યો શેઠ, શાહુકાર અને અધિકારીઓને નમી નમી સલામ કરતા ડૉકટરના મ્હોમાંથી સાંભળવા દયાકોર નથી તે માટે ઈશ્વરનો ઉપકાર માન્યો અને શોકપીડિત હૃદયે ડૉકટરને વિદાય કરી ઉપર આવી પિતાની પથારી પાસે હૃદય ખાલી કર્યું. એક સમય જે ઘરની દેવડીયે માણસોની ઠઠ જામતી, જે ઘરમાં માથે બ્હોરી કામ કરવાની હુંશા તુંશી ચાલતી, જેનું સ્મિતહાસ્ય, આગળ પાછળના મનુષ્યો, કૃપાની દૃષ્ટિ સ્હમજતા, જેનો ક્રોધ દૂર કરાવવા સર્વ ત્યાગ કરવા ઉત્સુક હતા તે જ મનુષ્યના મૃત્યુ સમયે દાક્તરને બોલાવવા, અવસાન ક્રિયા કરાવવા કોઇ નહિ !

કેવી સ્થિતિ ! સુખમાં ચમન કરનારાને પૃથ્વીની સપાટી ઉપર આવા અસંખ્ય બનાવો બને છે ત્હેનું ક્યાંથી ભાન હોય ?

**न जाने संसारः किं अमृतमयः किं विषमयः ।**

એ વિચાર **પ્રીતમલાલને** આવ્યો.

**પ્રીતમલાલ** અને દયાકોર સુજનતાથી આડોશી પાડોશીને એટલાં પ્રિય થઈ પડયાં હતાં કે ડૉક્ટરને આવેલો જોઈ પાડોશની વિધવા **પશીડોશી** ઘરમાં આવી અને **પ્રીતમલાલને** પાસે બોલાવી ધીરજ આપી. સામાન્ય રીતે અને ત્હેમાં ગરીબ વર્ગને જેટલાં આડોશી પાડોશી સાહાય્ય આપી શકે છે, તેટલી, તેથી અર્ધીપણ સગાં, જ્ઞાતિજનો આપી શકતાં નથી. **પ્રીતમલાલે** *ઘડીકમાં દયાકોરનાં, ઘડીકમાં પુત્રજન્મનાં, ઘડીકમાં પિતાના મૃત્યુના, ઘડીકમાં ત્રાસરૂપ દેખાતા ભવિષ્યના અને ઘડીકમાં મનુષ્ય માત્રને ઉત્સાહી અને સુખી બનાવનાર આશાજનિત કાલ્પનિક સુખોના વિચાર કરતાં રાત્રિ વ્યતિત કરી.

પ્રાતઃકાલમાં **પશીડોશીએ** પોતાના પુત્ર મારફત બજારમાંથી સર્વ સામાન મંગાવી **પ્રીતમલાલને** સંબંધીઓને ખબર કરવાને બોલાવી આવવા કહ્યું.

**પ્રીતમલાલ** જ્ઞાતિમાં ફરી આવ્યો, બેએક કલાક વાટય જોઈ પરન્તુ **પ્રીતમલાલના** બેચાર અંગત મિત્રો સિવાય અને દયાકોરના ભાઈ સિવાય કોઈ આવ્યું નહિ. **પ્રીતમલાલ** બહુ મુંઝાવા લાગ્યો. "જે જ્ઞાતિમાં વધારે કેલવણી તે જ્ઞાતિમાં વધારે સ્વાર્થવૃત્તિ. નંદકિશોરનો પુત્ર ગુજરી ગયો ત્યારે મ્હોટા મ્હોટા માણસો જેઓ આડે દિવસે દેખાયે દેતા નહોતા તે

---

* આ સંસાર અમૃતમય છે કે વિષમય તે જાણતો નથી.—ભર્તૃહરી.

આવ્યા હતા. નંદકિશોર સત્તાધારી, દ્રવ્યવાન્ ત્હેમની શેહ સર્વને પડી. શું એમનું મૃત્યુ એવે સ્થળે જ થશે કે જ્યાં એમના સર્વ સગાંઓ હશે? ઈશ્વિરના દરબારમાં ગરીબની ગણના જ નહિ હોય? ઘર આગળ સાપ, કુતરૂં કે ગધેડું મરી જાય તોપણ ત્હેને ઠેકાણે પાડવામાં આપણા લોકો પુણ્ય માને છે; પરન્તુ અમારા જેવા એક જ જ્ઞાતિના સગાંસંબંધીના પણ ગરીબ વર્ગના સગાંને અવલ મજલ પહોંચાડવામાં હીનપસ્તી માને છે. સ્મશાન એટલું દૂર છે કે અમે ચાર પાંચ જણા એકલાં જઈએ તોપણ અધમૂવા થઈ જઈએ. સાહેબ લોકોની માફક ગાડી હોય તો કેવું સારૂં? મુસલમાનો પણ ગમે એવા મુસલમાનના શબને અવલ મજલ પહોંચડાવું એ ધર્મકાર્ય માને છે ત્યારે આપણી કેવી સ્થિતિ?" આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં પ્રીતમલાલે બહુ વાટય જોઈ. આખરે એકાદ બે "હવે તો લઈ ગયા હશે. મોડી ખબર મળી ને ખબર મળી કે તરત આવ્યા પણ લઈ ગયા'તા એટલે શું કરીયે એમ કહીશું." એવો ઠરાવ કરી આવ્યા પણ સપડાયા. પશી ડોશીએ ઉભે પગે પ્રીતમલાલને મદદ કરી હતી અને એના કહેવાથી આખરે અગ્નિસંસ્કાર માટે શબને લઈ જવામાં આવ્યું.

સ્હાંજના ચાર વાગ્યા. સર્વ મંડળ વિખરાયા પછી પ્રીતમલાલ એકલો પડયો અને જમીન ઉપર જ તકીયો નાંખી નિરાશ થઈ સૂતો. સ્હામે પોતાની માતાની છબી ટાંગેલી હતી. તે જોતાં કાઉપરને થયું હતું તેમ ઉત્તેજિત કરતી લાગી.

"Grieve not, my child, chas all thy fears away"*

---

* શાન્ત થા! તું પુત્ર મ્હારાં! ઉદ્વેગને કર દૂર તું.

નિ:શબ્દ જડ છબી—અચેતન મૂર્તિ કરતાં અંદર રહેલા આત્મા પ્રત્યે સદ્‌ભાવ હોય, પ્રેમ હોય, તો આશ્વાસન આપી શકે છે. માર્ગદર્શક થઈ શકે છે. આંતર્વૃત્તિના ઉપર કોમલ અસર કરી શકે છે તે હ્‌હેણે આજ જાણ્યું. પોતાની વ્હાલી માતાના આત્મા સાથે વાત કરી રહ્યો ત્યાં બારણું ઉઘાડી મથુરીયો દાખલ થયો અને કહ્યું:—

"ભાઈ! દયાકોરબ્હેને સર્વ હકીકત જાણી છે; એમનો જીવ ત્હમારામાં છે. બધાંયે ના કહે છે તો પણ સ્હમજતાં નથી. મ્હને અહીં મોકલ્યો છે અને કહ્યું છે કે 'ત્હમે જરાયે ગભરાશો નહિ. મ્હારે શરીરે સારૂં છે. ત્હમે ત્હમારૂં શરીર સંભાળજો. કંઈ હરકત પડે તો આ કુંચીથી મ્હારી પેટી ઉઘાડજો અને ત્હેનો ઉપયોગ કરતાં સંકોચાશો તો હું વ્હાલી નથી એમ સમજીશ. એનો જરૂર પડે ઉપયોગ ન કરો તો મ્હારા સમ.' પ્રીતમભાઈ! આ વાત ઘરમાં કોઈ જાણતું નથી. દયાબ્હેનને મ્હેં રમાડેલાં તેથી જ મ્હને આ ખાનગી રીત્યે કહેવા મોકલ્યો છે. મ્હારા જેવું કામકાજ બતાવજો. ત્હમારે કાંઈ કહેવું છે?"

"ના! એટલું જ કહેજે કે મ્હારી ફિકર ન રાખે અને શરીર સંભાળી જલ્દી આવે એટલે નિરાંત. જરૂર પડે કુંચીનો ઉપયોગ કરીશ. મથુર! એમની તબીયત બરાબર ઠીક થાય ત્યાં સુધી વખતો વખત ખબર કરજે." મથુરીયો ચાલ્યો ગયો પણ પાછળ જે સંસ્કારો મૂકતો ગયો તે પ્રીતમલાલને વધારે નમ્ર બનાવવા, વધારે ગળગળો બનાવવા બસ હતા. સુવાવડના હજી તો માંડ બે દિવસ થયા છે. શરીર નબળું છે છતાં ત્યાં

પડી પડી મ્હારી ચિન્તા કર્યાં કરે છે અને કુંચી મોકલી. ન કરે નારાયણ ને વૈધવ્યદશા પ્રાપ્ત થાય તે સમયે જેના ઉપર જીવન ટકાવી શકાય તે પણ મ્હને સોંપી દીધું ! વ્હાલી દયા ! એક બાજુ મ્હારી વ્હાલી માતાએ પોતાનાં પ્રેમાલ ચક્ષુ અને આન્તરશબ્દથી પ્રોત્સાહિત કર્યો ત્યારે ત્હેં પણ ત્હારા સ્નેહભર્યાં આત્મભોગી વર્તનથી મ્હને ચિન્તામુક્ત કર્યો.

**दरिद्रस्य परामूर्तिः तृष्णा न द्रविणाल्पता. ॥***

અને ત્હારા જેવા સ્નેહથી પરિપૂર્ણ જીવનૂ મિત્ર છે.

દરિદ્રતાનું દુઃખ વિસારે પાડી સૌખ્યની શાન્ત છાયા પ્રસારનાર મ્હારી દયા તું છે પછી દુઃખ **શું** !" આવુ બોલી શાન્ત થયો.

પિતા ગુજરી ગયા: દિવસ પછી દિવસ ચાલવા માંડ્યા અને શું કરવું એ પ્રશ્ન **પ્રી**તમલાલના ચિત્તને ડોળી નાંખવા લાગ્યો. **પ્રી**તમલાલ મેટ્રીક સૂધી ભણ્યો હતો અને એકાદ બે ટ્યુશન રાખી દસ પંદર રૂપીઆ લાવતો હતો અને કાયમી નોકરીની તલાસમાં હતો. દોઢ મહિનો પૂરો થયે દયાકોર આવી અને પતિને ગૃહકાર્યમાં મદદ કરવા લાગી. પોતાની ઇચ્છા હતી અને દયાકોરની સંમતિથી પિતાના બારમા તેરમાનાં જ્ઞાતિભોજન માંડી વાળ્યાં હતાં. દયાકોર પતિની—પોતાની—આર્થિક સ્થિતિ સ્હમજતી હતી અને એવે વખતે બારમું કરી લોકમાં ખોટી કીર્તિ મેળવવા અને પછીથી પૈસાની તાણ ભોગવવા રાજી

---

* દ્રવ્યનો અભાવ એ દરિદ્રતાની દુઃખદ મૂર્તિ નથી પરન્તુ તૃષ્ણા એ જ ખરી મૂર્તિ છે.

ન્હોતી અને તેથી જ તે પોતાનાં પિયરીયાંની પણ દરકાર ન રાખતાં પ્રીતમલાલની ઇચ્છાનુસાર વર્તી. જો સ્ત્રીઓ જ સ્હમજતી થાય એટલે કે સ્ત્રીઓને યોગ્ય કેળવણીથી સ્હમજતી કરવામાં આવે તો આપણા સામાજીક સુધારા કરવામાં કેટલી અનુકૂળતા થાય ? મ્હોટા મ્હોટા સુધારકો જેમનાં હૃદયમાં સુધારાની તીવ્ર લાગણી હોય છે તેઓને પણ પોતાની વ્હાલી માતા, પત્ની કે ભગિનીના દુરાગ્રહને લીધે પોતાના સિદ્ધાન્ત વિરૂદ્ધ વર્તતાં કોણે સાંભળ્યા નથી ? જેની સાથે ગૃહસંસાર ચલાવવો છે, જેમની સાથે સતત્ રહેવાનું છે ત્હેમને દુભવી, કુટુમ્બમાં કલેશનાં બીજ વાવી સુધારક થવાની હિમ્મત ન હોવાથી આવાં પરિણામ આવે છે. આવે સમયે સ્ત્રીઓ જ સહાયભૂત થતી હોય તો કેટલો લાભ ? દયાકોરના સમયમાં મહિલાપરિષદો ન્હોતી: દયાકોરે ઉંચી કેળવણી લીધી ન્હોતી પરન્તુ માબાપની યોગ્ય તાલીમથી, પ્રીતમલાલ જેવા પતિના સહવાસથી ત્હેનું મન ઉન્નત થયું હતું; ખરૂં સુખ શું છે તે સ્હમજતી થઈ હતી, 'રૂઢી રાક્ષસી' ના સંબંધથી શાં શાં માઠા પરિણામ થાય છે તે ત્હેણે દુનિયામાં બનતા બનાવોથી જાણ્યું હતું અને તેથી જ ત્હેણે સસરા પાછળ વાહ વાહ વાહ કહેવડાવવા ના કહી હતી.

દસ વીશ રૂપિયામાં ચાકર રાખવો પોષાય નહિ અને તાણ વેઠી 'ખોટું દેખાશે' એ બ્હીકે ચાકર રાખી ગૃહની વ્યવસ્થા અસ્તવ્યસ્ત કરવા દયાકોરની ઇચ્છા ન્હોતી. ધીરજલાલની ગૃહકેળવણી પ્રીતમલાલ અને દયાકોરે હાથમાં લીધી હતી. આત્માવલંબનના સંસ્કાર ધીરજલાલમાં દાખલ થયા હતા.

ગરીબ દુ:ખાર્ત્તજનને યથાશક્તિ સાહાય્ય કરવી તે આ કુટુમ્બમાં કર્તવ્ય મનાતું; ઢેડ–ભંગી કે બ્રાહ્મણ દુ:ખ પીડિત હોય તો **દયાકોર** તેમ જ **પ્રીતમલાલ** સ્નેહથી ત્હેમની ખબર પૂછતાં, ઘરગથ્થું વૈદુ બતાવતાં, અને વાર તહેવારે ગામ બ્હાર ગરીબ લોકોના ઝુંપડામાં જઈ તેમનાં જીવન સરલ કરી આપવા યત્ન કરતાં. **ધીરજલાલ** આ સર્વ મુગો મુગો નિહાળતો અને વગર મહેનતે તેનામાં દયા અને પ્રેમના અંકુરો ફુટવા લાગ્યા. **પ્રીતમલાલ** કે દયાકોરના કુટુમ્બ પ્રત્યે જ્ઞાતિવાળા કાંક તિરસ્કારની દૃષ્ટિએ જોતા હતા. ઘોડીયામાં **ધીરજલાલ** ન ઝડપાયો તેથી દયાકોરનું કુટુમ્બ ફટ્ફટ્ થયું હતું પણ **પ્રીતમલાલ** કે દયાકોરને જરા પણ ઉચાટ ન હતો; **ધીરજ** આવ્યો ને પિતા ગુજરી ગયા માટે તે ‘ નેશ પગલાંનો ’ લેખાવા લાગ્યો હતો અને તેથી ત્હેને કોઈ બોલાવતા નહતા. આનો લાભ એ થયો કે **ધીરજલાલ**, **પ્રીતમલાલ** અને દયાકોરની પાસે રહ્યો અને સામાન્ય રીતે પડતી બીજી ટેવો પડવા ન પામી.

**પ્રીતમલાલે** દરેક ખાતામાં અરજી કરી હતી; બની શકે તેટલા ઓફીસરોને મળી આવ્યો હતો; પરન્તુ કાંઈ પત્તો લાગ્યો નહિ; કેટલાકમાં આશાજનક જવાબો આવ્યા હતા પણ વગ ન હોવાથી નિરાશ થવું પડ્યું; રેલ્વે, તાર વગેરેમાં દાખલ કરાવી આપવા બેચાર તૈયાર થયા પરન્તુ નજરાણા મૂકવાની શક્તિ નહોવાથી કાંઈ વળ્યું નહિ. છેવટે પોતાના પિતાના સહાધ્યાયી **પ્રિયસુખરાય** જેઓ **અમદાવાદમાં** મામલતદાર હતા ત્હેમને વિવેકસર પત્ર લખ્યો પરંતુ પત્રનો ઉત્તર જ નહિ. ‘પિતાના વખતમાં અમારે ત્યાં ઘણો વખત રહ્યા હતા;

ગાડી ઘોડા વાપર્યાં હતા; અને એમને માટે પિતાને ચાર પૈસાનો ઘસારો પણ લાગ્યો હશે. તે છતાં અત્યારે ઓળખાણ જ નહિ એમ વર્તે છે! નોકરી ન અપાય તો કાંઈ નહિ પણ ચાર આંકડામાંથી પણ ગયા?' આમ દયાકોર અને પ્રીતમલાલ વાતો કરતા હતા ત્યાં તાર આવ્યો. 'આપણને તાર કોણ મૂકે એમ છે. આપણું કોઈ પરગામ નથી જે સાજુ માદું હોય' એવી ચિન્તા કરતો પ્રીતમલાલ તાર લેવા ઉઠયો અને ધડકતે હૃદયે દયાકોર હેની પાછળ ગઈ. તાર ફોડ્યો, તાર પ્રિયસુખરાયનો હતો અને હેમાં 'જલ્દી આવો' એટલા જ શબ્દો લખ્યા હતા. 'આ શબ્દોમાંથી શું સ્હમજવું? નોકરીને માટે બોલાવતા હશે કે કેમ?' એવા અનેક તરંગો પતિપત્નીના મનમાં આવ્યા. રાતની બાર વાગ્યાની ગાડીમાં જવાનું નક્કી કરી દયાકોર પતિને માટે ભાથાની ત્રેવડ કરવા મંડી અને પ્રીતમલાલ પોતાના એકાદ બે મિત્રોને મળી આવ્યો. હાથમાં ન્હાનું પોટલું લઈ ધીરજલાલ તથા દયાકોરને સજળ સ્નેહ ભરી આંખ્યે નિહાળી પત્નીની શુભેચ્છાઓ લઈ હીંડતો જ સ્ટેશન ઉપર ગયો અને અમદાવાદ સ્હવારમાં પહોંચ્યો.

વીશીમાં પોટલું મૂકી પ્રિયસુખરાયનું ઘર ખોળતો ખોળતો રાયપુરમાં આવ્યો. પોલીસ ચોકી આગળ તપાસ કરતાં મામલતદાર સાહેબનું ઘર ખોળી કહાડ્યું. દેવડીએ બેચાર સીપાઇઓ બેઠા હતા; પ્રિયસુખરાયના છોકરાંઓ સીપાઇઓ પાસે રમતાં હતાં અને સીપાઇઓ અંદર અંદર બનાવવાની, ગાળો દેવાની, મારવાની તાલીમ આપતા હતા; શેઠાણી—નવાં શેઠાણી—એકાદ બે રજપુત સિપાઇઓ સાથે સોગટાંબાજી

રમતાં હતાં; અને 'બા' ની કાંકરી મારતાં ડરતા હતા; 'બા'ને સોગટાં રમવા, સીપાઇઓ જોડે વાતો કરવા, કારકુનોની વહુ-ઓને બોલાવી તે ઉપર સામ્રાજ્ય ભોગવવા, અને કોઈ વખત ઠાઠ મારી ગાડીમાં બેસી બીજા ઓફીસરોની વહુઓને ત્યાં મળવા જવા સિવાય બીજો ધંધો હતો નહિ. રંસોઇઓ, નોકર ચાકર હોય પછી સ્ત્રીઓને શું કામ હોય? સ્ત્રીઓની ફરજ બજાવવાની હોય તો પછી મ્હોટે ઘેર પરણવું શા માટે?

તપાસ કરતાં 'રાવસાહેબ' હજી સૂતા છે એટલો જવાબ મળ્યો. મામલતદાર સાહેબના ઘરનો તાલ જોતો **પ્રી**તમલાલ બેઠો. એક કલાકે **પ્રિ**યસુખરાયે **પ્રી**તમલાલને અંદર બોલાવ્યો અને કુશળ સમાચાર પૂછ્યા. "ત્હમારો કાગળ મળ્યો હતો. પરન્તુ જવાબ લખવો ઠીક નહી ધારી લખ્યો નહોતો. એથી ત્હમારા મનમાં કાંઈ કાંઈ વિચાર આવ્યા હશે: ત્હમારા પિતાને અને મ્હારે ઘણો સંબંધ હતો; ત્હમારી આવી સ્થિતિ હશે એમ મ્હને સ્વપ્ન પણ નહિ; ત્હમારી ખબર કાઢવાની ઘણી વખત ઉત્કંઠા થતી પણ કામને લીધે વિસરી જતો. હશે. ત્હમને મદદ કરવી એ હું મ્હારી ફરજ સ્હમજુ છું અને મ્હેં ત્હમારે માટે ગઈ કાલે સાહેબને વાત કરી છે; હાલમાં અંગ્રેજી જાણ-નારની ખોટ છે અને ત્હમે સારૂં કામ કરશો. એવી મ્હેં ખાત્રી આપી છે. આજ જમીને બપોરે મ્હારી સાથે ઓફીસમાં આવજો. સાહેબને હું મેળવી આપીશ. બરાબર બાર વાગ્યે આવજો.' આટલું કહી **પ્રી**તમલાલને રજા આપી.

**પ્રી**તમલાલના મનમાં તો એમ જ હતું કે **પ્રિ**યસુખરાય-કાકાને ઘેર જ ઉતરીશું પણ આનો રોકડો જવાબ મળ્યો.

આમાં પ્રિયસુખરાયનો બહુ વાંક નહોતો. કારણ કે નવાં શેઠાણીનો મિજાજ બહુ કડક હતો; મામલતદાર સાહેબ કચેરીમાં ગુન્હેગારને પાંચ છ મહિના કેદની શિક્ષા કરી શકતા પણ ઘરમાં ત્હેમનું કાંઈ ચાલતું નહિ. ત્હેમાં મહેમાનની વાત આવી કે શેઠાણી ચણ્ડિકા થતાં. 'એવા લડધાઓ રોજ રોજ આવી મફતનું ખાઈ જતાં શીખ્યા છે! કાંઈ મફત નથી આવતું! આટલું મૂકીને આપણે ત્યાં શું છે' એમ શેઠાણી મામલતદાર સાહેબ ઉપર રોષ કાઢતાં. પ્રિયસુખરાય સ્હમજુ હતો અને તેથી ઘરમાં કલેશ વધારવાને બદલે મહેમાનગીરીની ભાંજગડમાં પડતો જ નહિ. ના ન કહેવાય એવા મહેમાનો માટે ત્હેમણે એક ન્હાનો બંગલો ભાડે લઈ રાખ્યો હતો અને ત્યાં માણસ રસોઇઆની તજવીજ કરી રાખી હતી; મહેમાનને બ્હારોબ્હાર બંગલે મોકલવામાં આવતો અને મામલતદાર સાહેબ મહેમાન રહે તેટલા દિવસે ત્યાં રહેતા અને ઘર આગળ ડીસ્ટ્રીકટમાં ગયા છે એમ સ્હમજાવવામાં આવતું. આટલી બધી ચોકસાઈ છતાં કદાપિને શેઠાણીને ખબર પડતી તો મામલતદાર સાહેબની ધૂળ નિકળતી અને શાન્ત ચિત્તે સાંભળી રહેતા અને 'હવેથી વિચારીશું' એટલો જ ઉત્તર આપતા. પ્રીતમલાલ વિશીમાં જઈ ભોજન વગેરેથી પરવારી બરાબર બાર વાગ્યે મામલતદાર સાહેબને ઘેર આવ્યો અને ત્હેમની સાથે ગાડીમાં કચેરીમાં ગયો. કચેરીમાં સાહેબને મળ્યો અને વાતચિત્ત અને જ્ઞાનથી સંતુષ્ટ થઈ સાહેબે ચાળીસ રૂપીઆની ઇંગ્રેજી ક્લાર્કની જગા આપી. આ હુકમ મળતાંની સાથે જ પ્રીતમલાલની આંખ્યમાં હર્ષનાં આંસુ આવ્યાં, ઇશ્વરનો ઉપકાર માન્યો અને સાહેબ તેમ જ પ્રિયસુખરાયનો આભાર માની બ્હાર નિકળ્યો. પોતાના

એકાદ બે ન્યાતીલા મિત્રોને મળી ઘર ખોળી રાખવાની વિનંતી કરી તે જ રહાંજની ગાડીમાં ભરૂચ ગયો. ભરૂચમાં દયાકોર પતિને નોકરી ઉપર જવું પડે તો શું શું જોઇશે ત્હેનો વિચાર કરી ઘરના સામાનમાંથી ઠીક ઠાક કરવા લાગી હતી. અને કદાપિ નોકરી મળે તો ભરૂચનું ઘર ઉપાડી લઈ અમદાવાદ જવું એમ નક્કી કર્યું હતું; પ્રીતમલાલને જોતાં જ કાંઈ શુભ સમાચાર છે એમ દયાકોર સ્હમજી ગઈ અને પતિના શરીર વર્તમાન જાણી સંતુષ્ટ થઈ. દયાકોર નોકરીની હકીકત જાણતાં પ્રિયસુખરાયનું વાંકું બોલવા માટે દિલગીર થઈ અને ભવિષ્યમાં આપણું કામ ન થાય તો પણ કોઇનું વાંકું બોલતાં વિચાર કરવો એ નિશ્ચય કર્યો. પ્રીતમલાલની નોકરીની વાત ભરૂચમાં ઉડી પણ 'ચાલીશ રૂપીયાની સરકારી નોકરી કોણ આપે એવું છે? દસબારની મળી હશે, ખાનગી હશે, કોણ જાણે ક્યેમ મળી હશે? શાયે ગોટાળા હશે!' એવી ચર્ચા ચાલી રહી હતી; આ સર્વ ટીકાને ન ગણકારતાં પતિપત્નીએ સાથે ન લઈ જવા જેવો સામાન હરાજીના માલ લેનાર વ્હોરાને આપી દઈ કેટલાક પૈસા ઉત્પન્ન કર્યા; ઘરનું ભાડું પતાવ્યું; અને આ ન્હાનું સુખી કુટુંબ પોતાની જન્મભૂમિ ભરૂચ છોડી ભાગ્ય અજમાવવા અમદાવાદ ગયું.

## પ્રકરણ ૩ જું.

### પૂર્વકથા ( ચાલુ )

" જીવનનાં કેટલાંક વર્ષ વીત્યાં.
" કેટલાં? તે કોણ કહેશે ?
" પ્રભો કેટલાં ? નું મ્હારે કામે શું છે ?
" અનન્ત કાલશ્રેણિમાં હું જન્મ્યો છું,
" અનન્ત કાલશ્રેણિમાં હું સમીશ.
" પ્રભો ! એટલી જ યાચના છે કે
" ત્હારા ચરણ શરણમાં વિરામું; "

—કવિ ન્હાનાલાલ દલપતરામ.

પ્રીતમલાલનું જીવન અમદાવાદ આવ્યા પછી પલટાયું; ભરૂચમાં દશાના પરિણામે જ્ઞાતિવાળા તેમ જ બીજા દયા ખાતા હતાં; 'બીચારો' ઉપનામ ઘડીયે ઘડીયે વપરાતું; અમદાવાદમાં નવો જ ઉત્સાહ લાગતો; પોતાની જ્ઞાતિના માણસો હતાં છતાં ત્યાં પ્રીતમલાલને સરકારી નોકરીને લીધે સન્માન મળતું હતું; નિશાળ અગર પાઠશાળામાં અભ્યાસ કરતા બબ્બે ચચ્ચાર વર્ષ નપાસ પડતાં વિદ્યાર્થીઓ એની એ નિશાળમાં—એના એ વર્ગમાં પોતાની જાતને તુચ્છ સ્હમજે છે અને જ્યારે બીજી નિશાળમાં અથવા પરગામ જાય છે ત્યારે ત્હેમનામાં નવો જ ઉત્સાહ આવતો કોણે નથી જોયો? નવી સ્થિતિમાં

ભૂતકાળની નિષ્ફળતા–પોતાના અવગુણો કોઈ જાણતું નથી તેથી સર્વના મનમાં એક સરખી ભાવના થાય છે.

" ગુણી પુરૂષ, પાષાણ, ને, વજ્રને ન વેચાય;
જાય દૂરનિજ ભૂમિથી; અધિક કીમતી થાય. "

પ્રીતમલાલ અને દયાકોરને પણ એમ જ થયું; ચાળીસ રૂપીઆની સરકારી નોકરી હાલ કરતાં તે વખતે વધારે માનનીય ગણાતી હતી; અને પરિણામ એ આવ્યું કે ધીરજલાલનો વિવાહ અમદાવાદમાં થયો.

પ્રીતમલાલની ગેરહાજરીમાં ધીરજલાલની કેળવણી દયાકોરના હાથમાં હતી અને દયાકોરે ધીરજલાલને એવી રીતે કેળવ્યો હતો કે અસંતોષ, મ્હોટાઈ, અમૂક વિના ચાલે જ નહિ એ વૃત્તિ જડ મૂળથી ઉખેડી નાંખી હતી; સરકારી નોકર એટલે ચાકર જોઇએ એ વિચાર દયાકોરના મગજમાં ઉદ્‌ભવ્યો જ નહોતો; અને ધર્મદાનની સાથે કરકસરથી ગૃહસંસાર ચલાવી દયા–પ્રીતમનું જોડું અમદાવાદમાં પ્રીતિપાત્ર થયું હતું.

જૂના, વધારે પગારના નોકરો 'ક્યારે મરે, ક્યારે પેનશન લે, હવે મ્હારા ઉપર આટલા રહ્યા,' એવા વિચારો પ્રીતમલાલના મનમાં કેટલીક વખત આવતા પણ કાળે કરી, દ્રઢતાથી દૂર કર્યાં અને **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** એ ગીતાવાક્યને માન આપી નોકરી કર્યે જતો હતો; થોડા વર્ષમાં મામલતદારની જગા મળી અને દોઢસોનો પગાર થયો. ધીરજલાલને થોડોક અભ્યાસ કરાવી પોતાની હયાતિમાં ઠેકાણે પાડવાના ઇરાદાથી જ્યુડીશીયલ ખાતામાં ઉમેદવાર રખાવ્યો હતો

અને તે જ વર્ષે ત્હેનાં લગ્ન ગુલાબ સાથે કરવામાં આવ્યાં; દયાકોર વહુ મટી સાસુ થયાં અને ગૃહકાર્યમાં ગુલાબની સાહાય્ય મળવા લાગી. પ્રીતમલાલ તથા દયાકોરનો સ્વભાવ એવો સુશીલ અને સ્નેહાળ હતો કે ગુલાબને જરાપણ તકરાર થવાનો સંભવ નહતો. પુત્રને પરણાવ્યા પછી, પુત્રવધુ ઘેર આવ્યા પછી, પતિપત્ની તરીકે સર્વ સુખ ભોગવે એવી અનુકૂળતા કરી આપવી એ ફરજ મનાતી; વહુની સાથે દિવસના ભાગમાં જરાયે મળવાં ન દેવાં, રાત્રિના અગિઆર વાગ્યા શિવાય વહુથી પોતાની મેડીએ ન જવાય; પતિપત્નીને વખતો વખત ખાવા પીવા માટે—વાપરવા માટે પાઈ પણ ન આપવી; બન્નેને કોઈ પણ ઠેકાણે સાથે બ્હાર ન જવાં દેવાં; સાથે જાય અથવા એવી રીતે આનંદ કરતાં હોય તો 'બેશરમ' 'વહુઘેલો' 'વરઘેલી' કરી અડાવી નાંખવાં; વહુને માટે બજારમાંથી કાંઈ લાવે તે ખમાય નહિ. આ સહુ પ્રીતમલાલ તથા દયાકોરના સંબંધમાં નહોતું અને ત્હેને લીધે જ કુટુમ્બમાં આનંદ અને શાન્તિ પ્રસરી હતી.

કાળે કરી ગુલાબ અને દયાકોરને સાથે પુત્રજન્મ થયા. પ્રભાકર અને ઉષાકાન્ત સાથે ઉછરવા લાગ્યા અને બન્નેના મગજમાં આ સુખી કુટુમ્બના ઉચ્ચ સંસ્કાર પડ્યા. ગૃહનું સર્વ કાર્ય ગુલાબ કરતી અને દયાકોર ઉષાકાન્ત તથા પ્રભાકરને બેસાડી રામાયણ, તેમ જ મહાભારતની કથાઓ સ્નેહથી કહેતી અને ઉચ્ચ ભાવોનો વિકાસ કરતી; સામાન્ય રીતે ન્હાના બાલકો કાંઇ સ્હમજતા થયા પછી આ શું ? આનું નામ શું ? એમ પ્રશ્નો પૂછે છે, આવી વખતે ત્હેમની શંકાઓ દૂર કરવાને

બદલે માબાપો તેમ જ વડીલ વર્ગ 'બેશ, છાનો માનો' 'કચકચ શી?' એવા ક્રોધયુક્ત ઉદ્‍ગારોથી ત્હેમની વૃત્તિ દબાવી દેછે અને બુદ્ધિ ખીલવવાનાં સર્વ રસ્તા બંધ કરી દેછે. દયાકોર આ બન્ને ન્હાનાં બાલકોને દેવદર્શન તેમ જ બીજે સ્થળે સાથે લઈ જતી; ત્હેમની દરેક શંકા પ્રેમથી સ્હમજાવી દૂર કરતી અને ભીતિ ઉત્પન્ન કરવાને બદલે હીમ્મતનો પ્રવેશ કરાવ્યો હતો. 'બાઘડો આવ્યો' 'મંકોડાની કોઠીમાં પુરીશ' 'ફલાણે ઠેકાણે એકલા જશો મા! ભૂત છે.' 'કાબુલી આવ્યો' એવા શબ્દ કાને પણ પડવા દેતા નહિ. ત્હેની સાથે એવો નિયમ કર્યો હતો કે બીજા છોકરાઓ ગાળો દે અથવા લ્હડે તો પણ મ્હોમાંથી અપશબ્દ કહાડવો નહિ. 'ત્હમારૂં અથવા બીજાનું માથું ફોડી આવશો તો હું ખુશી થઇશ પણ નાહિમત થઈ ગાળો દેતાં, અપશબ્દ વાપરતાં જોઇશ કે સાંભળીશ તો હું દીલગીર થઇશ. દયાકોરનું આ બન્ને છોકરાં પ્રત્યે એવું વર્તન હતું કે જો એક ઘડી પણ દયાકોર ન બોલાવે, દયાકોરને દીલગીર દેખે તો ઉમાકાન્ત તેમ જ પ્રભાકરનો દિવસ ગ્લાનિમય જતો.

જ્યારે દયાકોર આ પ્રમાણે ગૃહકેલવણી ઉપર લક્ષ આપતી ત્યારે પ્રીતમલાલ વખતો વખત નિશાળમાં જતો અને અભ્યાસની ખબર કહાડતો. જેમને નિશાળનો અનુભવ છે અથવા જેમના પુત્રો નિશાળમાં અભ્યાસ કરતા હશે ત્હેમને વિચાર કરતાં સહજ જણાશે કે નિશાળે મોકલ્યા—નિશાળે જાય છે એટલી જ ખબર કહાડી એટલે આપણું કર્તવ્ય થયું એમ માને છે. એવા પણ મનુષ્યો, કેળવાયેલા મનુષ્યો નજરે પડે છે કે જેઓ પોતાના પુત્રો કયા ધોરણમાં અભ્યાસ કરે છે તે પણ

જાણતા નથી. ઘર આગળ આપણે કાંઈ દેખરેખ રાખતા ન હોઇએ અને નિશાળમાં કેવું શિક્ષણ અપાય છે અને લેવાય છે? કોની સંગત છે? રજાઓમાં ક્યાં ભટકે છે? એની કાંઈ પણ તપાસ ન થાય પછી સારી પ્રજા થાય એ આશા રાખવી નિરર્થક છે.

ઉષાકાન્ત અને પ્રભાકર આ પ્રમાણે સારા વાતાવરણમાં ઉછર્યાં હતા અને તેથી ત્હેમની માનસિક અને નૈતિક શક્તિઓ બહુ સારી ખીલી હતી. ઉષાકાન્ત અને પ્રભાકરને માટે અમદાવાદ તેમ જ ભરૂચ મુંબાઇનાં માગાં આવવા માંડ્યા હતા. પરન્તુ દયાકોરે 'વિવાહ કરી રાખવા' સારૂ ના પાડી. 'ના પાડે છે એટલે અભિમાનીમાં ગણાતા થશે' 'પછી કોઇ નહિ આપે' અને છોકરો રખડશે એમ ગુલાબના મનમાં થતું. પ્રભાકરનો વિવાહ કરે તો ઠીક એમ થતું અને વખતો વખત ધીરજલાલને કહેતી પણ ખરી. ધીરજલાલ ને દયાકોર વિવાહ કરી રાખવાની પદ્ધતિથી સ્હામાં હતાં. છોકરી કરતાં છોકરાવાળાએ જ મોડાં લગ્ન કરવા તૈયાર રહેવું અને વિવાહની ના પાડવી જોઇએ અને તેમ થાય તો જ કન્યાઓને સારા વર મળે એમ ખાત્રી હોવાથી ઉષાકાન્ત કે પ્રભાકર બેમાંથી એકકેનો વિવાહ કરવો નથી એમ નિશ્ચય કર્યો હતો. આ નિશ્ચયનું પરિણામ એ આવ્યું કે 'ના કહે છે ત્હેને ત્યાં કોણ વિવાહ કરવા બેસી રહ્યું છે?' એમ જ્ઞાતિમાં કન્યાવાળાઓમાં વાતો ચાલી અને ઉષાકાન્ત અને પ્રભાકરને કન્યા ન મળી. સાસુની રીસ તે વહુને સુખ એ પ્રમાણે કાકા ભત્રિજાને અભ્યાસમાં અનુકૂળતા થઈ. ઘણીખરી જગાએ હિન્દુભાઇઓ ગૃહસ્થાશ્રમ

તેમ જ વિદ્યાર્થી અવસ્થા સાથે જ ભોગવે છે; અને સાથે ભોગવે છે તે છતાં બુદ્ધિમાં બીજી પ્રજાને કેટલીક વેળા પછાત પાડે છે ત્યારે જો આ બે અવસ્થા સાથે ન આવતી હોય તો કેટલી બધી શક્તિ પ્રદર્શિત થાય ?

દયાકોર અને ગુલાબનો શાન્ત સંસાર ચાલ્યો જતો હતો અને ઈન્દુ અને કાન્તિના જન્મ થયા. ઈન્દુના જન્મની સાથે પ્રીતમલાલને પેન્શન મળ્યું અને આથી સર્વ કોઈ મશ્કરીમાં ત્હેને 'પેન્શનગવરી' કહેતાં. ઘરમાં માણસની વૃદ્ધિ સાથે આવકમાં ઘટાડો થયો એટલે ઈન્દુના પગલાં સગાં વહાલામાં અશુભ લેખાયાં. મૂળ તો પુત્રિની જાત હિંદુ સંસારમાં હલકી લેખાય છે ને ત્હેમાં પેન્શનને લીધે વધારે હલકી થઈ. પ્રીતમલાલ તથા દયાકોર ઈન્દુ કે કાન્તિમાં પોતાની જાત હલકી છે એવો વિચાર ન આવે એટલા માટે સર્વ પ્રયત્ન કરતાં હતાં અને એમાં ઘણે દરજ્જે ફલિભૂત થયાં હતાં; પરંતુ ગુલાબ તેમ જ સગાંસંબંધી, આડોશીપાડોશી ઈન્દુ અને કાન્તિનાં દેખતાં એવા વિચાર કાઢતાં હતાં તેથી ઉષાકાન્ત અને પ્રભાકર જેવી રીતે ઉછેરાયા હતા ત્હેવી રીતે આ છોકરીયો ઉછેરાઈ નહિ. ઈન્દુના જન્મ પછી દયાકોરનું શરીર પણ ઘસાયું હતું; પ્રીતમલાલ બહુ કામના કારણે અશક્ત થયા હતા. આ બે છોકરાંની કેળવણી ગુલાબને હાથે આવી અને ગુલાબનો સ્હભાવ ચ્હીડીયો અને કાંક અદેખો હોવાથી આ બન્ને છોકરાંના વાંસા સારી રીતે ધોવાતા હતા. કાન્તિ અને ઈન્દુ નિશાળે જતાં હતાં ખરાં પણ જ્યારે ગુલાબને કામનો કંટાળો આવતો ત્યારે નિશાળે મોકલવાની બંધી કરવામાં આવતી એટલું જ નહિ પણ ઘર

આગળ વાંચતાં વાંચતાં પણ 'પેલી લોટી લાવ્ય' 'તપેલી લાવ્ય' 'અટામણુ લાવ્ય' 'સૂડી લાવ્ય' એમ હજારે ધક્કા ખવડાવવામાં આવતા. આવી સ્થિતિમાં છોકરીયોનો અભ્યાસ કેવો થાય તેનો અનુભવ કોને નહિ હોય ?

**મહા** વદ તેરસને દિવસે ચારેક વાગ્યાના સુમારે **પ્રીતમ**-લાલના ઘરમાં ગરબડ હતી. અંદરના ઓરડામાં ખાટલા ઉપર **દયાકોર** તાવે ફફડતી હતી; આજ કેટલાક દિવસ થયા દયા-કોરના શરીરમાં તાવે ઘર ઘાલ્યું હતું; દાકતરોની દવા ઉપરાંત, વૈદની, ઘરની દવાઓ ઉપરા ઉપરી કરવામાં આવતી.

**ધીર**જલાલ સ્હવાર સ્હાંજ માતુઃશ્રીની સેવા કર્યા કરતો હતો. ઉષાકાન્ત અને **પ્ર**ભાકર દયાકોરની પાસે નિરંતર બેસી પંખો નાંખતાં, બરફ ઘસતાં, દવા પાતાં અને શ્રીમત્ ભાગવતની કથા વાંચી સંભળાવતાં. ગુલાબવહુ સાસુનાં મંદવાડથી ત્રાસી ગઈ હતી એટલું જ નહિ પણ સાસુ વિના આખા ઘરનો ભાર શી રીતે ચલાવી શકાશે તેના વિચારથી નરમ થઈ હતી. અત્યાર-સુધી 'હું શું જાણું? મ્હારાં સાસુ જાણે' એટલું કહી જવાબ-દારીમાંથી મુક્ત થતી તે ગુલાબને—સ્વતંત્ર ગુલાબને પીડા આવી પડી એમ થવા માંડયું.

"નિદ્રાશી ગાઢ શાન્તિમાં ફરીથી ગૃહ એ પડે
"કાચના દ્વારમાંથી ત્યાં સન્ધ્યાના કિરણો ઢળે*"

સંધ્યાકાળ થઈ; ઘરમાં અંધારૂં થવા લાગ્યું; દેવતાની ધુણી ઘરમાં ફરી વળવા લાગી; દિવા માટે દિવાસળીની પેટી ખોળાવા

---

* કલાપી.

લાગી; દૂરથી મંદિરોમાં થતી આરતિના અવાજો કાનની સામે અથડાવા લાગ્યા; હવા સ્થિર થઈ હતી; અને સર્વત્ર તિમિર–અન્ધકાર આનંદને બદલે ગમગીની ઉત્પન્ન કરે એવો દેખાવ થઈ રહે એવો સમય થયો હતો; એટલામાં માણસોના ધબકારા–પગરવ સંભળાયા. બારણું ઉઘડ્યું અને તેની સાથે પાંચ સાત માણસોએ ઉપાડેલા છે એવી સ્થિતિમાં **પ્રીત**મલાલ **ઘરમાં** દાખલ થયા. ઉષાકાન્ત અને **પ્ર**ભાકર ઓરડામાંથી એકદમ બ્હાર આવ્યા અને **પ્રીત**મલાલને જોતાં જ આભા થઈ ગયા; **પ્ર**ભાકર **ધી**રૂભાઇને બોલાવા નિકળી પડ્યો અને **પ્રીત**મલાલને ઓરડામાં લઈ જઈ સૂવાડ્યા. **પ્રીત**મલાલને દયાકોર ઉચ્ચ સ્વભાવથી એટલાં તો પ્રિય થઈ પડ્યાં હતાં કે **પ્રીત**મલાલને કાંઈ થયું છે એ સાંભળતાં જ તમામ પાડોશીઓ ઘરમાં ભરાઈ ગયાં. સ્નેહથી ખબર પૂછવા આવેલાને કહાડી મૂકવા એ હિન્દુ-સંસારમાં અયોગ્ય લેખાય છે; માંદા માણસ પાસે ભીડ ન કરવી એ આરોગ્યવિદ્યામાં તેમ જ દાકતરોને મ્હોઢે સાંભળેલું હોવાથી ઉષાકાન્ત વિચારમાં પડ્યો હતો. થોડીકવાર પછી માણસો વિખરાયાં; **ધી**રજલાલ આવ્યા; અને હકીકત શી બની તે છવા લાગ્યા.

**પ્રીત**મલાલ એક ઓળખીતા વકીલને ત્યાં આજ બપોરના ગયા હતા; એ વકીલ પાસે બે ત્રણ કલાક રહ્યા હતા; શામાટે રહ્યા હતા તેની કોઇને ખબર નહોતી પરન્તુ કાંઇકિ કાગળીયાં ઘેરથી લઈ ગયા હતા એટલું સર્વ જાણતા હતા. વકીલને ત્યાંથી નીકળી **પ્રીત**મલાલ **હી**માભાઈ ઇન્સ્ટીટયુટમાં બેઠા; ટાઇમ્સ ઓફ ઇન્ડીયા વાંચતા હતા તેવામાં છાતીમાં એકાએક સણકો

આવ્યો અને પટાવાળા પાસે પાણી મંગાવ્યું. પાણી પીધું પણ કાંઈ શાન્તિ વળી નહિ. એકાદ બે પારસી અને યુરોપીઅન સદ્‌ગૃહસ્થો બેઠા હતા તેમને પ્રીતમલાલે પોતાની હકીકત કહી. એ લોકોએ દાકતરને ત્યાં જવા સલાહ આપી. દાકતરને ત્યાં જવા ઉઠે છે ત્હેવા જ તમ્મર આવ્યા, છાતીમાં ફરીને દરદ થયું. એક હાથ છાતી ઉપર અને ‘ અરરર ’ ‘ શંકર હર ’ એ શબ્દો સાથે પ્રીતમલાલ જમીન ઉપર પડ્યા. પડતાંની સાથે જ પારસી અને યુરોપીયન ગૃહસ્થો સારવાર કરવા લાગ્યા; પાણી છાંટી શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરવા મંડ્યા પણ નિરર્થક. શ્વાસ જોરમાં ચાલતો હતો, આંખો બંધ હતી ને છાતી ઉપર હાથ ફરતો હતો. ભાડાની ગાડી કરી પ્રીતમલાલને ઘેર લઈ જવામાં આવ્યા. ધીરજલાલે આવતા વાંત જ દાકતરને માટે માણસ મોકલ્યું. પ્રીતમલાલના અકસ્માત્‌ને લીધે દયાકોર વિસરાયાં. એ તો ખાટલા ઉપર પડ્યાં પડ્યાં, ઉષાકાન્ત, પ્રભાકરને બુમો પાડતાં હતાં; ‘ આજ હજી સૂધી કેમ આવ્યા નહિ ’ એમ કહી પતિની વાટ્ય જોતી હતી; પણ ઘરના બીજા ભાગમાં પોતાનું જીવન સર્વસ્વ જોખમમાં છે તેની આ સાધ્વી સ્ત્રીને જરાએ ખબર નહોતી. દાકતરે આવી પ્રીતમલાલની ચિકિત્સા કરી અને હાર્ટ ડીસીઝ—હૃદયરોગ જાહેર કર્યો. ભય ભરેલું નથી એવું કહી દવા આપી ચાલ્યો ગયો. પ્રીતમલાલને દવાથી કાંક આરામ થયો. આંખો ઉઘાડી ‘ દયા કયાં છે ? ધીરજ ? ઉષાકાન્ત અને પ્રભાકરને ગભરાવા દઈશ નહિ; ઈન્દુ તથા કાન્તિ ન્હાનાં છે તેમને સાચવજે. ત્હમે ગાભો ન દો એવું મ્હેં કર્યું છે એટલે નિરાંત છે. ’ આજનો દિવસ મ્હને સારો લાગતો નથી. માત્ર દયા માટે મ્હારો જીવ બળે છે. મ્હારા પ્હેલાં એ ગઈ હોત

તો સારૂં. પતિના મૃત્યુ પછી સ્ત્રીનું જીવન નકામું છે એમ માની સ્ત્રીની અવગણના બહુ થાય છે. ઇશ્વર કલ્યાણ કરો' એટલું બોલી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો. **પ્રીતમલાલે** પોતાના જીવનમાં એવું એકે કૃત્ય જાણી જોઇને કર્યું નહોતું કે એનો પશ્ચાતાપ થાય.

દયાકોરને **પ્રીતમલાલ** નરમ થઇને આવ્યા છે એવી ખબર છોકરાં મારફત મળી. આ ખબર મળતાંની સાથે જ તાવથી બળતી ઝળતી પણ સાફાળી ઉઠીને ન્હાની ઈન્દુના ટેકાથી જ્યાં **પ્રીતમલાલ** હતા ત્યાં ગઈ.

"ત્હમને શું થાય છે? છાતીનું દરદ ઉપડયું છે? લાવો શેક કરૂં!" આટલું કહી દયાકોર **પ્રીતમલાલ**ના ખાટલા ઉપર બેઠી અને તેમનું માથું ખોળામાં લઈ છાતી ઉપર હાથ ફેરવવા લાગી. "દયા! ત્હારા શરીરમાં આટલો બધો તાવ છે, અશક્તિ છે, ધ્રુજે છે ને શું કરવા આવી? શેક કરવા આ છોકરાઓ ક્યાં નથી?"

"એ ખરૂં પણ ત્હમારો રોગ ખરાબ છે. ત્હમે નરમ હો તે વખતે મ્હારા શરીરના વયણુવ કરવાં એ મ્હને રૂચતું નથી. પ્હેલાં ત્હમે ને પછી હું."

"પ્હેલાં પછીનો નિર્ણય અત્યારે કરવાનો નથી. તું જઈને સૂઈ જા. મ્હને છાતીમાં દરદ થાય છે, મટી જશે. પણ ત્હારી ફિકર થાય છે. આ છોકરાઓ ત્હને દુ:ખ દે એવા નથી."

"એવું બોલશો નહિ. લાવો ટર્પેન્ટાઇન ચોળું; હમણાં નરમ પડશે."

ટર્પેન્ટાઇન લાવવામાં આવ્યું, શેકને માટે શઘડી સળગાવવામાં આવી, ઉમાકાન્ત પ્રભાકર વગેરેએ દયાકોરને સૂઈ જવા

બહુ આગ્રહ કર્યો છતાં દયાકોર એકની બે ન થઈ. ધ્રૂજતાં ધ્રૂજતાં દયાકોરે શેક કરવા માંડ્યો અને પોટલી ઉન્હી થાય તે દરમિયાન પ્રીતમલાલની છાતી ઉપર, મ્હોં ઉપર પ્રેમથી હાથ ફેરવતી હતી. આધેડ પતિપત્નીને આવી સ્થિતિમાં જોતાં કોઇને વિસ્મય લાગે પરન્તુ વર્ષ વધવાની સાથે પ્રેમ વધતો હતો. દયાકોરથી બહુ શ્રમ ન લેવાયો. તે શેક કરતાં કરતાં છાતી ઉપર જ સૂઈ ગઈ. પ્રીતમલાલ એક હાથે દયાકોરને વાંસે હાથ ફેરવવા લાગ્યો. દયાકોરને ધીરે રહી પથારીમાં સુવાડી દીધી. એટલામાં પ્રીતમલાલ ગભરાયા. છાતીમાં દરદ વધ્યું. માણસને દાકતરને તેડવા મોકલ્યો. કાન્તિ, ઈન્દુને બ્હાર મોકલ્યાં, ધીરજલાલ, પ્રભાકર અને ઉષાકાન્ત ઘડીકમાં દયાકોરની અને ઘડીકમાં પ્રીતમલાલની સારવાર કરવા લાગ્યાં.

"દયા! હું જાઉં છું. તું આવે છે? વ્હાલી! તું ક્યારે મળીશ? શિવ! શિવ! શિવ!" પ્રીતમલાલના મ્હોંમાંથી ગભરાટમાં આ શબ્દો નિકળ્યા. ધીરજલાલ દાકતરને માટે તલપાપડ થવા લાગ્યો. ઉષાકાન્ત તો આભો જ બની ગયો. દયાકોરે પ્રીતમલાલના શબ્દ સાંભળ્યા અને બોલી ઉઠી, "હા, પ્રીતમ! હા, આવું છું. કોઈ ઠેકાણે મ્હારા વિના ગયા નથી ને આજ જવા દઉં? ત્હમારા સિવાય મ્હારે બીજા કોની દરકાર રાખવાની છે?" આટલું કહી જેવી દયાકોર પ્રીતમલાલે લંબાવેલા હાથને અડકી તેવી જ હાથને ઓઠ આગળ પ્રેમથી લાવી સજળ નેત્રે ગળગળી થઈ—"વ્હાલા! ત્હમારે માટે આગળથી જાઊં છું." આટલું કહી આ પ્રેમ-સ્નેહની મૂર્ત્તિ ઇશ્વર સન્નિધ જઈ પહોંચી. રખેને પ્રીતમલાલને હરકત થાય

એ જ "બ્હીકથી માતા માટે અન્તઃકરણમાં અનહદ લાગણી છતાં છોકરાઓ હુમો દાબી બેશી રહ્યાં. **પ્રીતમલાલે** સ્હેજ આંખ ઉઘાડી દયા તરફ જોયું. "શું તે ચાલી ગઈ? દયા! ગભરાઈશ નહિ. ત્હારૂં અખંડ સૌભાગ્ય ત્યાં પણ જાળવવા આવું છું." એટલું બોલી દરદને લીધે તરફડવા લાગ્યો. એટલામાં દાકતર આવ્યો. દાકતરે દયાકોરને જોઈ મ્હોં ફેરવી નાંખ્યું અને **પ્રીતમલાલ** પાસે ગયો. છાતીના દરદ શિવાય બીજો કાંઈ રોગ નહતો. સાથે આણેલી દવા પીવડાવવાની તથા છાતી ઉપર ચોળવા કહી દાકતર ચાલ્યો ગયો. **પ્રીતમલાલનું** કુટુમ્બ દયાકોરની ઉત્તર ક્રિયા કરવી, કે **પ્રીતમલાલની** સેવા કરવી એ વિચારમાં પડ્યું. હૃદયમાં થતો શોક બ્હાર બતાવવાની હિમત ચાલતી નહતી. ધીરે રહી દયાકોરનાં મૃત શરીરને બ્હાર ચોકમાં લઈ ગયા અને ગુલાબ મારફત સર્વ ક્રિયા કરાવવામાં આવી. **પ્રીતમલાલને** કાંક ઠીક થાય તો દયાકોરની ઉત્તરક્રિયા થાય એ વિચારથી **ધીરજલાલ** ગભરાતો ગભરાતો આમ તેમ ફરવા લાગ્યો. ઉષાકાન્ત અને **પ્રભાકરની** આંખ્યમાંથી આંસું ચાલ્યાં જતાં હતાં; આ કુટુમ્બમાં આમ અચાનક આવો અકસ્માત્ બનશે એવો સ્વપ્ને પણ વિચાર આવ્યો નહોતો; શોક ઉપર શોક ચાલ્યાં કરતા હતા ત્યાં **પ્રીતમલાલે** ઝબકીને આંખ્યો ઉઘાડી, "હું આવ્યો! દયા! આવું છું. તું આગળથી ગઈ!" આટલું જ બોલી છાતી ઉપર પોતાને હાથે બની શકે એટલા જોરથી હાથ ઘસવા લાગ્યો, આમ તેમ આળોટવા લાગ્યો. ઘડીકમાં દયાનું નામ તો ઘડીકમાં શિવનું નામ લેતો હતો. **ધીરજલાલ** 'ભાઈ! ભાઈ! મટી જશે. લાવો પંખો નાંખું.' એમ બોલતો **પ્રીતમલાલના** ખાટલા પાસે નીચે મ્હોંડે બેઠો.

ઉષાકાન્ત અને પ્રભાકર પગ ઉપર હાથ ફેરવવાનું કામ કરવા લાગ્યા. એટલામાં પ્રીતમલાલના પછાડા નરમ પડવા લાગ્યા. દયા ! પ્રભુ ! એટલા શબ્દ નીકળતાની સાથે છાતીના દરદથી બેઠો અને ઉષાકાન્ત અને પ્રભાકરની વચ્ચે ઊંધે માથે સૂતો. છાતીમાં વળી દરદ ઉપડ્યું. ચતો થયો અને ત્હેની સાથે 'શિવ! હર!' કરતો થાકીને પડ્યો. 'શિવ! હર!' ની બુમની સાથે જ આખું કુટુંમ્બ પ્રીતમલાલની આસપાસ ફરી વળ્યું અને અધઘડીમાં પ્રીતમલાલનો આત્મા, દયાકોરના સ્નેહયુક્ત આત્માનો વિયોગ સહન ન કરી શકવાથી ત્હેને મળવા સ્વર્ગમાં ગયો.

એકી વખતે માતા અને પિતાના મૃત્યુથી ધીરજલાલ બેબાકળો થઈ ગયો. ઉષાકાન્ત અને પ્રભાકર તો મુક્ત કંઠે રડવા લાગ્યા અને આખા કુટુમ્બમાં સંધ્યાકાળ વખતે ત્રાસ વર્તી રહ્યો. રડારોળ સાંભળતાં આડોશી પાડોશી દોડી આવ્યાં અને દયાકોર અને પ્રીતમલાલના મૃત્યુસમાચાર જાણતાં જ દિલગીર થયાં. "બાઈ કેવી ભાગ્યશાળી! ચુડી ચાંલ્લા સાથે ગઈ! એક દિવસનો ફેર પડત તો વિધવા કહેવાત. જેવાં અહીં સુખી હતાં ત્હેવાં જ ઇશ્વરને ત્યાં સુખી થવાં ગયાં." "એક જ ચિતામાં પતિની સાથે બળી મરવાનું કેવું ભાગ્ય!" "છોકરાં બીચારાં હેરાન થયાં." આવા ઉદ્દ્ગારો નિકળવા લાગ્યા. ધીરજલાલ એટલો તો ગભરાઈ ગયો હતો કે છોકરાંને છાના રાખવા, શાન્ત કરવા, બન્ને શબને માટે જોઇતો સામાન મંગાવવા વિસરી ગયો હતો અને માતાપિતાના શબની પાસે એક ન્હાના છોકરાની પેઠે રોયાં કરતો હતો.

પ્લેગ આદિ દુષ્ટ રોગને લીધે એક કુટુમ્બમાંથી સાથેને સાથે પાંચ પાંચ સાત સાત માણસો મૃત્યુવશ થતાં સાંભળ્યા પછી

અને ત્હેના ત્રાસનો વિચાર કરતાં આવાં મૃત્યુ માટે નવાઈ નહિ લાગે. પણ દુનિઆમાં આવા બનાવો અસંભવિત નથી. પતિની સાથે અથવા વ્હેલા મરવાની દયાકોરની તીવ્ર ઉત્કંઠા ફલિભૂત થઈ. દયા–પ્રીતમનું યુગલ સંસારનું મમત્વ મૂકી દઈ શાન્ત મુદ્રાએ ઉંઘતું હોય એમ ભાસતું હતું. જ્ઞાતિવાળા, સગા સંબંધીઓએ ધીરજલાલને શબ પાસેથી બ્હાર આણ્યો; છોકરાંને શાન્ત કર્યાં અને સ્મશાનમાં લઈ જવાની તૈયારી કરવા લાગ્યા. સ્ત્રીમંડળ આવી પહોંચ્યું અને કુટવા માટે છેડો કાઢી છાતી ઉઘાડી રાખી રોવાની, કૂટવાની તૈયારી થતાંની સાથે જ ઉષાકાન્ત ઉભો થયો અને ‘કૂટવાની જરૂર નથી’ ‘એમને એમ બેસો’ ‘દયાબ્હેનને કૂટવાનું ગમતું નહોતું’ ‘એ તો પ્રીતમભાઈની સાથે જઈ સુખી થયાં’ એમ બોલી બધાંને બેસાડી દીધાં. ‘હાય! હાય! સુધરી ગયા! મા બાપને માટે જરાએ લાગણી નથી; આખી ન્યાતમાં ફટ ફટ થશે! આપણે શું? એમાં શું ખોટું કર્યું? કૂટવાની ઘેલછા જ છે તો’ એવા શબ્દો બૈરાંમાંથી ધીરે ધીરે નીકળવા માંડ્યા અને કૂટવાનું બંધ થયું.

સ્મશાનમાં જતાં રાત્રિના નવ વાગ્યા; દૂધેશ્વરનું સ્મશાન એટલું દૂર છે અને ત્હેમાં રેતીમાંથી શબ ઉપાડી જવું એટલું તો ભારે છે કે લઈ જનારાઓ થાકીને લોથ થાય છે; ત્હેમાં વળી બે શબ હોવાથી માણસોની ટાંચ પડી. ચંદ્રભાગા નદીનો સાબરમતી સાથે સંગમ થાય છે ત્યાંથી નદીના નીચા પ્રવાહ આગળ રેતીમાં બે શબવાહિની મૂકવામાં આવી. રાત્રિ અંધારાને લીધે ભયાનક લાગતી હતી. આ બે શબ શિવાય અત્યારે કોઈ બીજી ચિતા સળગેલી નહતી. સ્હામે કિનારા ઉપર આવેલા શિવ-

મંદિરના ધોળા કળશ અંધકારમાં ઝાંખા દેખાતા હતા. આંબલીયોમાં વખતો વખત પક્ષીનો ખળભળાટ થતો હતો; રેલ્વેનો પૂલ અંધારામાં પ્રચણ્ડ રાક્ષસ જેવો ત્રાસ આપતો હતો; ડાઘુઓ કિનારા ઉપર શબને મૂકી દૂર રેતીમાં ટોળાબંધ બેઠા હતા; થાક, અંધારૂં અને આવા અકસ્માત બનાવની ગ્લાનિને લીધે મુંગા મુંગા બેઠા હતા; 'હમણાં જ પાસે થઈ મ્હોટો સાપ, નાગ ગયો' એમ એક જણે બૂમ પાડી અને સર્વના અંત:કરણમાં થથરાટ થયો. એક મશાલ રાખી હતી પણ પવનના સૂસવાટા આગળ વારંવાર તેલ પુરાતું હતું છતાં જોઇએ એટલો પ્રકાશ આપી શકતી નહિ. હાથમાં કાકડો લઈ લાકડાં લઈ ગાડાંવાળો આવ્યો અને ચિતા તૈયાર કરવામાં આવી. ચિતા આગળ ધીરજલાલ, પ્રભાકર, ઉષાકાન્ત અને એક બીજો એટલાં જ હતાં. ચિતા તૈયાર થઈ, દયાકોર અને પ્રીતમલાલ જેઓ સ્નેહથી એક શય્યામાં સૂતાં હતાં તે જ દયાકોર અને પ્રીતમલાલના શબ એક જ ચિતામાં સૂતાં. ધીરજલાલ, ઉષાકાન્ત અને પ્રભાકર શબને ચિતા ઉપર મૂકતાં, ધ્રુજવા લાગ્યાં; અને આંખમાંથી આંસૂ પાડતાં ડૂસકાં ખાવાં લાગ્યાં. જ્ઞાતિમંડળ દૂર બેઠું બેઠું જોયાં કરતું હતું. અગ્નિસંસ્કાર થયો અને પ્રચણ્ડ અગ્નિ સળગવા લાગ્યો; ચિતાના તેજમાં ધીરજલાલ, ઉષાકાન્ત વગેરેની હીલચાલ ડાઘુઓથી જણાતી હતી. શ્મશાનમાં દૂર ભૂતડાંઓ ભડકાં વચ્ચે ફરતાં હોય ત્હેવો દેખાવ થઈ રહ્યો. પાન સોપારીના ડોધલાં પડ્યાં હતાં પણ ત્હેમાંથી પાન કહાડી અથવા સોપારીનો કટકો પણ ખાવાની કોઈની હિમત રહી નહિ. ઉષાકાન્ત અને પ્રભાકર ચિતાથી સ્હેજ દૂર જઈ રેતીમાં પડ્યા અને ઉંધે માથે ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યા.

એટલામાં દૂર ઝાંઝ–પખાજના અવાજ, મશાલોનાં અજવાળાં અને 'જય હરી' 'જય રામ' 'સીતારામ' ના ઘુમાટા આવવા લાગ્યા. મધ્ય રાત્રિના સમયમાં શ્મશાનમાં આ ધાંધળ શું એ જોવાની સર્વને ઉત્કંઠા થઈ. ઊંચુ જોતાં જ લોકોનું ટોળું આવતું દેખાયું. પાંચ સાત મશાલોના તેજમાં વાંસ ઉપર બાંધેલી ખુરસીમાં મૃત સાધુ જણાયો. ચોગરદમ ગુલાલ ઉડતો હતો અને 'જય રામ' ના ધ્વનિ નિકળતા હતા. પ્રીતમલાલ અને દયાકોરના મૃત્યુ અને આ સાધુના મૃત્યુમાં શો ફેર ? એકમાં કકળાટ, શોક ત્યારે અન્યમાં આનંદ કેમ ?

"ઉષાકાન્ત ! જોયું કે ? આ કેવા આનંદથી આવે છે અને આપણામાં કેવી રડાકૂટ ? ઈવનિંગપાર્ટીનું આમંત્રણ આવે ત્યારે કેવા આનંદથી જઈએ છીએ અને કેવા આનંદથી આપણાં પરિજનો મોકલે છે ? તો આ ઈશ્વરને ત્યાં જવા માટે આપણે શા માટે આટલો કંકાસ કરવો ?

"પ્રભાકર ! ત્હારૂં કેવું ખરૂં છે. પણ ઈવનિંગપાર્ટીમાં આનંદ છે અને ત્યાંથી પાછા મળીશું એવી ખાત્રી છે અને મૃત્યુ પછી શું થાય છે અને પછી મળીશું કે કેમ એ શક હોવાથી જ દીલગીરી થાય છે."

"એ તો ઠીક ! પણ જ્યાં ગયા વિના છૂટકો નથી તેમાં દિલગીરી શી ?"

"ભાઈ! આ સાધુને માટે દિલગીરી નથી એનું કારણ એ જ કે એને આગળ પાછળની જંજાળ નથી. બેકન કહે છે કે મોત ભયંકર નથી પરંતુ ત્હેની આગળ પાછળની સ્થિતિ જ ત્રાસ ઉત્પન્ન કરે છે." આમ વાતો ચાલતી હતી ત્યાં સાધુને અગ્નિ સંસ્કાર થયો અને "જય રામ" તેમ જ ઝાંઝ–પખાજના

ધ્વનિ વચ્ચે ભસ્મસાત્ થયો. ઉષાકાન્તે પાછળ ફરીને જોયું તો માતાપિતાના શબ પણ ભડભડ બળતાં હતાં. જે શરીર ઉપર સહેજ ઉનું પાણી પડતાં સર્વને ભીતિ થતી તે જ શરીર ઉગ્ર તાપમાં સૂકાં લાકડાંની માફક બળતાં હતાં. જે માતાપિતાની સ્નેહવર્ષિત આંખો બાલકોના લાડથી પ્રફુલ્લ થતી તે જ આંખો કોયલા જેવી કાળી થઈ સદાને માટે લુપ્ત થઈ હતી.

"There on they laid him, building fuel up–
Good sleep hath one that slumbers on that bed!
He shall not wake for cold; albeit he lies
Naked to all the airs–for soon they set
The red flame to the corners four, which crept,
And licked, and flickered, finding out his flesh
And feeding on it with swift hissing tongues.
And crackle of parched skin, and snap of joint;
Till the fate smoke thinned and the ashes sank
Scarlet and grey, with here and there a bone
White midst the grey–the total of the man.*

---

* ભાવાર્થ:—ચિતા તૈયાર કરી ત્હેના ઉપર સૂવાડચો. આવી શય્યા ઉપર સુનારને નિદ્રા સારી આવે છે. ખુલ્લી હવામાં નગ્નાવસ્થામાં સૂતાં છતાં ટાઢથી જાગી શકે એમ નથી. કારણ કે તરત જ ચારે ખુણે અગ્નિ સળગવામાં આવ્યો, અને આ અગ્નિ માંસની શોધ કરતો શરીરને પોતાની જ્વાળાવડે ચાટવા લાગ્યો–શરીર બળતાં સુસકારો લાગવા લાગ્યો–તાપથી કાળી પડેલી ચામડી ફાડવા લાગ્યો–સાંધાઓ તોડવા લાગ્યો. પછી ધુમાડો પાતળો થવા લાગ્યો અને રાતી ભૂરી રાખ વીખરાવા લાગી–છૂટાં છવાયાં હાડકાં ત્હેની અંદર નજરે પડવા લાગ્યાં. મનુષ્યની આ અંત:અવસ્થા.

સર એડવીન આર્નોલ્ડ કૃત 'લાઇટ ઓફ એશીયા.'

બુદ્ધદેવને આવેલા આ વિચાર ઉષાકાન્તને આવ્યા; અને ક્ષણભર સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો. દયાકોર અને **પ્રી**તમલાલના અવશેષને નદીમાં નાંખી સર્વ મંડળ ઘર તરફ વળ્યું. એ રાત્રિ **પ્રી**તમલાલના કુટુમ્બમાં શોકમાં જાય એમાં નવાઈ નહિ. ગુલાબને માથે જવાબદારી આવી હતી ખરી પણ સ્વતંત્રતાના વિચારે પળવાર ખુશાલી થઈ હતી. દિવસ પછી દિવસ જવા લાગ્યા; ઉત્તરક્રિયા–બ્રહ્મભોજન આદિ લોક લાજે કરવું જોઇએ એમ ગુલાબનો દુરાગ્રહ હોવાથી **ધી**રજલાલે ન છૂટકે કર્યું. ઉષાકાન્ત, **પ્ર**ભાકરના મનમાંથી દયાકોર તથા **પ્રી**તમલાલ ખસ્યાં નહોતાં; **ધી**રજલાલ ‘ મા બાપની ખોટ તો હમેશ પડવાની, પણ શું કરીએ ? ’ કહી શાન્તિમાં દિવસ નિર્ગમન કરતો હતો. પણ ગુલાબના મનમાં ચિત્રવિચિત્ર વિચારો થતા હતા. **પ્રી**તમલાલ જવાથી આવકનું મોટું સાધન ગુમ થયું હતું; અને કુટુમ્બનો ભાર **ધી**રજલાલના ટુંકા પગાર ઉપર હતો. ‘ ડોસા પાસે કાંઈ પુંજી હશે કે કેમ ’ તે ગુલાબના મનમાં હમેશાં થયાં કરતું હતું અને તેટલા માટે **પ્રી**તમલાલનો ઇસ્કોતરો ઉઘાડવા તલપાપડ થયાં કરતી હતી. **ધી**રજલાલે બન્યું ત્યાં સુધી તો લંબાવ્યાં કર્યું પણ આખરે સ્ત્રીની હઠ આગળ ચાલ્યું નહિ. ઇસ્કોતરો ઉઘાડતાં ખાનામાંથી બૅંકની બે ચોપડીયો--હીસાબની ચોપડી અને એક બંધ પરબીડીયું મળી આવ્યાં. બૅંકની ચોપડી જોતાં એક **પ્રી**તમલાલના નામની હતી અને બીજી દયાકોરના નામની હતી. દરેકની અંદર ચાર ચાર હજારની રકમ જોતાં ગુલાબના મનમાં ગલગલીયાં થવાં લાગ્યાં. બંધ પરબીડીયું ઉઘાડતાં પત્ર નીકળ્યો ત્હેની અંદર **પ્રી**તમલાલે જણાવ્યું હતું કે “ પોતે દયાકોરની અગાઉ ગુજરી

જાય તો દયાકોરના પોતાના ચાર હજાર ઉપરાંત પોતાના નામના ચાર હજાર પણ દયાકોરને મળે અને એની વ્યવસ્થા દયાકોર કરે. બન્નેના ગુજરી જવા પછી એક ચાર હજારની રકમ ઉષાકાન્તને આપવી ને બીજી ચાર હજારની રકમ ધીરજલાલ લે.” એટલી જ રકમનાં ઘરેણાં ઇન્દુનાં લગ્ન અને એના પોતાના ઉપયોગ માટે રાખવાના હતા. ઉષાકાન્તની રકમ મુંબાઈ બેંકમાંથી ઉષાકાન્ત પોતે જ ઉપાડી શકે એવું નક્કી કર્યું હતું અને ઘરેણા પણ બેંકમાં અનામત મૂકવામાં આવ્યાં હતાં. પાઇનું જેને દેવું કહીયે તેવું નહોતું.

‘ શું ચાર હજારની રકમ ઉષાકાન્તને ? અને બાકીની ચાર હજારની રકમમાંથી આપણે આટલા બધાં ?’ આ વિચાર આવવાની સાથે ગુલાબથી બોલી જવાયું “ હોય નહિ, એમ થાય નહિ ! ”

“ ગુલાબ ! તું આવી લોભી ક્યાંથી થઈ ? આપણે આટલું ભોગવ્યું તે નહિ ? પ્રીતમભાઇએ જે ગોઠવણ કરી છે તે સારી છે નહિ તો ન્હાના ભાઈને ઘણી વખત સોસવું પડે છે. આપણી પાસે હોય અને આપણી દાનત બગડી તો ? નાના છોકરા ઘણીયે વેળા આમ હેરાન થયા છે અને તેમની વહુઓ ન કરે ને વિધવા થાય તો પછી તેમના દુ:ખનો પાર રહેતો નથી.”

“ તે તો ઠીક ! પણ આ બધી ગોઠવણ એમણે કરી ક્યારે ?”

“ પ્રીતમલાલ હમેશાં કહેતા કે માણસે એવી ગોઠવણ તો કરી જ રાખવી જોઇએ. એવી ગોઠવણ કરી રાખવાથી મોત વ્હેલું આવતું નથી પણ પાછળનાંને સુખ મળે છે અને આપણે

ગાળો ખાતા નથી. પૈસા હોય કે દેવું પણ એવી ખાનગી ગોઠવણ તો કરવી જ જોઇએ એ મને કહેતા અને તે પ્રમાણે કર્યું છે."

"ઠીક. દેવું નથી એટલે બસ. ઉષાકાન્ત તેમ જ ઈન્દુને પ્રભાકર અને કાન્તિની માફક જાળવીશ. હાં, ફિકર ન કરશો. બળ્યું એ તો અમે બૈરાંની જાતને સ્વાર્થ વળગે તેમાં બોલીગે ! મ્હારા ઉપર ચ્હીડાશો ? હવે એવા શબ્દો નહિ કહું."

ગુલાબ, ભોળી ગુલાબ, અજ્ઞાન ગુલાબના આ શબ્દો અંતઃકરણના હતા. ધીરજલાલ ગુલાબના સ્વભાવને ઓળખતો અને ઉષાકાન્ત તેમ જ ઈન્દુને ગુલાબ ચહાતી હતી તે સારી પેઠે જાણતો હતો. ગુલાબને વાપરવા પૈસા આપ્યા એટલે ગુલાબ સારામાં સારી સ્ત્રી હતી. ત્હેને મળેલા પૈસાનો દુરૂપયોગ કરતી નહિ.

ધીરજલાલે પ્રીતમલાલવાળું ઘર મ્હોટું હોવાથી ખાલી કર્યું, અને રાયપુરમાં મદનગોપાળની હવેલી પાસેનું ઘર ભાડે રાખ્યું હતું. પોતાને મળેલી રકમ તેમ જ પગારમાંથી ધીરજલાલ પોતાનો નિભાવ કરતો હતો એટલું જ નહિ પણ ઉષાકાન્તનું કૉલેજનું ખર્ચ મારે માથે પડે છે માટે જેમ બને તેમ જલ્દી ઠેકાણે પડી એ જૂદો રહે એ વિચાર ધીરજલાલને આવતો નહિ તેમ ગુલાબ પણ મનમાં લાવતી નહિ. પ્રભાકર માટે જ્યારે જીવ બળતો ત્યારે ઉષાકાન્ત ઉપર સ્હેજ ચ્હીડાતી પણ પાછી ચોમાસાની પૂરવાળી નદીની માફક કલુષ થઈ નિર્મળ થતી.

# પ્રકરણ ૪ થું.

## બંદર ઉપર.

"Fare thee well ! The ship is ready,
"And the breeze is fresh and steady.
"Hands are fast the anchor weighing
"High in air the streamer's playing.
"Spread the sails—the waves are swelling.
"Proudly round thy buoyant dwelling.
"Fare thee well ! and when at sea,
"Think of those who sigh for thee."

—*H. Gould.*

મુંબાઇમાં ભૂલેશ્વર આગળ મલ્હારવાડી સ્હામે એક ત્રણ માળનો માળો છે. આ માળાના ત્રીજા મજલાના રસ્તા ઉપર પડતા એક ઓરડામાં એક હિન્દુ કુટુમ્બ રહેતુ હતું. અત્યારે માતા, પુત્રી અને નોકર શિવાય ઘરમાં કોઇ નહોતું. ઓરડામાં ટ્રૂંકો, પાકીટો, બીસ્ત્રા અડધા ઉઘાડા જ્યાં ત્યાં પડ્યાં હતાં; એક બાજુ પાણીની સીરોઇ અડધી વાંકી પડી હતી; પવાલું રગડી ગયું હતું; ખાવાનાનો ડાબલો ઉધાડો હતો અને ઢાંકણામાં

* ભાવાર્થ:—તું સુખી રહે, વહાણ તૈયાર છે, પવન તાજો અને સ્થિર છે. ખલાસીઓ લંગર ઉચકવાની તૈયારીમાં છે, વાવટા હવામાં ઉંચે ઉડે છે; શઢ વિસ્તવ છે; અસ્થિર ગૃહની આસપાસ મોજાં ઉછળી રહ્યાં છે; તું સુખી રહે; જ્યારે મુસાફરીમાં હો ત્યારે ત્હારે માટે ત્હારા વિયોગથી જેઓ દીલગીર થતા હોય ત્હેને સંભારજે.

થોડી પુરીઓ તથા અથાણું હતું. સ્હામે પડેલા ધુળવાળા સ્હાના સ્ટવ ઉપર વગર મંજાયેલી તપેલી મૂકી દુધ લાવવા માટે ચાકર પ્યાલો ખોળતો હતો; પુત્રી સરોજ પેટીમાંથી એક પછી એક ઓરણાં–કબજા કાઢતી હતી અને આ પહેરૂં કે પેલું એમ વિચાર કરતી લેમૂક કરતી હતી; સરોજની માતા શિવલક્ષ્મી 'કાલ સ્હવાર સુધીમાં શી રીતે તૈયાર થઈ રહેવાશે? હજી લુગડાં આવ્યાં નથી, આવે વેશે તે કેમ જવાય? આબરૂ જાય. બળ્યું બે દિવસ અગાઉથી પણ ન અવાયું–' એમ બબડતી ફૂફડતી ઘરમાં ઠીકઠાક કરવા મથતી હતી.

સરોજના પિતા બાલકરામ અલ્હાબાદમાં કોમીસરીએટ ખાતામાં મ્હોટા અધિકારી હતા અને તેથી તેઓ અલ્હાબાદ જ રહેતા; શિવલક્ષ્મીનો ભાઈ વિલાયત જતો હોવાથી અને એકના એક ભાઈ ઉપર વધુ સ્નેહ હોવાથી ભાઇને મળવા શિવલક્ષ્મી સરોજને સાથે લઈ મુંબાઈ આવી હતી. બાલકરામનું મૂળ વતન અમદાવાદમાં હતું પણ ઘણા વખતથી મુંબાઈ રહેતો; નોકરી પરત્વે અલ્હાબાદ રહેવું પડતું પણ રજાના દિવસો મુંબાઇમાં જ ગાળતો. મુંબાઇમાં ઉપર કથિત મકાન ભાડે રાખ્યું હતું અને ત્યાં જોયતો સામાન રાખેલો હોવાથી એને અથવા મહેમાનને ત્યાં જ ઉતરવાનું થતું. શિવલક્ષ્મી પોતાના ભાઇને મળવા બહુ ઉત્સુક હતી, અને તેટલા જ માટે બે ચાર દિવસ વ્હેલી અલ્હાબાદથી નિકળી હતી પરન્તુ, કાંઈ અચાનક કારણને લીધે ત્હેને અજમેર રહેવું પડ્યું હતું. મુંબાઈ વિલાયતની મેલ જવાના એક દિવસ પહેલાં આવી પહોંચી; ઘર સાફ કરાવવું, લાંબી મુસાફરીનો થાક ઉતારવો, સરોજને મુંબાઇથી બે લુગડાં

અપાવવાં અને પછી ભાઇને મળવા જવું એ બધા વિચારો હોવાથી શિવલક્ષ્મી બહુ જ ગભરાઈ ગઈ હતી. ચાકરને દુધ લાવતાં વાર થાય જ કેમ? રસ્તામાં રમવા રહ્યો હશે; એવા એવા વિચારે દાદરા ઉપર પગ પડતાંની સાથે જ નોકરને ધમધમાવી નાંખ્યો. બાલકરામ મિલીટરી (લશ્કરી) ખાતામાં રહેલો હોવાથી શિવલક્ષ્મીના મગજમાં પણ લશ્કરી દોર પેઠો હતો અને ત્હેને પરિણામે હુકમ કરવાની ટેવ બહુ હતી.

સરોજનું વય આશરે તેર વર્ષનું હતું; ન્હાનપણથી જ સ્વદેશથી દૂર રહેલી અને ન્યાતજાતના માણસોથી વિયુક્ત હોવાથી બાયલાપણાથી મુક્ત હતી છતાં સ્ત્રીના ગુણો વિકાસવા માંડ્યા હતા; નિર્દોષતાથી ભરેલી હતી અને માતાપિતાના સ્નેહ અને અંકુશથી ઉછરેલી સરોજ સરોજની માફક સૌંદર્યવાન્ તેમ જ સદ્‌ગુણરૂપી સુગંધયુક્ત થઈ હતી; અલ્હાબાદમાં ગુજરાતી નિશાળને અભાવે કન્યાનું શિક્ષણ માતાપિતાને માથે લેવું પડયું હતું; બાલકરામ સારી નોકરી ઉપર હોવાથી, તેમ જ અન્ય સંતાન ન હોવાથી શિવલક્ષ્મી સરોજની કેલવણી ઉપર સારૂં ધ્યાન આપી શકતી. આનું પરિણામ એ આવ્યું કે આપણે ત્યાં જેમ ન્હાની છોકરીઓ ન્હાનપણથી જ 'સાસરૂં' 'વર' વગેરેમાં ઉછરે છે તેમ ન ઉછેરાતાં બહુ સારી રીતે ઉછેરાઈ; હિન્દુસ્તાનનાં પવિત્ર શહેરમાં રહેલી એટલે હિન્દી ભાષા તો શીખી જ હતી, ગુજરાતી ઘર આગળ શિખી જ હતી અને સંસ્કૃત, ઈંગ્રેજીના સંસ્કાર પડવા લાગ્યા હતા. માબાપને પોતાનાં છોકરાં મ્હોટાં હોય તોપણ ન્હાનાં જ લાગે છે તેમ દૂર રહેવાથી નાતજાતની ટીકાઓથી છૂટેલાં હોવાથી 'છોકરીનો કન્યાકાળ

ગયો છે, વિવાહ કરી લ્યો ' એ વિચાર થયા જ ન્હોતા. વાતે વાતે 'વર ખોળીએ તો ઠીક, લાવો કોઇને લખીએ,' એમ થતું ખરૂં પણ તેને માટે ઉદ્વેગ રાખવામાં ન્હોતો આવતો. એકાદ બેનાં ગુણ કીર્તન સરોજને કાને પડેલાં પણ ત્હેની છાપ ત્હેના મૃદુ હૃદયમાં રહી હશે કે કેમ તેં કહી શકાય નહિ. ઘરકામમાં માતાને મદદ કરવી, ગુજરાતી, હિન્દી વગેરે વાંચવું, અલ્હાબાદમાં કિલ્લાના પાછલા ભાગના ઝરૂખામાંથી ગંગા યમુનાનો સંગમ નિહાળી સંસારના તેમ જ બીજા અસ્ફુટ વિચારો કરવા એ જ ત્હેનું જીવન હતું. ચ્હા તૈયાર થયો, સરોજ અને શિવલક્ષ્મીએ ચાહ પીધો અને મામાને મળવા જવા સરોજ ઉતાવળ કરી રહી છે ત્યાં મુંબાઇના એકાદ બે સગાં સંબંધીઓ શિવલક્ષ્મીને મળવા આવ્યાં. ગમે એવું જરૂરનું કામ હોય તોપણ મળવા આવનારને મળ્યા શિવાય, મળવા આવનારના ગયા શિવાય બ્હાર ન જવાય એ આપણા હિંદુસંસારમાં પ્રથા પડી છે. 'મળવા આવનારને રખેને ખોટું લાગે,' 'વખત છે ને અભિમાની, તોછડા લેખાઇએ ' એ જ વિચારે જરૂરનાં કામોનો ભોગ આપવાનો આપણે કયાં અનુભવ નથી ? 'અમુક કામ છે ને જવું પડે છે.' એટલું કહેવાની હિમત ન હોવાથી મનમાં સોસાય છે, વાતમાં આનંદ પડતો નથી, ઉઠો એમ કહેવાતું નથી. ને ક્યારે ઉઠે એમ થયાં કરે છે. શિવલક્ષ્મીને પણ એમ થયું, ચાલી ચલાવી અલ્હાબાદથી ભાઈ વિલાયત જાય છે ત્હેને મળવા આવી, જરાક થાક ખાઈ જાઉં એ વિચારે ઘેર આવી ત્યારે આમ ભરાઈ પડી. વિશેષમાં વાતમાં કાંઈ સત્વ ન્હોતું. 'વિલાયત જાય છે ત્યારે ન્યાતમાં ભવાડાસ્તો ! હાય ! હાય ! હજુ સુધી સરોજનું ઠેકાણું પડયું નથી ! સોજરા રહે એવા

કિલ્લામાં તે આપણાથી કેમ રહેવાય ? બળી એ નોકરી.' આ વાત. આખરે સાંજના ૭ વાગે વિખરાયાં. 'અત્યારે વાલકેશ્વર જઈએ ક્યારે અને આવીએ ક્યારે ? બંદર ઉપર જ મળીશું ' એમ નક્કી કરી ભાઈને મળવા જવાનો વિચાર માંડી વાળ્યો.

સ્હવારના દસ વાગ્યામાં શિવલક્ષ્મી પરવારીને બેઠી હતી; સરોજ પણ લુગડાં પ્હેરી તૈયાર થઈ હતી; 'મામાને ત્યાંથી ગાડી કેમ ન આવી' ગાડીઓના અવાજ થાય કે 'ગાડી આવી' એમ વિચાર થતો, બ્હારીયે ડોકીયાં થતાં અને નિરાશ થઈ સર્વ બેસી જતાં. એમ કરતાં સાડાદસ વાગ્યે ગાડી આવી. એક માણસ ઉપર આવ્યો. ચીઠી આપી 'બંદર ઉપર લઈ જવા આવ્યો છું.' એમ કહી ઉભો રહ્યો. રાત્રે ન આવી તેટલા માટે ભાઈએ સહેજ ઠપકો લખ્યો હતો. વિલાયત જેવા દૂર દેશ જવાનું ને ન મળાય તે ઠીક નહિ એમ અણુસારો કરી એ અક્ષર લખ્યા હતા; ભોળા અને ભાઈના સ્નેહથી સિંચિત થયેલી શિવલક્ષ્મીનું હૃદય ભરાઈ આવ્યું. આંસુ આવ્યાં અને 'કોણ જાણે કયાંથીએ સાંજરે મળવા આવ્યાં હતાં' એમ મનમાં થતાંની સાથે જ ભાઈ વિલાયત જાય છે, કોણ જાણે ક્યારેયે ફરીને મળીશું એ લાગણી થઈ આવી. થોડીકવારે શાન્ત થયા પછી આવેલી ગાડીમાં શિવલક્ષ્મી અને સરોજ બંદર તરફ ગયાં.

દસ વાગ્યાથી કર્નાક બંદર ઉપર આજ ભારે ધામધુમ હતી; ઉતારૂઓના જવાના વિભાગમાં એક પછી એક ભપકાદાર ગાડીઓ આવવા લાગી હતી; યુરોપીઅન સ્રીપુરૂષોની સંખ્યા

વિશેષ હતી ખરી પણ આજ હિન્દુ, પારસી વગેરે ઉતારૂઓ પણ હતા; એક બાજુ ટ્રંકો, પાકીટો ઉપર ચિઠીયો ચ્હોડાઈ. કાંટા ઉપર યુરોપીઅન લગેજમાસ્ટરોએ સામાન જોખવા માંડયો અને ખલાસીઓ સામાન અંદર લઈ ગયા. પડેલી બેન્ચો ઉપર હિન્દુ સ્ત્રીવર્ગનો કેટલોક ભાગ બેઠો હતો. બે ચાર ગુજરાતી હિન્દુ વિદ્યાર્થી કાળા પાટલુન, કાળા કોટ અને કાળી ટોપી પ્હેરી ફરતા હતા; સ્નેહાળ માતા, વ્હાલસોઈ બ્હેનને હાથે થયેલા કપાળમાં અક્ષતસહ ચાંલ્લાથી કાંક શરમાતા હતા; બંગાળી બાબુઓ, મદ્રાસીઓ અને ગુજરાતી ઉતારૂઓ ન્યાતજાત ભૂલી જઈ એક જ ગામના હોય—એક જ માતાના હોય એમ આજ ઉમળકાથી મળતા હતા. યુરોપીઅન વર્ગમાં કેટલીક યુવતીઓ યુરોપમાં વસતા પતિને મળવા જતી હતી ત્હેમને એમ થતું હતું કે સ્ટીમર ક્યારે ઉપડે? સગર્ભા યુવતીઓ પોતાની સંતતિને ઈંગ્લાન્ડના રહેવાસીઓના હક્ક મળે એ જ ઉદ્દેશથી જતી હોવાથી પતિથી વિખુટાં પડતાં નેત્ર ભીંજાતાં હતાં.

આમ ધમાલ ચાલે છે ત્યાં ઘંટ વાગ્યો, યુરોપ જતાં ઉતારૂઓની દાક્તરી તપાસ શરૂ થઈ. દાક્તરી તપાસ શરૂ થયા પછી ત્હેમને સ્ટીમર ઉપર જવાનો રીવાજ હોવાથી પછી સ્નેહી મંડળને મળાતું નથી. આથી ઘંટ વાગતાની સાથે ત્યાં ફરતાં સ્ત્રીપુરૂષોનાં હૃદયમાં જુદી જુદી વૃત્તિ થઈ. સર્વે સાફાળાં ઉઠયાં. શિવલક્ષ્મીનો ભાઈ ક્યારનોએ આવ્યો હતો અને મિત્રમંડળમાં ફરતો. અંદર જતાં ઉતારૂઓ પોતાના સ્નેહી મંડળને મળવા લાગ્યા; શેકહેન્ડ, આલિંગન કરવા દેવા લાગ્યા; ફુલહાર તોરા ઉપરા ઉપરી આવવા લાગ્યા, યુરોપીયન સ્ત્રીઓ જ્યારે મુસાફરીએ જતાં પોતાના પતિઓને સ્નેહદાન દેવા લાગી,

વાતો કરી, સંભારવા, પત્ર લખવા વિનવવા લાગી; પારસી બાનુઓ કાલી કાલી ગુજરાતી ભાષામાં બોલી પતિને તેમ જ સાંભળનારને આનંદ ઉપજાવવા લાગી ત્યારે શરમાળ હિન્દુ પત્નીઓ દૂર ઉભી ઉભી, પોતાના પતિઓને મિત્રમંડળ સાથે વાત કરતા જોઈ, એમની સાથે વાત કરવાનો સ્નેહ દર્શાવવાનો લાગ ન મળવાથી, ઘડીકમાં આડું જોઈ, ઘડીમાં નીચું જોઈ, ઘનવાદળામાંથી વખતોવખત ડોકીયા કરતા ચન્દ્રની માફક પતિના દર્શન કરતી આંસુ પાડવા લાગતી અને રૂમાલવતે લોઈ નાંખતી; કેટલાક હિમ્મતવાળા પતિઓ કોઇની શરમ ન રાખતાં, પત્નીને મળી આવતાં, શાન્ત કરતા અને એ ગભરાય નહિ એટલા માટે જ હૃદયની સર્વ વૃત્તિઓ દાબી—જોરજુલમથી દાબી, મ્હોં હસતું રાખી વાતો કરતા હતા; પરન્તુ હૃદયમાં ક્ષોભ એટલો થતો હતો કે ન પૂછો વાત. ઇંગ્લાન્ડ–યુરોપ જતા લગભગ દરેક ઉતારૂઓને કોઈને કોઈ મૂકવા આવનાર હતું માત્ર એક જ યુવાન એક યુરોપીઅનની સાથે એકલો જ ફરતો અને ત્હેના મ્હોં ઉપર ગ્લાનિ છવાઈ હતી; 'આ સર્વને મૂકવા આવનાર છે; વિદેશ જતી વખત સ્નેહનો આવિર્ભાવ દર્શાવનાર છે ને મ્હારે છતે સ્નેહીએ કોઈ જ નહિ, ત્રણ ચાર વર્ષમાં કોણ જાણે શાયે બનાવો બનશે ? હું જેને મૂકીને જાઊંછું તેઓ હેમક્ષેમ હશે કે કેમ ? હું ન જાઊં તો ? ના, ના, આવું અસ્થિર મન શું ?' એમ મનમાં ને મનમાં ગણગણતો એક યુવાન ફરતો હતો; શિવલક્ષ્મીના ભાઈને તો કાંઈ ગ્લાનિ થતી હોય એમ લાગતું નહોતું; સરોજે પ્રેમપૂર્વક મામાને હાર પ્હેરાવ્યો અને મામાએ સરોજના હાથમાં પાંચ રૂપીઆની નોટ મૂકી, 'ભાઈ! સરોજનાં લગ્ન ઉપર તો આવીશને ?' શિવલક્ષ્મીના

આ પ્રશ્નના ઉત્તરમાં 'સરોજને સોળ સત્તર વર્ષની કરીશ તો આવીશ' એટલા જ શબ્દો મળ્યા. એટલામાં 'પેલા યુરો-પીઅન પ્રૉફેસર પ્યુની સાથે કોણ છે' ની વાત ચાલી. 'એ તો અમદાવાદનો છે. ઘણું કરીને ત્યાંની કૉલેજનો ઉષાકાન્ત નામનો વિદ્યાર્થી છે' એમ અન્દર અન્દર પૂછપરછ થવા માંડી. ઉષાકાન્તનું નામ સાંભળતાં જ શિવલક્ષ્મી બોલી 'ઠીક. સરોજ! શું ઉષાકાન્ત વિલાયત જાય છે?' ઉષાકાન્તના નામથી જ આ બાળાના હૃદયમાં કાંક નવીન જ વૃત્તિ થઈ જે આ નિર્દોષ બાલા સ્હમજી શકી નહિ. સરોજે અલ્હાબાદમાં ઉષાકાન્ત તથા પ્રભાકરનાં નામ સાંભળ્યા હતાં. એ જ. એણે બેમાંથી એકેને કદીપણ જોયા નહતા! ઉષાકાન્ત જાય છે એ જાણતાં સરોજે નક્કી કરવા ઘણાં ફાંફાં માર્યાં પણ અમદા-વાદનો છે. ત્યાંની કૉલેજનો છે ને કાંઈ એવું જ નામ છે એટલી ખબર મળી. દાક્તરી તપાસ પૂરી થઈ અને ઉતારૂઓ સ્ટીમર ઉપર ચડવા લાગ્યા. શેડમાં ઉભા ઉભા જોવાય ત્યાંસૂધી સ્નેહી મંડળ સલામો કરી, રૂમાલ હલાવી, સજળ હસતા ચ્હેરે ઉતારૂઓને જોવા લાગ્યા. શેડમાંથી બ્હાર નિકળી દરિયા કિનારે કઠેરા પાસે ઉભા રહ્યા. માથા ઉપર સૂર્યનો પ્રચણ્ડ તાપ હતો; તેનાં કિરણો દરિયાના જળ ઉપર પ્રતિબિમ્બિત થઈ આંખને આંજી નાંખતાં હતાં; છતાં સ્નેહીઓના દર્શનોત્સુક જનો સર્વ સહન કરતાં હતાં; એક પછી એક નિસરણી મારફત ઉતારૂઓ ઉતરવા લાગ્યા; અને કિનારે ઉભાં રહેલાં સ્નેહીઓને રૂમાલથી–હાથથી આમંત્રવા લાગ્યાં. હાથ કે રૂમાલના હાલવાની સાથે માતા પિતા એમ સ્હમજતાં કે અમને બોલાવે છે, મિત્રો પોતાને સલામ કરે છે એમ માનતાં, પત્ની એમ માનતી કે એ

સર્વ મ્હારે માટે જ છે. ગમે તેમ હોય તોપણ હાથનું ફરવું અને રૂમાલનું ઉડવું સર્વને રૂચિકર હતું. આ સઘળા ઉતારૂમાં પ્રૉફેસર પ્યુવાળો ઉતારૂ ચિન્તાગ્રસ્ત હતો; વિશેષમાં એને કોઈ પ્રેમપૂર્વક બોલાવનાર ન હોવાથી બહુ લાગી આવ્યું હતું અને કાળા પાણી જતો હોય એમ ક્ષણવાર લાગ્યું. ઘંટ વાગ્યો અને સ્ટીમર ઉપડી; સ્ટીમરના ઉપડવા સાથે તેમાંના ઉતારૂઓનાં હૃદય સ્ટીમરની બ્હાર નીકળી કિનારા ઉપર ઉભાં રહેલાં સ્નેહીઓનાં હૃદયને મળવા દોડ્યાં. એ હૃદયને આવતાં જોઈ કિનારા ઉપરનાં હૃદયો પણ સ્હામા ધસ્યાં. તુતક ઉપર ઉભાં ઉભાં હૃદયઉપર સત્તા ચલાવી માત્ર આનન્દનો ડોળ કરી હસતા ચ્હેરા કિનારા ઉપરનાંને આશ્વાસન આપવા લાગ્યાં; સ્નેહાળ માતા, બ્હાલ–પવિત્ર લગ્નગ્રંથીના સ્નેહની ભાગીયણ થયેલી વધુઓ અને કોમળ, મૃદુલ અન્તઃકરણના મિત્રોની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં; સ્ટીમર ગઈ ને એક વૃક્ષને મૂળમાંથી ઉખેડી નાંખે તેમ દૃષ્ટિને સ્ટીમરના અવશેષ ભાગ ઉપરથી ઉખેડી નાંખી સર્વ મંડળ ગાડી તરફ વળ્યું.

આ સર્વ મંડળ ગાડીમાં બેસવા જાય છે ત્યાં એક વિક્ટોરીયા પુરપાટ દોડતી આવી અને ત્હેમાંથી એક યુવાન્ હાંફતો, ગભરાતો ગભરાતો ઉતર્યો અને શેડ તરફ ધસ્યો. ત્યાં ઉભેલા પોલિસના સિપાઇએ આટલા ઉતાવળા દોડવાનું કારણ પૂછ્યું ત્હેના જવાબમાં એણે એટલું જ કહ્યું કે–‘ સ્ટીમર ઉપડી ગઈ? ’

‘ હા, હમણાં જ ઉપડી ! કોનું કામ હતું ? ’

‘ હા ઉપડી ! ’ એ શબ્દો કાને પડતાં જ આ યુવાનનાં સર્વ ગાત્રો શિથિલ થયાં, મુખ નિસ્તેજ થયું અને આંખમાં ઝળ-

ઝળીયાં આવી ગયાં. ત્હેની આ સ્થિતિ જોઈ પાસે ઉભેલી શિવલક્ષ્મીના હૃદયમાં અનુકંપા આવી અને પૂછ્યું! "ભાઈ કોઈ જવાનું હતું? શા માટે દિલગીર થાવ છો?"

"બ્હેન! મ્હારો સગો અને મિત્ર વિલાયત જવાનો હતો! તે આજ જવાનો છે. ત્હેની મ્હને અમદાવાદ કાલ રાત્રે ખબર મળી અને હું તરત જ ત્યાંથી નિકળ્યો. બંદર ઉપર આવતાં વાર થઈ, અને મેલ ઉપડી ગઈ. કોઈ એને મૂકવા આવ્યું હશે કે કેમ? એ એકલો છે અને મ્હારો અંગત સ્નેહી છે."

"શું! ત્હમે દયાકોરના ઉષાકાન્તની વાત કરો છો? ઉષાકાન્ત, ઉષાકાન્ત વિલાયત ગયા! એક સાહેબ જોડે ઉષાકાન્ત જેવું જાય છે ત્હેવી વાત હમણાં જ અહીં ચાલતી હતી. ઉષાકાન્ત કેમ એકલા ગયા?"

"બ્હેન! હું ત્હમને ઓળખતો નથી; છતાં ત્હમે મ્હને ઓળખતાં લાગો છો. ત્યારે કોઈ ગયું એ વાત સાચી. બ્હેન એ ઉષાકાન્ત નહિ પણ પ્રભાકર ગયો, ઉષાકાન્ત તો મ્હારૂં નામ." ઉષાકાન્ત તો મ્હારૂં નામ એ વાક્યની સાથે જ પાસે ઉભેલી સરોજના હૃદયમાં ધબકારો થયો. આંખોમાં નવીન જ તેજ છવાયું. આ શું થાય છે અને શું થયું તે સરોજ સ્હમજી શકી તો નહિ. પણ હવે ત્હેને ઉષાકાન્તની વાતમાં વધારે રસ પડવા લાગ્યો. ઉષાકાન્તના મ્હોં ઉપરથી અમૃત વરસતું હોય અને નેત્રને આનન્દ મળતો હોય તેમ ટીકી ટીકીને જોવા લાગી.

"સરોજ! ઉષાકાન્તને આપણી ઓળખાણ આપ. ભાઈ! પ્રભાકર અમસ્તો જ વિલાયત ગયો છે કે કેમ! ત્હમે ત્યારે હવે અમારી સાથે જ ચાલો અને આપણે ત્યાં જ ઉતરવાનું રાખો."

સરોજ માતાની ઇચ્છા મુજબ ઓળખાણ કરાવવા તૈયાર થઈ પણ જીભ જ હાલી શકી નહિ. હૃદયમાંથી લોહી વેગથી વહેવા લાગ્યું અને શરીરમાં થરથરાટ થયો.

"સરોજ! એમનું નામ દેને!" હવે સરોજને કહ્યા વિના છૂટકો નહોતો અને તેથી બહુ જ યત્ને તે નીચું મ્હોં રાખી શરમાતી શરમાતી બોલી. "અમે અલ્હાબાદથી આવીએ છીએ. મ્હારા મામા વિલાયત ગયા અને બાલકભાઈ અલ્હાબાદ છે."

મધુર અને ધીરા શબ્દના આઘાત ઉષાકાન્તના હૃદય ઉપર પડ્યા અને ત્હેણે આ કુટુમ્બને ઓળખ્યું.

"શિવલક્ષ્મીબ્હેન! મ્હેં ત્હમને ઓળખ્યાં નહિ, હોં. સરોજ તો મ્હોટી થઈ ગઈ છે. હું તો આજ સાંજરે પાછો અમદાવાદ જવાનો છું તો એટલા માટે ત્હમને ક્યાં તસ્દી આપું? સ્નેહ માટે ઉપકાર માનું છું."

"ઉપકાર મનાવવા કહ્યું નથી. ત્હમારે આવ્યા વિના નહિ ચાલે. આજની રાત રહેવું પડશે. અને ન હોય તો બેલાશક જજો પણ આપણે ત્યાં જ ચાલો."

ઉષાકાન્ત શો ઉત્તર આપે છે તે જાણવા સરોજ તલસી રહી હતી અને ચાતકપક્ષી મેઘના બિન્દુની રાહ જુવે તેમ નીચું જોતી પણ આડી આંખે હા કહેવડાવવા માંગતી હોય તેમ ઉષાકાન્ત તરફ જોઈ રહી હતી.

"ચાલો ત્યારે જેમ ત્હમારી મરજી" એટલું બોલી શિવલક્ષ્મી અને સરોજની સ્હામે ગાડીમાં બેઠો. ગાડી ઝપાટાબંધ

ચાલી અને ગાડીમાં પ્રભાકરની, ત્હેના વિલાયત જવાનાની, મુંબાઈ સૂધી આવ્યો પણ મળી શક્યો નહિ ત્હેની વાતો ચાલી; સરોજ આ સર્વ ધ્યાનપૂર્વક સાંભળતી અને સાકરના પાણીની માફક ઉષાકાન્તના શબ્દો સ્નેહથી પીવા લાગી. કુદરતી રીતે જ ઉષાકાન્તની નજર સરોજ તરફ જતી અને જીવનમાં પ્હેલવ્હેલાં જ સરોજને જોઈ હૃદયમાં કાંઈ તનમનાટ થવા લાગ્યો; તે સ્હમજ્યો નહિ ને વાત ચલાવ્યે ગયો. ભૂલેશ્વર આગળ ગાડી આવીં અને ત્રણે ઉતર્યાં. બધાંએ ભોજન લીધું હતું એટલે ખાવાની ભાંજગડ હતી નહિ. શિવલક્ષ્મી ઉષાકાન્તની સાથે વાતમાં પડી અને સરોજ ટ્રંક વગેરે સમું કરતી ઉષાકાન્ત અને શિવલક્ષ્મીની વાતો સાંભળતી.

"ધીરૂભાઈ, ગુલાબબ્હેન ખુશીમાં છે ને? ત્હમે શું કરો છો?" "હા ખુશીમાં છે. હું બી. એ. કલાસમાં છું અને નવેંબરમાં પરીક્ષા આપીશ. સરોજ ક્યાં સૂધી ભણી છે? અલ્હાબાદ કેવું છે? બાલકરામ આનન્દમાં છે ને?"

"સરોજ હિન્દી, ગુજરાતી ભણી છે, ઇંગ્રેજી સંસ્કૃતનો થોડો થોડો અભ્યાસ થાય છે. સ્હેજ ભરતાં ગુંથતાં શિખી છે. બધી રીતે ઠીક છે પણ જરા સ્વચ્છન્દી છે." એમ કહી હસી પડી.

સ્વચ્છન્દી શબ્દ સાંભળતાં જ "બ્હેન! આમ શું કરતી હોઇશિ, મ્હેં ત્હમારૂં શું કહ્યું ન માન્યું? અમારે વિશે ખોટો અભિપ્રાય ઠસાવો છો? બાલકભાઇને જ કહી દઇશિ."

"સરોજ! શિવલક્ષ્મી બ્હેન છો કહે, મ્હારા મનથી ત્હમારે માટે ખોટો અભિપ્રાય આવવાનો જ નથી."

ઉષાકાન્તના આ બોલવાથી સરોજ શાન્ત થઈ; શિવલક્ષ્મીને ઉષાકાન્ત માટે કોણ જાણે શાયે વિચાર હશે પણ ઉષાકાન્ત તો

શુદ્ધ ચિત્તે ઉત્તર આપતો હતો. રાત્રિના નવ વાગતાં ઉષાકાન્ત અમદાવાદ જવા તૈયાર થયો; શિવલક્ષ્મીએ ઘણો આગ્રહ કર્યો પણ કૉલેજના ટર્મનું મ્હાનું કાઢી જવાનો નિશ્ચય કર્યો. સરોજના અન્તઃકરણમાં 'રહી જાય તો ઠીક' એમ થયાં કરતું હતું અને મન ઘણુંયે કબજે રાખતી હતી છતાં ઉષાકાન્ત તરફ આકર્ષાતું હતું; ઉષાકાન્ત માટે 'હું જ પૂરીઓ કરી નાંખીશ.' એમ સોત્સાહભર જવાબ આપી દુધ પૂરી તૈયાર કર્યા; સરોજ જમાડનારી અને ઉષાકાન્ત જમનારો. બેમાંથી એક્કે બોલતાં નહતાં; શિવલક્ષ્મી વખતો વખત આવી જમવાનો આગ્રહ કરતી. ઉન્હી ઉન્હી પૂરી ઉષાકાન્તની થાળીમાં નંખાતી. મશાલો ભરેલાં ભીંડાનું શાક અને કઢેલું દુધ અપાતું; ગમે તો ઉષાકાન્તને બહુ ભૂખ લાગી હોય અથવા તો જમણમાં જ કે જમાડનારમાં મીઠાશ લાગી હોય પણ ઉષાકાન્તે આજ સારી રીતે ખાધું; રેલ્વેનો ટાઇમ થઈ જશે ત્હેનું ભાન જ ન રહ્યું; આખરે ઉઠ્યો અને પાનસોપારી લઈ વિકટોરીયામાં બેસી સ્ટેશન તરફ ચાલ્યો; વિકટોરીયામાં બેઠાં બેઠાં પાછળ જોઈ મ્હારીમાંથી દેખાતી સરોજની આંખો દેખાઈ ત્યાં સુધી જોઈ અને ઉન્હી ઉન્હી રસોઈનો સ્વાદ તો મનમાં જ રહી ગયો; વિચારમાંને વિચારમાં સ્ટેશન ઉપર આવી, ટીકીટ કરાવી ગાડીમાં બેઠો ત્યારે ત્હેને ભાન આવ્યું કે પ્રભાકરને મળાયું નહિ અને આ તો ઇદં તૃતીયમ્ જાગ્યું. ગુલાબ બ્હેનને કે ધીરૂભાઇને શો જવાબ આપીશ? સરોજની તો વાત જ ન કરવી એવો નિશ્ચય કરી સ્વસ્થ થયો. ગાડીમાં સૂવાની ગોઠવણ કરી જરા આડો થતાં ઉંઘ આવી અને સ્હવારે અમદાવાદ આવતાં ઉઠ્યો.

# પ્રકરણ ૫ મું.

## અમીરી હોટેલ આગળ.

"If I were mad, I should forget my son,
"Or madly think a babe of clouts were he." *

--*Shakespeare.*

અમદાવાદમાં કાળુપુર દરવાજાથી પ્રેમદરવાજા તરફ જતાં એક મ્હોટી ચાલી આવે છે; માધવપુર અને કાળુપુર દરવાજા વચ્ચે મીલો તેમ જ બીજા ધંધાને અંગે એટલો બધો વ્યાપાર વધી પડ્યો છે કે પરદેશીઓની નજરમાં તો એ એક ન્હાનું ગામ જ લાગે; મીલના મજુરો, દાણાના વ્યાપારીઓ, પરદેશી ભઈઆઓ, મારવાડીઓ વગેરે અસંખ્ય લોકો આ જગા ઉપર રહે છે; આ સર્વ ચાલીઓમાં દિવસના ભાગમાં લુગડાં ધોતી, ખાંડતી, દળતી કે ઝાટકતી જુદી જુદી જાતની સ્ત્રીઓ અને દોડાદોડ કે રડારોળ કરતાં છોકરાંના ઘોંઘાટ શિવાય બીજું જણાતું નથી. રસ્તા ઉપર ગાડાના—રેંકડાના અને વખતોવખત ગાડીઓના ગડગડાટ શિવાય કાંઈ નજરે પડતું નથી. ભદ્ર આગળ સાંજની વખતે દેખાતી ભવ્યતા, વાલકેશ્વર કે ચોપાટીની રમણીયતા, યુરોપશોપની નિયમિતતા કે સ્વચ્છ ઉજળા રસ્તા આ ઠેકાણે હોતા નથી. ટીનના ડબ્બામાંથી પુસ્કળ ધુણી

---

* જો હું ગાંડો હોત તો મ્હારા પુત્રને વિસરી ગયો હોત. અથવા તો તે ગાભાનો બનેલો છે એમ સ્હમજત.

નિકળે એવા ડબ્બાનું લાઈટ, પાણી, કચરાના ઠેર ઠેર ઢગલા, ફાંટાતુંટા લુગડાંની તોરણની માફક લટકણીઓ, કોયલાના ગાડાના અવરજવરને લીધે કાળા રસ્તા, મીલના કામને લીધે થયેલા મેલા ડ્રેસવાળા મજુર વર્ગ, હરમાનનાં તેલવાળી દાળ અને જૂની મીઠાઈવાળા ફેરીઆઓ, મ્યુનીસીપાલીટીના ઝાંખા ફાનસો, એ આ રસ્તાની શોભા હતી. આવી ચાલીમાં રહેનારા મજુર વર્ગો, જેમની મહેનતના પરિણામે આપણે ઠાઠમાઠથી ફરીએ છીએ, જેમના પરસેવાથી આપણામાંનાં કેટલાક રબર-ટાયરની ગાડીઓ ફેરવીએ છીએ તે મજુર વર્ગ ક્યાં રહે છે? ત્હેમને શાં શાં દુઃખ છે? ત્હેમનાં–બાલબચ્ચાંનાં શરીર નિરોગી રહી શકે એવાં હવાપાણી છે કે કેમ? ત્હેમનાપર નીતિની છાપ પડે એવી કોઈ પણ પરિસ્થિતિ છે કે કેમ? ત્હેમનાં બાળકોને કેળવણી અર્થે એટલામાં એક્કે શાળા છે કે કેમ? ત્હેમને અકસ્માતના પ્રસંગે દવાની સગવડ છે કે કેમ? ત્હેની કેટલા તજવીજ કરે છે? આપણો દેશ ગરીબ છે, આપણું કાંઈ ચાલતું નથી, આપણને સ્વરાજ્યના હક્કો શા માટે મળવા ન જોઇએ એવી બુમો પાડવામાં શક્તિનો જેટલો વ્યય કરીએ છીએ તેમાંની પા ભાગની શક્તિ પણ આવા ગરીબ વર્ગના સુખને માટે વાપરવામાં આવતી હોય તો કેટલું પુણ્ય થાય અને ગરીબોની દાદ ઇશ્વર સાંભળ્યા વિના રહેતો જ નથી.

‘ તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય,
‘ મુવે ઢોરકે ચર્મસેં, લુહા ભસ્મ હો જાય.’

અઠવાડીઆમાં, મહિનામાં એક જ વાર આવી જગાઓ તપાસાતી હોય, ગરીબોની ખરી સ્થિતિનું નિરીક્ષણ થતું હોય

તો ખરેખર એમની અગવડો દૂર કરવા સહજ પણ પ્રયત્ન થયા વિના રહે નહિ.

ઉપર કથિત આવી એક ચાલીમાં મોતીચંદ નામનો એક વાણીયો રહેતો હતો. મૂળ એ કાઠીયાવાડભણીનો સામાન્ય સ્થિતિનો વ્યાપારી હતો. પરન્તુ એકાદ બે દુકાળને લીધે ઘરબાર વેચી અમદાવાદમાં આવી વસ્યો હતો; સ્વદેશમાં મજુરી થાય નહિ એટલે પરદેશમાં ગમે તેમ નભે એટલું જ માનીને નહિ પણ ન્યાત જાતથી દૂર સારા એ વિચારથી આ ચાલીની એક ઓરડી ભાડે રાખી રહ્યો હતો. કાઠીયાવાડથી આવ્યો ત્યારે ન્હાનો છોકરો, પોતે અને પોતાની સ્ત્રી એટલાં હતાં પરન્તુ અમદાવાદમાં એકાદ વર્ષના પ્લેગમાં છોકરાને મૂકી સ્ત્રી ચાલી ગઈ. પાંચ સાત વર્ષના છોકરાને ઉછેરવો, મીલમાં જવું, આવીને રસોઈ વગેરે કરવું આ સર્વે કરતાં મોતીચંદને અસહ્ય દુઃખ પડતું. પરન્તુ હિમ્મત હાર્યાં શિવાય જીવન નિભાવે જતો હતો; પોતે મૂળ સારી સ્થિતિનો અને જો કે ઈંગ્રેજી ભણ્યો નહોતો તોપણ કેળવણીના લાભ જાણતો હોવાથી છોકરાને ગામમાં એક નિશાળે મૂક્યો હતો અને ચોપડીઓ વગેરે માટે બેચાર જણની મીલમાં ખુશામત કરતો હતો. છોકરાની ઉમર નવેક વર્ષની થઈ એટલે અમદાવાદમાં નિકળતાં બેચાર પેપર તેમ જ મુંબાઇથી આવતાં પેપરો ગામમાં વહેંચવા લાગ્યો. ચાલની અન્દર રમત રમતાં હલકી જાતના છોકરા સાથે રમશે તો બગડી જશે એ બીકે છોકરાને એકલો રહેવા દેતો નહિ. રાત્રે મહાભારત, રામાયણની કથાઓ રસિક ભાષામાં કહેતો; સ્ત્રીના ગુજરી ગયા પછી મોતીચંદનો સ્નેહ આ છોકરામાં પર્યવસિત થયો હતો; મોતીચંદની સ્ત્રી અભણ પણ પતિને સર્વ

રીતે સુખ આપનારી હતી. ઘરની સર્વ વ્યવસ્થા કરતી હતી. આવી ગૃહિણીના મૃત્યુ પછી, દરિદ્રતાના પરિણામો ભોગવ્યા પછી સર્વ સગાંસંબંધીઓ તરફથી તિરસ્કાર મળ્યા પછી મોતીચંદનો સ્નેહ પુત્ર ઉપર જ રહે એમાં નવાઈ નથી. પુત્રને ન દેખે તો અડધો અડધો થઈ જતો, પુત્રના હિતને માટે ફાંફાં મારતો અને પુત્રના સંરક્ષણ અને તેની ઉન્નતિ માટે અહોનિશ ઇશ્વરની બંદગી કરતો હતો.

મોતીચંદ એક દીવસ સ્હવારમાં રવીવાર હોવાથી ગામમાં નીકળ્યો; બજારના બેચાર કામ આટોપી ઘેર જવા નીકળ્યો. 'ગુજરાતી પંચ' વગેરે પત્રો વહેંચવા છોકરો નિકળી પડ્યો હતો અને નિયમાનુસાર અમીરી હોટેલમાં મળવાનો હોવાથી મોતીચંદ અમીરી હોટેલ તરફ જવા નિકળ્યો. રીચીરોડ ઉપર જુની પોસ્ટ ઓફીસવાળા મકાનમાં આ હોટેલ આવી રહી છે; આ હોટેલનું મકાન એવી જગાએ અને એવા સંજોગોમાં આવ્યું છે કે સર્વનું ધ્યાન ખેંચે. એક બાજુ રીચીરોડની મ્હોટી સડક, બીજી બાજુ કાળુપરનો રસ્તો, ચોગરદમ બારીઓ વગેરેના કારણથી આ હોટેલ વધારે ખુલ્લી અને ખેંચાણકારક છે. જે રવીવારે મોતીચંદ આ હોટેલમાં આવ્યો તે વખતે ઘડિયાળમાં દસ વાગી ગયા હતા. મોતીચંદ આવી અમીરી હોટેલમાં થાક ખાવા બેઠો. હોટેલમાં એક બાજુ સ્હામસ્હામી ભીંતો આગળ બેન્ચ અને ચાહના પ્યાલા વગેરે મૂકવા સ્ટેન્ડ હતા; બેન્ચ ઉપર બેઠા બેઠા નીચે કાળુપરના રસ્તાઉપર તેમ જ ઠેઠ ચાંલ્લાંઓળ સુધી નજર પડતી હતી. સ્હામી બાજુએથી જોતાં જાળીમાંથી ઠેઠ જામનગરીવાળાની મીઠાઇની દુકાન સૂધી જોઈ શકાતું; હોટેલના બીજા ખંડમાં સ્હામસ્હામા બે નળા પડ્યા હતા. એક

ખુણામાં કોયલાના કોથળા અને ત્હેની સાથે બે ન્હાનાં બાંકડા ગોઠવ્યા હતા. પાસેની ઓરડીમાં નળ હતો. ભીંત ઉપર કમાન કરી પીતલનાં, કાચનાં પ્યાલા ગોઠવી દીધા હતા, સોડા વોટર અને લેમોનેડ વગેરેની બાટલીઓ ગોઠવી હતી; બારણામાં પેસતાં જ ડાબે હાથ ચાહના બમ્બા મેજ ઉપર ઉકળતા હતા; કઢેલાં દુધની કડાઈ સગડી ઉપર પડી હતી; સ્હામી બાજુ આઇસક્રીમનો સંચો પડ્યો હતો; નળાની પાસે બે ખુરશીઓ પડી હતી; એક ખુરશી ઉપર હોટેલનો મેનેજર રસ્તા ઉપર આવતા જતા લોકો જોતાં બેઠો હતો અને ચાહ આઇસ્ક્રીમના પૈસા વસુલ કરી ગ્રાહકોને મીઠી જીભ અને સભ્યતાથી સંતોષતો હતો. આ હોટેલ એવી જગા ઉપર આવી હતી, હોટેલમાં કાંક વિશેષ સ્વચ્છતા, સભ્યતા હતી કે સારા સારા ગૃહસ્થો આનો લાભ લેતા હતા. જે સમયે મોતીચંદ હોટેલમાં બેઠો તે વખતે બેચાર જુવાનીયા કાળુપરના રસ્તા ઉપર પડતી બ્હારી પાસે બેઠા હતા. એમાંના એકની નજર જાળીમાંથી રીચીરોડ ઉપર પડતી હતી અને બીજાની હોટેલના બારણા આગળ પડતી હતી; મોતીચંદ પાણીના નળની ઓરડી પાસેના ખૂણામાં બેઠો બેઠો ચાહ પીતો હતો અને છોકરાની રાહ જોતો હતો. પેલા જુવાનીઆમાંના એકે આઇસ્ક્રીમની ડીશ માગી પણ બીજા જુવાનીઆઓએ ચાહની માગણી કરતાં ‘ગરમ થયા પછી ઠંડા થઇશું.’ એમ કહી પ્હેલો ચાહ માગ્યો; નિશાળના ન્હાના વિદ્યાર્થીઓ, સટ્ટાના વહેપારીઓ, થાકેલા વૃદ્ધોનું આ વિશ્રામ-સ્થાન હતું. હોટેલના નોકરો ગ્રાહકો ક્યારે ચાહ પી લે ને ક્યારે પ્યાલા લઈ સાફ કરી નાંખીયે એની ઉતાવળ કરતા હોય તેમ હાથમાં જૂનો ગાભો લઈ આમ તેમ ફરતા હતા. હોટેલમાં

આવી સ્થિતિ છે ત્યાં ઉષાકાન્ત ફરતો ફરતો આ હોટેલમાં આવી પ્હોંચ્યો. સ્હામેની બાજુ બીડીના ધુમાડા કાઢતા; વખતોવખત અશ્લીલ શબ્દોના ઘોષ કરતા જુવાનીયાથી ભરપૂર જોઈ આમ તેમ નજર કરી મોતીચંદ બેઠો હતો ત્યાં જઈ બેઠો. ઉષાકાન્ત બેન્ચ ઉપર બેસી સ્હામી નજર કરે છે ત્યાં એક જણ ગભરાતો ગભરાતો બીસકીટ મ્હોંમાં નાંખી ચાહનો પ્યાલો ઉતાવળથી ખાલી કરી, ઉકળતા ચાહના બમ્બા પાસે મૂકી પૈસા ફેંકી ચાલતો જ થયો. આ યુવાન ઉષાકાન્ત કરતાં ઉંચી જ્ઞાતિનો હતો અને બીસ્કીટ ખાતાં ઉષાકાન્તે જોયો એ ગભરાટથી ન્હાઠો. વાપરેલો પ્યાલો ચાહ ટેબલ ઉપર મૂકવા માટે મેનેજર એને ધમકાવ્યો પણ પકડાઈ જવાની શરમથી નીચું મ્હોડું રાખી હોટેલ બ્હાર નીકળી ગયો.

આજ મુંબાઈની મેલ બહુ મોડી હતી; ફેકટરી કમીશનની બેઠક અમદાવાદમાં શરૂ થવાની હોવાથી કમીશનના મેમ્બરો આજની મેલમાં આવવાના હતા; ત્હેમને લેવાને અમદાવાદના મીલ-ઓનરો, શેઠીયાઓ, ઑફીસરો અને સામાન્ય વર્ગની ગાડીઓ સ્ટેશન ઉપર ધસી જતી હતી; સટ્ટાબજારમાં વ્હેપારીઓનો જમાવ થયે જતો હતો; ગાડીઓની આવજા વધવા લાગી અને મેલ આવી એમ લાગ્યું; સામાન ભરેલા રેંકડા, ભાડુતી ગાડીયો, રબર ટાયરની બગીઓ, સાઈકિલોની દોડાદોડ થવા માંડી; ફેકટરી કમીશનના એકાદ બે મેમ્બરોએ પોતાની મોટોરકાર આણેલી હોવાથી એની ધમાલ પણ હતી; ખાખી રંગના ડ્રેસવાળા, લાલ સાયકલ ઉપર બેસી ઝીણી સીસોટી વગાડનારા તારના સિપાઈઓ પણ આમ તેમ દોડતા હતા;

મોતીચંદ ચાહ પી છોકરો હજી કેમ આવ્યો નથી ત્હેનો વિચાર કરતો ખૂણામાં બેશી રહ્યો હતો; ઉષ્ણાક્રાન્ત તાપથી કંટાળેલો હતો અને આઇસ્ક્રીમ તૈયાર થયેલો ન હોવાથી આઇસ્ક્રીમની વાટય જોતો હાથમાં રાખેલા 'રીવ્યુ ઓફ રીવ્યુઝ' નામના માસિકના પાના ઉથલાવતો હતો. હોટેલનો એક નોકર આઇસ્ક્રીમનું ચક્કર બારણા પાસે જોરથી ફેરવતો હતો. હોટેલમાં માણસોની આવર વધી તેમ જ બ્હાર લોકોની ધમાલ પણ ચાલી. આ પ્રમાણેની સ્થિતિ છે ત્યાં હોટેલ બ્હાર કાંઈ હોકારો થયો; ત્રણ દરવાજા તરફથી એક સાઇકલ પુરજોશથી સ્ટેશન ઉપર જતી હતી; ત્હેથી સાથે બે ભાડાની ગાડીઓ પણ દોડતી હતી; સ્હામેથી બે મોટારકાર ચાલી ગઈ, રસ્તામાં એક હાથે ખેંચવાનો રેંકડા આવતો હતો, પાછળ બે રબર ટાયરની ગાડીયો અને એક ડોકયાર્ડ આવતું હતું; આ બધું ઝકુમલું હોટેલ આગળ એકઠું થયું. રેંકડાવાળા મારવાડી મજુરો આગળથી ગાડી આવે છે માની, રેંકડો બીજી બાજુ ખસેડયો ત્યાં પાછળથી બે ગાડીના ઘોડા ચમકયા; ઘોડાના ચમકવાની સાથે સાયકલવાળો સાયકલ ઉપરથી ઉતરવા જતાં પડયો. એનો ધક્કો 'જાહેર મીટીંગ' નાં હેંડબીલો વ્હેંચતા એક ન્હાના છોકરાને લાગ્યો. આ હસતો સુંદર ગુલાબ જેવો છોકરો ગાડીમાં બેઠેલા શેઠીઆને હેંડબીલ આપવા દોડયો હતો; ગમે તો રસ્તામાં કચરાઈ જશે માટે આઘો જા એમ કહેવા જીભને તસ્દી આપવાને બદલે અથવા તો આવો નાલાયક ગરીબ છોકરો અમારી પાસે આવવાની હિમત કરે એ ન સહન થઈ શકવાથી ગુસ્સાના આવિર્ભાવરૂપે શેઠે એક ચાબુક આ કોમળ છોકરાના બરડામાં લગાવી. ચાબુક વાગતાં જ છોકરો બુમ પાડી બાજુ હડયો ત્યાં સાયકલ-

વાળાનો ધક્કો વાગ્યો. ગાડીવાળા શેઠે હુશીયારીથી ઘોડાને ચાબુક મારી; તેથી ઘોડા ચારે પગે નાઠા અને નાસતાંની સાથે હેન્ડબીલ વ્હેંચતા છોકરાના માથા ઉપર ઘોડાની સજ્જડ લાત વાગી, લાતની સાથે જ છોકરો આગળ પડ્યો અને ત્યાંથી પસાર થતી બીજી ગાડીના પૈડા તળે આવી ગયો. આ અકસ્માત્‌ની સાથે જ મહાજન, વ્હેપારીયો, દુકાનદારો આવતા જતા વટેમાર્ગુમાં ત્રાસ વર્તી રહ્યો. એક કોમળ પુષ્પ જેવા છોકરાનું જીવન હતું નહતું થઈ ગયું. મ્હોટા શેઠીયાની ગાડી તળે ચગદાયેલા ગરીબ નિરાધાર બાલક માટે કોણ પરવા રાખે? 'ઉભી રાખો ગાડીને' 'શેઠ એના ઘરનો' 'બોલાવો પોલીસને' 'આ છોકરો કોનો હશે?' 'અરે પોલીસને બોલાવી વહેપાર રોજગાર મૂકી કચેરીના ધક્કા ખાવા કોણ નવરૂં છે?' એવી બુમો લોકોના ટોળામાંથી આવવા લાગી.

આ દરમિયાન મોતીચંદ ખુણામાં બેઠો બેઠો નિરાશ ચિત્તે છોકરાની રાહ જોતો હતો અને ઉષાકાન્ત વાંચવામાં તલ્લીન થઈ ગયો હતો. એટલામાં બે ત્રણ વિદ્યાર્થીઓ દાખલ થયા અને ઉષાકાન્તની સ્હામે બેઠા. આમાંનો એક ઉષાકાન્તને સ્હેજ ઓળખતો હતો, એટલું જ નહિ પણ ઉષાકાન્તપ્રત્યે એને સ્નેહનો પક્ષપાત હતો; ઉષાકાન્તે માથું ઉંચું કર્યું ને ત્હેની સાથે રમેન્દ્રને જોયો; અને બન્નેનાં નેત્ર અને હૃદયમાં વિદ્યુત્‌ના ચમકારાની માફક અલૌકિક લાગણી થઈ. આ લાગણી શેની હતી, શા કારણથી થઈ અને શું સૂચવે છે તે કોઈ સ્હમજ્યું નહિ.

"ઉષાકાન્ત! આજ કાલ હોટેલોનો એટલો બધો રાફડો ફાટી નિકળ્યો છે કે ઇંગ્લાન્ડનાં ચાર્લ્સના વખતનાં કોફીહાઉસીઝનું સ્મરણ થાય છે."

"રમેન્દ્ર ! ત્હમે કહો છો એ વાત ખરી પણ ઈંગ્લાન્ડનાં કોફી હાઉસીસમાં રાજકીય તેમ જ સાહિત્યની ચર્ચા થતી હતી અને એ કોફી હાઉસીસમાં ઈંગ્લાન્ડમાં મહાન્ લેખકો અને રાજ્યનીતિજ્ઞ પુરૂષો ઉત્પન્ન થતા હતા. આપણે ત્યાં એનાથી ઉલટું જ છે. સૂધરેલી ઢબની કેટલી હોટેલો જોઈ અને હોય તો કેળવાયેલા પુરૂષો ત્યાં કેટલા મળ્યા અને એવી ચર્ચા ચલાવી ? જ્યાંસૂધી એમાંનું કાંઈ નથી ત્યાં સૂધી 'કોફી હાઉસીસ' ની ઉપમા આપવી એ કેવળ અયોગ્ય છે."

"શું અહીં સ્વદેશી હીલચાલ, રાજકીય વગેરે ચર્ચાઓ નથી ચાલતી ? ઘણાએ આવે છે અને એવી વાતો કરે છે. મ્હારા ત્હમારા જેવા છૂટા છવાયા આવી એવી વાતો કરે એથી બધે જ એમ થાય છે એ કહેવું તદ્દન ખોટું છે. હાલ તો હોટેલો, શાન્તિગૃહોમાં સટ્ટાના સાટાં, તરકટની ગોઠવણો, નવરા, સર્વ દુર્ગુણોમાં પ્રવીણ એવા ઇશ્કી સહેલાણીયો વિશેષ જોવામાં આવે છે; અને એને લીધે જ મ્હારા ત્હમારા જેવા અહીં આવતા સંકોચાય છે અને આવનાર ટીકાને પાત્ર થાય છે."

મોતીચંદ, ઉષાકાન્ત અને રમેન્દ્રનો વિવાદ સાંભળતો હતો. હૃદય ઉન્નત હોવાથી ઉષાકાન્તના વિચાર ગમતા હતા અને 'મ્હારા છોકરાને કેળવણી આપી આવો બનાવું' એમ ઇચ્છા રાખતો હતો ત્યાં હોટેલમાં લોકોનું ટોળું સિપાઈ દાખલ થયા. હોટેલનો મેનેજર ઉભો થયો અને સિપાઇને દેખતાં 'શું છે ! શું છે !' કરવા લાગ્યો.

'આ છોકરાને સખ્ત વાગ્યું છે માટે એને જરા અહીં સૂવાડી પાણી પીવડાવવું છે અને જમાદાર દાક્તર આવે ત્યાં સૂધી

રાખવાનો છે. ગભરાશો નહિ ' એટલું કહી સિપાઇએ લોકોના ટોળાને બ્હાર કહાડવા માંડ્યું; આમ છતાં લોકોનો જમાવ બ્હાર ભેગો થતો ગયો અને કોઈ ફર્નાં-ડીઝપૂલના કઠેરા ઉપર, તો કોઈ બે માણસોના ખભા વચ્ચે, તો કોઈ બે પગના આગલા ભાગ ઉપર ઉભા રહી જાળીમાંથી, બારણામાંથી જેટલું દેખાય તેટલું જોવા ફાંફાં મારવા લાગ્યા. છોકરાને ચાહના ટેબલની પાસેથી બેન્ચ ઉપર સૂવાડ્યો; માથામાંથી લોહી વહ્યાં જતું હતું અને શ્વાસ ધીરો ધીરો નિકળતો હતો. પાણી પીવડાવવાનાં ફાંફાં માર્યાં પણ કાંઈ વળ્યું નહિ એટલામાં સીપાઈ જમાદારને બોલાવી આવ્યો. જમાદાર આવતાંની સાથે છોકરા પાસે ગયો અને તે જ વખતે આ નિરાધાર બાલે પ્રાણત્યાગ કર્યો. આ ધાંધલ જોઈ રમેન્દ્ર ને ઉષાકાન્ત જોવા ઉઠ્યા અને છોકરાના મૃત શરીરને જોઈ ખેદગ્રસ્ત થયા. સફેદ ન્હાનું ધોતીયું ને ખાદીનો ધોયેલો કબજો એટલો એનો પહેરવેશ હતો. એક હાથમાં વહેંચવા માંડેલા હેન્ડબીલો હાથની મડાગાંઠમાં સપટાઈ ગયા હતાં, મ્હોં શાન્ત અને પ્રફુલ્લ હતું, આંખો ઇશ્વરની બંદગી કરતો હોય એમ ઉંચી કરેલી હતી. ગુંજામાં ન્યુ રોયલ રીડરની પ્રાયમર હતી; માથા ઉપરથી નિકળેલા લોહી—લાલસુરખ લોહીયે અડધું મ્હોં અને કબજાનો જમણો ભાગ ખરડ્યાં હતાં. 'આવા ગભરૂ છોકરાને મારનારનું સત્યાનાશ જજો, મૂવા ગાડીયોવાળા ત્રાસ આપે છે ' એમ ત્યાં બેઠેલો એકાદ વૃદ્ધ માણસ બોલી ઉઠ્યો. છોકરાને મરેલો જાણી ઇસ્પીતાલમાં લઈ ગયા. પહેલાં પંચ ક્યાસ કરવાના ઈરાદાથી જમાદારે હોટેલમાં બેઠેલાને બોલાવી લાવવા સિપાઇને કહ્યું. પંચક્યાસનું નામ સાંભળતાં જ ' એ ભાંજગડમાં કોણ પડે ' એ વિચારે બારણા આગળનું લોક

હડુડુડુ કરતું ન્હાઠું. હોટેલનો મેનેજર, એક વૃદ્ધ જે ત્યાં બેઠો હતો તે, રમેન્દ્ર, ઉષાકાન્ત અને **મોતીચંદને** પંચમાં લીધા. **મોતીચંદે** ઘણી હા ના કહી પણ એનું ચાલ્યું નહિ. માથે પાઘડી મૂકી, લુગડાં સમાં કરી **મોતીચંદ** જે સ્થળે છોકરાનું મડદું પડયું હતું ત્યાં આવ્યો, મડદું–છોકરાનું મ્હો જોતાં જ 'કોણ! મ્હારો મગનો!' કરી **મોતીચંદ** એકદમ ભોંયપર પડ્યો. આ વળી શું થયું? એમ વિચારી જમાદારે ઠંડું પાણી **મોતીચંદના** માથા ઉપર નાંખ્યું. જરા શુદ્ધિ આવતાં જ **મોતીચંદ** ઉભો થયો– છોકરાના શબને ઉપાડી છાતી સાથે દાબ્યું, લોહીથી ખરડાયેલા ચ્હેરાની જરા પણ દરકાર ન રાખતાં ચુંબન કરવા લાગ્યો. 'શું મ્હારા મગનાની આ સ્થિતિ? હાય! હાય! ઇશ્વરને ત્યાં ન્યાય જ નથી. આ કોમળ નિરપરાધી ફૂલને ચગદી નાંખતાં એમનો જીવ કેમ ચાલ્યો હશે? અમારા જેવા ગરીબ સ્હવારથી સ્હાંજ સૂધી જીવતોડ મહેનત કરીએ છીએ તે શેઠીયાઓને માટે! થોડા ઘણા પૈસાદારને માટે અને તે પણ આવા, ક્રૂર કામ કરનાર ધનાઢ્યોને માટે! અરે, એક કીડી ચગદાય છે તો– યે જીવ બળે છે તો આ નાજુક છોકરા માટે એમને જરા પણ ન થયું? કોણ ચગદાયું ત્હેને માટે તજવીજ કરવા પણ ન રહ્યા? શાના રહે? એમને કોણ પૂછનાર છે? જમાદાર સાહેબ! આડે દિવસે આવતાં જતાં ગેટ ઉપરની ખુરશી ઉપાડી લઈ જવા અમને કેવા સતાવો છો? પુલ ઉપરથી લાકડાંનાં કે ઘાસના ભારા લાવનારને કેવા સતાવો છો? અમારા જેવા ગામડાના રોંચા ગાડાવાળાને દિવા માટે કેવા હેરાન કરો છો? પણ મ્હારા આ જીવનના આધાર આંધળાની લાકડીને–ઉગતી કળીને છુંદી નાંખનાર નરાધમને ખોળી કહાડવા યત્ન કરશો કે?

કોણ એનું નામ બતાવે ? બસ–એ જ. એ દુષ્ટને મારૂં ! મ્હારા **મગના**ને મ્હારાથી વિખુટો પાડનારનું લોહી પીઉં ! ચાલ બેટા **મગના** ત્હને કોણ અડકનાર છે ? અહાહાહા **મગના**–મ્હારો **મગનો** ! ઘેર જઈ દુધ પાઉં, કોણ કહે **મગનો** મરી ગયો છે ? હાહાહાહા ! આ બોલ્યો—ચાલ ! એ શેઠ આવ્યા ! મ્હારી નાંખુ ? સાહેબજી !' આમ બોલતો **મગન**ના શબને ઉપાડી **મો**તીચંદ દોડવા માંડયો. આ તાલ જોઈ જમાદાર અને ત્યાં બેઠેલા સર્વે વિચારમાં પડ્યા. **મગન** આ છોકરાનું નામ હોવું જોઇએ અને આ એનો બાપ એમ સહજ અનુમાન થયું. **મો**તીચંદને ઘણો સ્હમજાવ્યો પણ '**મગન** જીવે છે અને એને હું કોઇને નહિ આપું. શેઠને, ગરીબને રંજાડનારને મારી નાંખીશ' એટલા શબ્દો બોલતો ઘડીકમાં ખીખીખી હસતો ને ઘડીકમાં ક્રોધયુક્ત ચહેરો કરતા હોટેલમાં દોડવા લાગ્યો. ડાગળી ખસી ગઈ લાગે છે એમ માની જમાદારે બીજા બે સીપાઈની મદદથી **મો**તીચંદને પકડયો અને સર્વેને ઇસ્પીતાલમાં લઈ ગયા.

**મો**તીચંદે હજી **મગન**ના શબને છુટું મૂકયું નહોતું અને આખરે રાત્રે જ્યારે **મો**તીચંદ થાક અને શોકથી કાંક ઉંઘી ગયો ત્યારે જ **મગન**ના શબને લઈ લેવામાં આવ્યું. સ્હવારના પ્હોરમાં જાગતાં જ **મગન** સાંભર્યો અને ઇસ્પીતાલના વોર્ડમાં ગમે તેમ બોલતો દોડવા લાગ્યો. વાત હાથથી ગઈ છે માની સીવીલ સર્જને **મો**તીચંદને લ્યુનેટીક એસાઇલમ—ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી દીધો.

ઉષાકાન્ત અને રમેન્દ્ર હોટેલમાં બનેલા બનાવથી વિચારમાં પડી ગયા હતા અને જેમ જેમ સાયન્સનો વધારો થતો જશે,

જેમ જેમ સગવડતા સરળતા વધતી જશે, જેમ જેમ ઐહિક સુખ ભોગવવાના સાધન વધતાં જશે તેમ તેમ આવા અકસ્માતો, આવા બનાવો પણ વધવાના. ગામડાંના શાન્ત નિર્વિઘ્ન નિવૃત્તિમય જીવન ક્યાં અને શહેરનું મોટારકારજીવન ક્યાં? જીવન નભાવવા માટે કેટલાં ફાંફાં—ગરીબ વર્ગ વધતો જાય છે ત્યારે કેટલાક તવંગર જ થાય છે; બન્ને પક્ષને સુખ થાય એવા ક્યા સાધન યોજવા? તવંગરો દુ:ખાર્ત્તજન પ્રત્યે વધતી સ્નેહવૃત્તિ કયી રીતે દાખવતા શિખે?—એ સર્વનો વિચાર આ બન્ને મિત્રો કરતા કરતા હોટેલમાંથી નીકળ્યા.

# પ્રકરણ ૬ ઠું.

---

## જાહેર ભાષણમાંથી.

---

"The woman's cause is man's, they rise or sink,
"Together, dwarfed or God-like, bond or free,
"If she be small, slight-natured miserable
"How shall men grow. *

—*Tennyson.*

સાંજના ચાર વાગ્યાથી **પ્રે**માભાઈ હોલ ભરાવા લાગ્યો હતો; ગણીગાંઠી પાઘડી શિવાય વિદ્યાર્થી મંડળની સંખ્યા હમેશાં ભાષણોમાં વિશેષ આવે છે. વકીલ, દાક્તર અને શેઠીયા મંડળ કોઈ ઑફીસરોને ખુશ કરવા હોય, જાહેરકાર્યમાં ભાગ લેછે એમ કહેવડાવવું હોય, અથવા ખાસ આમંત્રણ પત્રિકા હોય તો જ હાજર રહેવું યોગ્ય સ્હમજે છે. પાંચ વાગ્યાની અન્દર તમામ ખુરશીઓ ભરાઈ ગઈ; પાંચ સાત વકીલો, શિક્ષકો આગલી બાજુએ અમારી જગા ખાલી હોવી જ જોઇએ એમ માની મોડા આવ્યા પણ જગા ન જોતાં નિરાશ થયા. એકાદ બે

---

* સ્ત્રીનો પક્ષ, સ્ત્રીનું કામ, સ્ત્રીનું કલ્યાણ, પુરૂષનું કામ, પુરૂષનો પક્ષ છે. સ્ત્રી પુરૂષ, ક્ષુદ્ર યા દિવ્ય રહી, બદ્ધ યા સ્વતંત્ર રહી એકઠાં જ રહે છે, ભાડુ લેછે, સ્ત્રી જો ક્ષુદ્ર હોય, હલકા સ્વભાવની હોય, દુ:ખી હોય તો પુરૂષની ઉન્નતિ કેવી રીતે થઈ શકે?

—**સંસારમાં સ્ત્રીની પદવી.**

સુશીલ વિદ્યાર્થીઓએ માનને ખાતર પોતાની જગા આપવા ખુશી દર્શાવી પરન્તુ તેટલેથી પતે એમ ન હોવાથી ઉભા રહ્યા. સદ્ભાગ્યે જે સંસ્થા તરફથી જાહેર ભાષણ થવાનું હતું તે સંસ્થાના સેક્રેટરીની નજર ગઈ અને આ સર્વને આગળ ખુરશીઓ લાવી બેસાડ્યા. પાંચ દસ પારસી અને બે ચાર હિન્દુ સન્નારીએ આજની સભા વિભૂષિત કરી હતી; બરાબર સાડા પાંચ વાગે પ્રૅસિડેન્ટ વિના જ બંગાલી મુસાફર શશિભૂષણ ગુપ્તે 'દેશસેવા અને સ્ત્રીઓ' ઉપર ઈંગ્રેજી વ્યાખ્યાન આપવાનું શરૂ કર્યું. ભાષણ ઈંગ્રેજીમાં હોવાથી માત્ર તાલ જોવા આવનાર વિદ્યાર્થીઓ, અણસ્હમજુ વ્હેપારીયો અને ન્હાના બાલકો કુંટાળી ચાલવા મંડ્યા અને શાન્ત રીતે જવામાં સંતોષ ન માનતાં, દાદરાના પગથીઆં ઉપર પછડાય એટલા જોરથી પગ પછાડી ગોંધાટ કરતા ચાલ્યા ગયા. કાંક શાન્તિ થતાં વ્યાખ્યાન શરૂ થયું. દેશસેવા એટલે દેશની રાજકીય ઉન્નતિ—સ્વરાજ્ય મેળવવામાં જ આવી રહેતી નથી પરન્તુ આપણા દેશમાં અજ્ઞાનતા, વ્હેમ, બાલલગ્ન કરતાં બાલસંયોગ અને બાલક માતાઓનાં જે દૃષ્ટાન્તો નજરે પડે છે તે, દેશના ધર્મમન્દિર અને ધર્મસંસ્થાઓમાં દ્રવ્યનો સંચય હોવા છતાં આલસ્ય, દરિદ્રતાનો વધતો જતો રોગ, અનાથ વિધવાઓની હૃદયદ્રાવક સ્થિતિ, નિરાધાર બાલકો પ્રત્યેની બેદરકારી, દાનની અયોગ્યતા, યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો પુરૂષો પોતાના દ્રવ્યોપાર્જનના રસ્તામાંથી, ક્લબમાંથી, બ્હારના આનન્દમાંથી, સ્નેહપૂર્વક વખત કહાડી સ્ત્રીઓને પોતાની સાથે સહચારી બનાવવા યત્ન કરે તો કેટલા વ્હેલા અને કેટલા વાસ્તવિક સુધારા થાય તે એવા તો હૃદય-

ભેદક, મધુર અને અસરકારક શબ્દમાં કહેવામાં આવ્યું કે શ્રોતાવર્ગ તો છબીની માફક સ્થિર થઈ ગયો હતો.

શશિભૂષણ ગુપ્તનું વ્યાખ્યાન પુરૂં થયું એટલે મિ. મોરલીધર ઉભા થયા. મિ. મોરલીધરમાં જ્ઞાન હતું, સહૃદયતા હતી પરન્તુ એમના વિચાર એટલા તો વિલક્ષણ હતા, એમની બોલવાની પદ્ધતિ એટલી તો અરસિક હતી કે શ્રોતાઓને રૂચે નહિ. શશિભૂષણ જેવા બાહોશ વક્તાનું વ્યાખ્યાન સાંભળ્યા પછી ગમે એનું ભાષણ નિરસ લાગે તો પછી મિ. મોરલીધરનું વ્યાખ્યાન નિરસ લાગે એમાં નવાઈ શી ? યુવાન્ વર્ગે મિ. મોરલીધર ઉભા થયા કે માત્ર હાસ્યને માટે જ તાલીઓ પાડી. મિ. મોરલીધર વ્યાખ્યાન દરમિયાન જરા અટકયા કે તાલીઓ પડતી. આ તાલીઓ મ્હારા બોલવાથી કંટાળી મ્હને બેસાડી દેવા પાડે છે એમ ન સ્હમજતાં મ્હારૂં બોલવું ગમે છે એમ સ્હમજતા. એટલું જ નહિ પણ લાંબુને લાંબુ ચલાવતા. એકાદ બે ટીખળી છોકરાઓએ ‘વખત બહુ થઈ ગયો છે’ ‘હવે બેસી જાઓ’ ‘બહુ થયું’ એમ ધીરેથી કહી મિ. મોરલીધરનું અંગરખું પાછળથી ખેંચ્યું. અધીરા વિદ્યાર્થીઓ તો ઉઠી ચાલવા માંડ્યા. આખરે તાળીઓના ગગડાટ વચ્ચે મિ. મોરલીધર બેઠા અને નિયમાનુસાર વક્તાનો ઉપકાર મનાયા પછી સભા વિખેરાઈ.

વિખરાતા મંડળમાંથી રમેન્દ્ર અને ઉષાકાન્ત સાથે સાથે લાલ દરવાજા બહારના મેદાન તરફ ગયા અને ત્યાં લીલા ઘાસ ઉપર બેઠા.

“ઉષાકાન્ત ! જો કે ત્હમે મ્હારાથી વયે તેમ જ જ્ઞાને વૃદ્ધ છો, તોપણ હું ત્હમને મ્હારા સ્નેહી ગણુંછું અને એ જ વિચારે

વાત કરવાની ઇચ્છા થતી હતી ત્યાં આજના ભાષણે તે ઇચ્છા તીવ્ર કરી છે.”

“રમેન્દ્ર! ત્હમારે જરા પણ સંકોચ રાખવો નહિ. મ્હને પણ ત્હમારે માટે એટલો જ સ્નેહ છે.”

“*व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः
“न खलु वहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते।”

“જેટલો પ્રભાકર છે તેટલો જ સ્નેહ મ્હને ત્હમારે માટે છે. તે દિવસ હોટેલમાં મ્હે ત્હમને જોયા અને જો કે આપણે ઘણી-એવાર મળયા હતા તોપણુ મ્હને તે દિવસથી ત્હમારે માટે કાંઈ ભાવ સ્ફુર્યો છે. શુદ્ધ સ્નેહ, નિસ્વાર્થ વૃત્તિને શો અને ક્યાંથી વાંધો હોય?”

“ઉષાકાન્ત! સરોજ અને મંજુ થોડાક વખત સાથે રહ્યાં હતાં તે તો જાણુતા હશો?”

“સરોજ! રમેન્દ્ર! સરોજને ત્હમે ક્યાંથી ઓળખો? સરોજનું નામ કેમ સંભાર્યું! સરોજને ને ત્હમારે શું છે?” ઉષાકાન્ત બોલતો હતો ખરો પણ સરોજના શબ્દોચ્ચારે તેના હૃદયમાં જે વિદ્યુતનો ચમકારો ઉત્પન્ન કર્યો હતો તે સરોજના ઉચ્ચારણથી શાન્ત થતો હોય એમ લાગતો હતો. હૃદયમાં એકાએક આ શું થયું તે ઉષાકાન્ત પોતે પણ સ્હમજી શક્યો નહિ. સરોજને ને મ્હારે શો સંબંધ? રમેન્દ્રે સરોજનું નામ કેમ લીધું?’ આ વિચાર ત્હેના મનમાં, મગજમાં મંથન કરવા બસ હતા.

---

* અન્તરનો કોઈ અલૌકિક હેતુ જ પદાર્થોને સંયોજે છે, ખરેખર પ્રીતિ એ કોઈ બાહ્ય વસ્તુના ઉપર આધાર રાખતી નથી.—ભવભૂતિ.

"ઉષાકાન્ત! સરોજના નામ માત્રથી ત્હમારી સ્થિતિ બદલાઈ ગઈ, ત્હમારામાં મનોવિકાર થવા માંડ્યા તો ત્હેના સહવાસથી તો શું થશે?"

"રમેન્દ્ર! મ્હને કાંઈ સ્હમજણ પડતી નથી, સરોજનો સહવાસ મ્હારે કેવો?"

"ભાઈ ઉષાકાન્ત! ત્હમે સુખી છો અને સુખી થશો, એ ખાત્રી છે. ત્હમારા જેવાને સરોજ જેવી કન્યાઓ મળે પછી સુખનું શું પુછવું?"

"રમેન્દ્ર! સરોજનો વિવાહ મ્હારી સાથે? એ અશક્ય વસ્તુ છે. એ વિશે કોઈ દિવસ વાત પણ થઈ નથી અને ત્હેમાં પ્રભાકર પ્હેલાં ગુલાબભાભી મ્હારૂં થવા દે? પ્રભાકર વિલાયત ગયો ત્યારે મ્હારા મનમાં એને મળવાનું કેટલું મન હશે તે હું જાણુંછું. છતાં કલાક મોડો થયો અને સ્ટીમર ઉપડી ગઈ એટલે પ્રભાકરને મળાયું નહિ. ગુલાબભાભીને ખબર પડી એટલે એમણે મ્હારી વાત તો માની જ નહિ. 'વચમાંથી ફાંસ કાઢવા પ્રભાકરને ચ્હડાવી મૂક્યો, અને પાછો લાવવો પડે એટલે મળ્યો નહિ' એમ ઉરાડ્યું. પ્રભાકરના ગયા પછી ભાભીના મનમાં મ્હારે વિશે એવા જ વિચાર આવ્યાં કરે છે."

"ભાઈ ઉષાકાન્ત! સ્ત્રીઓ તો એવી જ હોય! મૂળ કેળવણી મળે નહિ અને ન્હાનપણમાંથી લગ્ન થાય એટલે આપણો તો જન્મારો રદ. સરોજ જેવી તો કોક જ હોય!"

"રમેન્દ્ર! ના, ના, હું એમ ધારૂં છું કે તું મંજુથી અસંતુષ્ટ છું. શું મંજુથી ત્હને સુખ મળે એવી આશા નથી? સરોજને અને મંજુને કેવો સંબંધ છે?"

"સરોજના કાગળ કોક વેળાએ આવે છે. એના પિતાનો વિચાર ત્હમારી સાથે વિવાહ કરવાનો છે. બીચારી મંજુ કાગળનો ઉત્તર આપતાં પણ શરમાય છે કારણ કે સરોજ જેવી કેળવાયેલીને અનઘડ ભાષામાં પત્ર શી રીતે લખાય ?"

"શું ત્યારે મંજુ થોડું પણ ભણી છે ? ત્યારે તો ત્હમે સુખી છો. મંજુ પ્રત્યે તિરસ્કાર, બાલલગ્ન પ્રત્યે તિરસ્કાર, બતાવવાને બદલે સુખી થવા પ્રયત્ન કરો. બાલવિવાહ ન હોય તે ઉત્તમ વાત છે પણ જ્યારે બનતાં બની ગઈ ત્હેને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. મંજુ હોંસીલી અને શાન્ત છે. નિર્દોષ અને સરળ છે અને ત્હમે સ્નેહપૂર્વક ત્હમારી પંક્તિએ લાવવા પ્રયત્ન કરશો તો જરૂર સફળ થશો. અને સંસારમાં સ્વર્ગસુખ ભોગવશો."

"ઉષાકાન્ત ! એ વાત ખરી, અને કાંક આશા છે ત્યારે જ ત્હમને પૂછુછું. અત્યારે ચોપડીઓ વાંચવા આપી પાઠ ગોખાવવા ફાવે ?"

"ના, ના, એમ કરવાની જરૂર નથી. વાંચવાની વૃત્તિ સતેજ થાય, જેમ બને તેમ ત્હમારા સહવાસમાં વધારે રહેતી થાય એમ કરવાનો જ પ્રયત્ન કરવો."

"અરે, હું રોજ કહુંછું કે પાડોશીને ત્યાં ન બેસ ! નકામી કુથલી ન કર, તોપણ સ્હમજતી નથી ને ખાવાપીવાની, લુગડાં ઘરેણાંની, ન્યાતજાતની વાત શિવાય વાત નહિ."

"રમેન્દ્ર! ત્હમારા જેવા સંસ્કારી, કેળવાયેલા આમ કંટાળી જઈ ખરા સુખનો રસ્તો ખોળી ન શકે તો પછી બીજાની તો વાત જ શી ?"

"હું નાશીપાસ નથી થયો. મ્હને મંજુપ્રત્યે પૂર્ણ ભાવ છે, મ્હારૂં વર્તન શિથિલ નથી. એમ છતાં લગ્નના અનુપમ સૌખ્યો જેને વિષે બહુ વાંચ્યું છે અને સાંભળ્યું છે ત્હેની બહુ જ અપેક્ષા રહે છે."

"કોઈ માત્ર અપેક્ષાથી ફળ થાય ? એને માટે શા પ્રયત્ન કર્યાં ?"

"ઉષાકાન્ત ! સરોજનો સહવાસ થાય તો જરૂર લાભ થાય. સરોજ વિશે મંજુને બહુ જ માનની લાગણી છે."

"જો આપણો સંબંધ આવો રહેશે અને ત્હમે કહોછો તેમ સરોજનું થશે તો એની મેળે સહવાસ થશે પરન્તુ તે પહેલાં આપણે કેટલીક તૈયારી કરી રાખવી જોઇએ."

"ઉષાકાન્ત ! મંજુનું હૃદય બહુ સરળ છે અને મ્હારા પ્રત્યે ભાવ પણ સારો છે. છતાં વાતોમાં કાંઈ મજા પડતી નથી. ફલાણી આમ બોલી, ન્યાતમાં લડાઈ થઈ, ફલાણીનો સાળુ બહુ સારો છે, એ જ વાત. પછી કંટાળો કેમ ન આવે ? આપણાં મન એવી વાતોથી સંતુષ્ટ થાય ? સંતુષ્ટ ન થાય એટલે એવી વાત પડતી મૂકવાની કહીએ એટલે ન ગમે."

"રમેન્દ્ર ! ન્હાના બાલકો 'આ શું ? આ શું ? કરી કેટલી વાર આપણને પૂછે છે. એ જિજ્ઞાસા તૃપ્ત ન કરીએ ને પછી અજ્ઞાન રહે અથવા અસંતુષ્ટ રહે ત્હેમાં દોષ કોનો ? કોઈ દિવસ આપણી વાતોમાં રસ પડે એવી વાતો કરી ? શાવલ-પીંડીની વિરાનવેલીની હકીકત કોઈ દિવસ કહી જોઈ ? બાળ-વિધવા થઈ હોય તેને વિશે વાત છેડી ! જૂદા જૂદા દેશનાં રમ-ણીય સ્થળોનાં ચિત્ર બતાવ્યાં ? મહાદેવ, માતાને બ્હાને પણ

ગામ બ્હાર લઈ જઈ સૃષ્ટિસૌંદર્યની છાપ પાડી? આપણા મહાભારત કે રામાયણની રસિક કથા કોઈ દિવસ વાંચી સંભળાવી? પોળે પોળે ને ઘેર ઘેર વાગતો ગ્રેમોફોન, ફોનોગ્રાફ સંભળાવ્યો? જાપાનની સ્ત્રીઓએ લ્હડાઈ વેળા જે સેવા બજાવી હતી તે કોઈ દિવસ પ્રેમભર સંભળાવી? ત્હેવારોને દિવસે, કોઈ રવીવારે કે રાત્રિએ અલભ્ય ચંદનીમાં પાસે બેસી ઘર સંસારની મીઠી વાતો કરી? નણન્દે આમ કહ્યું અને જેઠાણીએ આમ કહ્યું એ ત્હમને કુથલી લાગે છે પણ ત્હમારી કલબોમાં નણન્દ અને જેઠાણીથી ચ્હડી જાય એવા ત્હમારા ઉપરીઓની, મિત્રોની ત્હમે ટીકા નથી કરતા? ત્હમે પાના, ચોપાટ રમો ત્યારે એ બીજાને અભાવે પડોશીને ત્યાં બેશી એમની બુદ્ધિ અનુસાર ગપ્પાં મારે ત્હેમાં શું?"

"ઉષાકાન્ત! શું ત્યારે આપણે એમની નજીવી બાબતમાં ભાગ લેવો? શું કલબો વગેરે છોડી એમની સ્હામે બેશી રહેવું? શું આપણે ચોપડીયો વાંચી સંભળાવવી?"

"રમેન્દ્ર! શાન્ત થાવ. ત્હમારી યોગ્ય તાલીમ અને સ્નેહ હશે તો ઘરકામમાંથી ત્હમારી પાસે બેસવા બહુ નવરીયે નહિ પડે. એમની નજીવી બાબતમાં ભાગ લઈ ધીરે ધીરે ત્હમારા સ્નેહની ખાત્રી કરી આપશો. સત્યવર્તન માટે ત્હમને માન છે અને એથી જ ખુશી થાવ છો, એમ એને ખાત્રી થઈ એટલે એવી વાતો કરશે જ નહિ. ભલેને આખી દુનિયા ગમે તે બોલે. મ્હારે તો ત્હમે રાજી રહો એમ કરવું. ત્હમે ખુશી હશો તો બીજાના કહેવાનું મ્હને લાગશે નહિ એમ માનશે. કોઈ સારા પેપરમાં, સારા પુસ્તકમાં ત્હમે સારો ફકરો જોયો હોય તો

ત્હમારા મિત્રોને વાંચી સંભળાવવા કેવા ઉત્સુક થાઓ છો તો પછી ત્હમારા જીવન્મિત્ર માટે એટલું પણ ન થાય ? જ્યાં વૃત્તિ એક થઇને જ્યાં સ્નેહની વૃદ્ધિ થઈ ત્યાં રવીવાર કે ત્હેવાર, રાત્રિ કે દિવસ સાથે ગાળવો એ કંટાળારૂપ લાગવા ને બદલે આનન્દરૂપ લાગશે. ત્હમે એમ ધારતા હશો કે તેથી કર્તવ્યમાં ખામી આવશે. પણ એ શંકા લાવશો નહિ. ત્હમારા કાર્યમાં એ ત્હમને પ્રવૃત્ત કરશે અને દુનિયાનાં કર્તવ્ય એ સ્થિતિમાં વધારે સારાં બજાવી શકશો."

"ઉષાકાન્ત ! ત્હમે આ બધું કયાંથી શિખ્યા ? સરોજના મહદ્‌ભાગ્ય. આજથી મ્હારા જીવનમાં ઉત્સાહ વધ્યો છે. મંજુને વિશે મ્હેં ખોટો અભિપ્રાય બાંધી અનધડમાંથી સુખ ક્યાંથી મળે એમ ધારતો હતો; પણ આજે મ્હારી ભ્રાન્તિ દૂર થઈ છે. બી. એ. એમ. એ અથવા સ્વરૂપવાન પત્નીની જરૂર નથી પણ હૃદયની સુંદરતાની જરૂર છે. એ સુંદરતા નૈસર્ગિકરૂપે તો હોય છે જ. જો તે ખીલવવામાં આવે તો ખીલી શકે છે. આજથી સુખના સ્વર્ગની ઝાંખી થવા લાગી છે. ઉષાકાન્ત, ત્હમે મ્હારે માટે અનહદ લાગણી પ્રદર્શિત કરી છે. સરોજ આવે અને આનન્દમાં વૃદ્ધિ થાય."

"રમેન્દ્ર ! એમાં મ્હેં કાંઈ વિશેષ કર્યું નથી. મ્હારા ઉપર ત્હમને હૃદયમાંથી સ્નેહ આવ્યો હતો અને મ્હારૂં વર્તન ત્હમારા સ્નેહનું પ્રતિબિમ્બ જ છે."

"ઉષાકાન્ત ! ગુલાબકાકી હમણાનાં ત્હમારૂં બહુ વાંકુ બોલે છે. આમ એકદમ ફેરફાર શાથી ?"

"ભાઈ! મ્હેં ગુલાબભાભીને જરા પણ ઓછું આવવા દીધું નથી. પણ કોણ જાણે કેમ એ મ્હારામાં ફેરફાર દેખે છે.

**ધીરૂ**ભાઈ કૉલેજના પૈસા આપે છે ત્હેમાં, મ્હારા પોતાના પૈસામાંથી ખરચતા નથી ત્હેમાં અથવા વિવાહની વાતો થાય છે ત્હેમાં હોય; પણ ગમે તેમ ગુલાબભાભીની કૃપા ઓછી થઈ છે. ભોગજોગે **પ્રભાકર** કહ્યા વગર વિલાયત ગયો અને હું **મુંબાઈ** મળવા ગયો પણ મળાયું નહિ એ સર્વ મ્હેં જાણી જોઇને કર્યું એમ માની બેઠાં છે. હું મ્હારી ફરજ બજાવીશ પછી એમને ઠીક લાગે તે કરે. ઇશ્વર કરે ને નવેમ્બરમાં પાસ થઇએ તો બસ."

"ઈન્દુનું કાંઈ ઠેકાણું કર્યું ? મ્હેં સાંભળ્યું છે કે **કાન્તિ**ને માટે ખાસ તજવીજ થાય છે."

"કાન્તિને માટે તજવીજ થાય છે એમ જાણું છું. સારૂં ઠેકાણું **કાન્તિ**ને મળે તો ઠીક એ ગુલાબભાભીની ધારણા છે. નમાઈ ઈન્દુનું કોણ ? એ બિચારી ઉત્સાહથી ભણે છે, ગુંથે છે અને સારાં સારાં ચિત્રો પણ કહાડે છે. મ્હને બહુ ધાસ્તી છે કે ઈન્દુનું ભવિષ્ય બગડશે. **ધીરૂ**ભાઈ પણ હાલમાં ગુલાબભાભીને કાંઈ કહી શકતા નથી."

"ઉષાકાન્ત ! ન કરે નારાયણ ને જો તમે નપાસ થાઓ તો કૉલેજના ખર્ચનું કેમ ?"

"અત્યાર સુધી તો મ્હને પૈસા માટે ખાત્રી હતી પણ **પ્રભા**કરના વિલાયત ગયા પછી તાલ બગડ્યો છે. વિલાયત પૈસા મોકલવાના, મ્હારા ઉપરથી મન ઉતરી જવું એ બધું સાથે થવાથી વાંધો આવશે એમ માનું છું."

"તો શું ત્હમારો પૈસો નથી ? એમાંથી ભણજો પણ મૂકી ન દેશો."

“ રમેન્દ્ર ! તું કહે છે એ વાત ખરી. પણ કાગળીયાં ધીરૂભાઈ પાસે છે. એમને દુ:ખી કરી હું માગવાનો નથી. નોકરી કરીશ ને ભણાશે તો ભણીશ.”

“ પ્રભાકરને માટે સરોજ આવે તો ઠીક એમ ગુલાબભાભી ધારે છે એટલું જ નહિ પણ ગોઠવણ કરે છે. ધીરૂભાઈ અને ગુલાબભાભીને લીધે પ્રભાકરનું થવાનો વધારે સંભવ છે. હશે, એ પણ ઘર જ છે. માત્ર મ્હેં સરોજને મુંબાઇમાં ન જોઈ હત તો આટલું ન થાત.”

“ ઉષાકાન્ત ! બધાં ગમે તેમ કરે પણ સરોજ નહિ માને એમ હું ધારૂં છું.”

“ રમેન્દ્ર ! તું કહે છે એ ખરૂં છે પણ આપણા હિન્દુ-સંસારમાં પુત્રીઓની મરજી કોણ પૂછે છે ? કન્યાને મોટી કરી, શક્તિ અને ઇચ્છા પ્રમાણે કેળવણી આપી, વખતે વિવાહ કરી—નિર્માણ કરેલા કે કરવાનાં પતિનાં વાંકા બોલી ત્હેમનાં હૃદયમાં કેવા સંસ્કાર પાડે છે તે ત્હેં ક્યાં નથી જોયું ? મ્હોટી વય કર્યાં પછી, સારાસાર બુદ્ધિ ખીલવ્યા પછી પુત્રીઓની વૃત્તિ ઉપર તદ્દન દુર્લક્ષ આપવું હોય તો તો બાળવિવાહ વધારે સારા.”

“ શું સરોજ માટે પ્રભાકર ખોટો છે ? ”

“ રમેન્દ્ર ! હું સ્હમજ્યો. પ્રભાકર હજાર દરજ્જે સારો છે; ને સરોજ ત્યાં સુખી પણ થશે. આ તો જો સરોજનો વિચાર તું કહે છે એવો હોય તો શું થાય તે જોવાનું છે. ”

આ વિચાર ઉષાકાન્તે હિમતથી દર્શાવ્યો તો ખરો પણ તે સાથે ઉંડો નિ:શ્વાસ નાખ્યો અને આનન્દની ઉર્મિ નષ્ટ થઈ.

"ઉષાકાન્ત ! ગભરાઈશ નહિ. સરોજ દૃઢ વિચારવાળી છે. અને બાલકરામ તેમ જ શિવલક્ષ્મીની એકની એક પુત્રી હોવાથી એને દિલગીર નહિ કરે; પણ એ વિવાહ થવામાં મુશ્કેલી આવશે ખરી."

"રમેન્દ્ર ! મંજુ મારફત સરોજના વિચાર જાણી લઈ મ્હને ખબર કરીશ ? પ્રભાકરની હકીકતનો સહજ ઇસારો કરાવજે. એનો ઉત્તર આવ્યા પછી આપણે વિચાર કરીશું."

"ચન્દ્રનાં અજવાળાં થયાં; રાત્રિ થઈ ગઈ; હવે રજા છે ?"

"રમેન્દ્ર ! મંજુભાભીને મળવાની આજ બહુ ઉત્કંઠા થઈ લાગે છે. હજી તો પરવાર્યાંએ નહિ હોય. ઘેર જવાની આવી ઉત્કંઠા કદી થઈ હતી ?"

"ના, ના, શાન્ત ચિત્તે ત્હમારા કહ્યાનો જેમ જેમ વિચાર કરતો જાઉંછું તેમ તેમ મ્હારો વાંક મ્હને બહુ લાગે છે. અરે, રાત્રે મોડો ઘેર જાઉં, ત્યારપછી પોળમાં દસ વાગ્યા સુધી બ્હાર બેસી ગપ્પાં મારૂં, મેડીયે જઈ કાંઈ વાંચવા બેસું, મંજુ તો ઝોકાં ખાતી, વાટય જોતી ઊંઘી ગઈ હોય, કોઈ વખત ત્હેને જગાડું—નહિ તો સૂઈ જાઉં; અનઘડની સાથે શી વાતો કરવાની હોય ? બૈરાં માણુસ સાથે બહુ વાતો શી ? એ જ વિચાર. આવી ચન્દનીમાં બીજા મિત્રો સાથે પોળમાં કે નદીઉપર ઘણીયે વાર ફરવા ગયેલો, પણ મંજુની પાસે બેસવાનો, વાતો કરવાનો વિચાર પણ થયો નહતો. એને ચન્દનીમાં બેસવાનો, આનન્દ કરવાનો વિચાર થાય જ નહિ એમ હું સ્હમજતો."

"રમેન્દ્ર ! એમ ઘણા સ્હમજે છે. પશુ, પક્ષી, વનસ્પતિ. નદી દરિયાનાં જળ પણ કૌમુદીમાં, સૃષ્ટિસૌંદર્યમાં આનન્દિત

થાય છે તો સ્ત્રીઓ ન થાય? કુતરાને, પોપટો કે મેનાને પોતાના સ્નેહી પાસે બેસવાનો ઉમંગ હોય છે તો અંતઃકરણથી ચાહે એવા પતિ પાસે બેસવા સ્ત્રીને મન ન થાય? પુરૂષવર્ગ એ તરફ બેદરકાર રહે છે એટલે જ લાલજી મહારાજના ભજન સાંભળવા, રામલીલા જોવા, કુટવા જવા, દેવદર્શન જવામાં વધારે આનન્દ માને છે. એવે સ્થળે તેઓ વધારે સ્વતંત્ર હોય છે અને વધારે છુટથી હસી રમી વાતો કરે છે. ગમે તેવી સ્ત્રીઓ સાથે, ગમે તેવી જગાએ, દુષ્ટ લોકો નીશાચરની માફક ફરતા હોય ત્હેવે સ્થળે ત્હમે ત્હેને ચૂમાઇને જવા દો. ત્હમારા માતાપિતા જવા દે, ત્હમારી વ્હેન અથવા માતા લઈ જાય. પણ એનાથી ત્હમારી સાથે અવાય નહિ. ત્હમે એની સાથે સ્નેહથી–આનન્દથી વાતો ન કરો.”

“ઉષાકાન્ત! બહુ થયું! હવે મ્હારાથી નથી સંભળાતું. આજથી આ રમેન્દ્ર ફરી ગયો જ જાણજે. અને જીવન્પર્યંત હું ત્હમારો ઉપકૃત રહીશ. પણ ત્હમારી ચિન્તા આજથી થશે, સરોજ ત્હમને નહિ મળે તો?”

“મ્હને નહિ મળે તો પ્રભાકર સુખી થશે. દિવસ જાય છે તેમ તેમ મ્હારે માટેની આશા ઓછી થતી જાય છે. ઇશ્વરે ધાર્યું હશે તેમ થશે. હવે આપણે જઇશું.”

“હા. ચાલો.” આટલું બોલી બન્ને મિત્રો ઉઠ્યા અને ધીરે ધીરે ઘર તરફ વળ્યા.

## પ્રકરણ ૭ મું.

### નિરાશા.

**છિદ્રેષ્વનર્થા બહુલી ભવન્તિ ॥**

આજ ડીસેમ્બર માસની એકવીસમી તારીખ હતી; ઉષાકાન્ત સ્હવારમાં જાગૃત થયો પણ ત્હેને કાંઈ ચેન પડ્યું નહિ. રાત્રે દુ:સ્વપ્ન આવ્યાં હતાં; પ્રાત:કાળના ઉગતા સૂર્યનાં દર્શન કર્યાં; અગાશીમાં જઈ ઠંડા પવનની લહેરમાં થોડીવાર બેઠો; એકાદ બે શ્લોકો-કાવ્યો મધુર સ્વરે લલકાર્યાં પરન્તુ હૃદયમાં શાન્તિ થઈ નહિ. કાંઇકિ વાંચું અને વાંચવામાં મન જવાથી દીલગીરી નષ્ટ થશે એમ માની ચોપડી લીધી પણ વધારે વધારે વિચાર આવવા લાગ્યા; જ્યારે ઉષાકાન્ત આમ અગાશીમાં એકલો બેઠો હતો ત્યારે હેઠળ ચોકમાં ધીરજલાલ એક પાટલા ઉપર બેઠા હતા; ગુલાબ ચાહનો સામાન તૈયાર કરી ચાહ કાઢવાની ગોઠવણ કરતી હતી; ઈન્દુ અને કાન્તિ દાળ વિણવાનું, ચોખા ધોવાનું વિગેરે કામ કરતાં હતાં એટલામાં બારણું ઉઘડ્યું અને ટપાલ-વાળાએ બે ત્રણ કાગળો ફેંક્યા. કાન્તિ જરા અન્દરના ભાગમાં હતી અને ઈન્દુ ચોકમાં હતી પણ કાગળ તરફ ત્હેનું ધ્યાન ગયું નહોતું. ગુલાબે કાગળવાળાનો ઘાંટો ઓળખ્યો હતો અને ઈન્દુ કે કાન્તિ કોઈ કાગળ લેવા ઉઠ્યું નહિ એટલે બોલી ઉઠી:—

"અલી ઈન્દુ! બ્હેરી છે કે શું? કાગળ આવ્યા છે તે લાવને! ત્હને તો કબા શિવાય કાંઈ કરવાની ટેવ જ નથી? કોણ જાણે સાસરે શીએ વલે થશે!"

"ભાભી ! મ્હેં સાંભળ્યું નહોતું."

"તું શેની સાંભળે ? સ્વાર્થની વાત તો બધીએ સંભળાય છે. વિવાહની વાતો કરીએ છીએ ત્યારે કેવું ધ્યાન આપે છે ?"

ઇન્દુ બીચારી મુંગી મુંગી કાગળ લઈ આવી ગુલાબના હાથમાં મૂક્યા. "આ એક કાગળ તો પ્રભાકરનો છે. એક ઉષાકાન્ત ઉપર છે અને એક આ કોક અજાણ્યાનો છે! વાંચોને !"

ધીરજલાલે ત્રણે કાગળો લીધા અને ઉષાકાન્તનો કાગળ વેગળો મૂક્યો. પ્રથમ પ્રભાકરનો પત્ર ઉઘાડ્યો અને તે કાગળ નીચે પ્રમાણે ગુલાબ ઉપર હતો.

લંડન, તા. ૫—૧૨—

"મા. સૌ. બ્હેન.

"વિ. ત્હારો કાગળ મળ્યો; મ્હારો અભ્યાસ અહીં સારો ચાલે છે અને કહ્યા વિના આવ્યો એનો રોષ હવે ઉતરી ગયો હશે. મુ. ધીરૂભાઇને નીચેની હકીકત લખવી ઠીક નહિ એમ માની આ કાગળ ત્હારા ઉપર લખ્યો છે. એ વિશે ઉષાકાન્તને પણ લખ્યું છે. કોણ જાણે કેમ ઉષાકાન્તના કાગળમાં એ માટે ઇશારો પણ નથી. સરોજને મ્હેં મુંબાઇમાં એના મામાને મૂકવા આવી હતી ત્યારે બંદર ઉપર જોઈ હતી; એને વિશે મ્હેં સાંભળ્યું પણ છે. એ થાય તો ઘણું સારૂં. ગમે તેવું બુડથલ ગોઠવી માથે ન મારીશ. એનાં કરતાં તો કુંવારા રહેવું વધારે સારૂં છે. બે વર્ષ વાટય જૂવે એમ હોય તો તો સરોજનું થાય તો બહુ સારૂં. કાન્તિ માટેની ગોઠવણ સારી છે પણ ઇન્દુ માટે સારૂં ઠેકાણું ખોળવું એ આપણી ફરજ છે. ઉષાકાન્તનો

રીઝલ્ટ જણાય એટલે તારથી ખબર કરવા કહેજે. બાલકરામ વિલાયતીની તરફેણમાં છે એટલે વાંધો નહિ આવે માટે થાય તો સરોજ માટે જ તજવીજ કરજે; બીજાની તજવીજ અત્યારથી કરવાની જરૂર નથી. એ જ. મુ. ધીરૂભાઇને પ્રણામ."

લી,

આ. પુ. પ્રભાકર.

ગુલાબ:—"ચાલો ઠીક થયું! પ્રભાકરની મરજી છે એટલે બસ. એની મરજી ન હોય ને આપણે કરીએ તો ખોટું, કેમ બોલતા નથી?"

ધીરજલાલ:—"હા! વાત તો ખરી પણ બાલકરામ અને શિવલક્ષ્મીનો વિચાર ઉષાકાન્તના માટે છે ત્હેનું કેમ?"

ગુલાબ:—"અરે! એ તો આમ ઠેકાણે આવશે; મ્હેં શિવલક્ષ્મીને કાગળ લખ્યો છે તો; આ કાગળ એમનો જ લાગે છે. વાંચો તો ખરા."

ધીરજલાલે બીજો પત્ર લીધો અને છાપ જોતાં અલ્હાબાદની હતી; ગુલાબના ધારવા પ્રમાણે શિવલક્ષ્મીનો જ પત્ર હતો.

"સૌ. ગુલાબ બ્હેન!

"વિ. ત્હમારો કાગળ મળ્યો. ચિ. સરોજનાં વખાણ કર્યાં અને મુંબાઇથી આવતાં ત્યાં ન ઉતર્યાં ત્હેને માટે ઠપકો આપ્યો તે સર્વ ત્હમારૂં હેત સૂચવે છે. સરોજનો વિવાહ ઉષાકાન્ત સાથે કરવાનો હતો અને કાંઇક છે પણ ખરો. મુંબાઇમાં પ્રભાકર માટે ઉષાકાન્ત આવ્યા ત્યારે તે મ્હારે ત્યાં જ ઉતર્યાં હતા અને મ્હને પસંદ પડ્યા છે. પ્રભાકર પણ સારા છે એટલે સરોજ ત્યાં પણ સુખી થાય એમાં શક નથી. વાંધો માત્ર એ જ

છે કે સરોજનો પોતાનો વિચાર પણ ઉષાકાન્ત સાથે થાય તો ઠીક એમ છે; છતાં એ તો બાલક છે. હિત શેમાં સમાયેલું છે એ એ ન સ્હમજે. જ્યાંસુધી ત્હમે છો ત્યાંસુધી ઉષાકાન્તને કાંઈ વાંધો નથી અને ઇશ્વર કૃપા તો આ ફેરી પાસ થશે. ત્હમારો બહુ આગ્રહ હશે તો પ્રભાકરને કરવા વાંધો નથી. પણ સરોજની મરજી હશે તો પ્રભાકર માટે વાતે વાતે પૂછી ઉત્તર લખીશ. ચિ. કાન્તિ તેમ જ ઇન્દુને આશિર્વાદ."

લી,

**સૌ. શિવલક્ષ્મીના પ્રણામ.**

આ કાગળ પૂરો થયો ને ગુલાબનો મીજાજ હાથથી ગયો. "જોયો ત્હમારો ઉષાકાન્ત! મીનીમૂખો ખટપટ કરે છે!"

"મુંબાઇમાં સરોજને મળ્યો; શિવલક્ષ્મીને ત્યાં રહ્યો ત્હેની આપણુને વાતે કરી છે? રખેને પ્રભાકર સરોજને પરણી જાય એ બ્હીકે ગમે તેમ સ્હમજાવી પ્રભાકરને વિલાયત મોકલ્યો, રખેને પાછો આવે એમ માની મુંબાઈ મળ્યો પણ નહિ અને પ્રભાકરને પાછા બોલાવવાને બ્હાને સરોજને મળી આવ્યો. હું જ ખરી કે સરોજ પ્રભાકર માટે લાવું."

"તું કહે છે તેમ ઉષાકાન્ત ખરાબ નથી હોં. પ્રભાકરનું બગાડે એવો નથી. પછી કોણ જાણે?"

"હું કયાં કહું છું કે ખરાબ છે? આ તો સ્વાર્થની વાત આવે ત્યારે કોઈનું કહેવાય નહિ."

આમ વાતચિત થાય છે ત્યાં ઉપરથી ઉષાકાન્ત આવ્યો; મૂળ તો પોતે અજ્ઞાત હૃદયક્ષોભ અનુભવતો હતો ત્યાં ગુલાબ-ભાભીનો ચ્હેરો ક્રોધયુક્ત લાગ્યો, ધીરૂભાઈ બોલ્યા જ નહિ,

ક્રાન્તિ ઇન્દુ પણ બોલતાં નહતાં; આ સર્વ જોઈ ઉષાકાન્ત **ધીરૂ**ભાઇની પાસે પડેલા પાટલા ઉપર બેઠો; અને ધીરજલાલે કાગળ ફેંક્યો. **પ્રભાકર**ના અક્ષર ઓળખતાંની સાથે જ ઉષાકાન્તે નીચે પ્રમાણે પત્ર મનમાં વાંચ્યો:—

લંડન, તા. ૫—૧૨—

"પ્રિય ભાઈ ઉષાકાન્ત,

"ત્હારા સર્વ કાગળ મળ્યા. ગુલાબબ્હેનની ત્હારા ઉપર અકૃપા થઈ છે એમ તું લખે છે તે જાણી ખરેખર દીલગીર છું. એમના બોલવા સ્હામું તું જોઈશ નહિ. મ્હારા મનમાં ત્હારે માટે જૂદો વિચાર થવાનો જ નથી. હવે ખાસ મુદ્દાની વાત પૂછવાની એ જ કે ગુલાબબ્હેન મ્હારે માટે **બાલકરામ**ની **સરોજ** માટે તજવીજ કરે છે. એ **સરોજ** કેળવાયેલી છે એમ હું જાણું છું. એને વિશે વધુ લખવા મ્હેં ત્હને લખ્યું હતું પણ એ વિશે તું મુંગો જ છું માટે આ ફેરી જરૂર લખજે. **સરોજ** મળે તો તો આત્મલગ્નનો અનુભવ થાય. માટે એ થતું હોય તો મ્હારે માટે તું પણ તજવીજ કરજે. **બાલકરામ** બે વર્ષ વાટય જોવા નાં નહિ કહે. વિલાયતનો પવન મ્હારા મગજમાં નહિ પેંસે ત્હેની ખાત્રી તું આપજે. હું આશા રાખુંછું કે શુભ સમાચાર મ્હને જલદી મળશે. પરીક્ષાનું પરિણામ જણાયે મ્હને તારથી ખબર કરજે. અભ્યાસ સારો ચાલે છે અને ફીઝીક્સ વગેરેનું જે જ્ઞાન અહીં અપાય છે ત્હેનો સોમો ભાગ પણ ત્યાં અપાતો નથી. ઇન્દુ, ક્રાન્તિ વગેરેને બોલાવજે. એ જ."

લી. ત્હારો

**પ્રભાકર.**

આ પત્ર વાંચતાની સાથે જ ઉષાકાન્તની માનસિક સ્થિતિ બદલાઈ ગઈ. સરોજનું નામ વાંચતાં જ શાન્તવૃત્તિમાં થનથનાટ થયો હતો; હૃદય ધબકવા લાગ્યું હતું; "શું ગુલાબભાભી પ્રભાકર માટે તજવીજ કરે છે ? શું સરોજ મ્હારી નહિ થાય ? પ્રભાકર સરોજનો પતિ ? જો એમ જ હોય તો પછી જીવનમાં મ્હારે માટે શું ? મુંબાઈમાં ઉન્હી ઉન્હી પુરીઓ ખવડાવતાં સરોજની આંખ્યો મ્હારે માટે કેવી સ્નેહભીની થઈ હતી ? ત્હેનું હૃદય મ્હારે માટે કેવું ધબકતું હતું ? ગાડીમાં બેઠા પછી પણ બ્હારીયેથી કઈ આંખ્યો મ્હને નિહાળતી હતી ? શું સરોજ મ્હારી પ્રત્યે આટલો ભાવ બતાવી પ્રભાકરને ચાહશે ? મ્હેં સરોજને મુંબાઈમાં ન જ જોઈ હત તો કેવું સારૂં ? પ્રભાકર બીચારો ખરી હકીકત ક્યાં જાણે છે ? અને હવે લખાય પણ શી રીતે ? અને ઉત્તર શો લખું ?" ઉષાકાન્ત આમ વિચાર કરતો આંખમાં ઝળઝળીયાં આવતાં ખાળી રાખતો, હાથમાં કાગળ રાખી નીચું મ્હોં રાખી બેસી રહ્યો. ગુલાબ ઉષાકાન્તની તરફ વખતોવખત જોતી હતી અને હૃદયમાં શું થતું હતું તે સ્હમજી હતી છતાં જાણી જોઇને બોલી ઉઠી;

"ઉષાકાન્ત ! પ્રભાકર શું લખે છે ? કેમ મુગો બેઠો છે ?"

"ભાભી ! કાંઈ નહિ ! આજ મ્હને ગમતું નથી અને પરીક્ષાના પરીણામના વિચાર થયાં કરે છે."

"ઉષાકાન્ત ! મુંબાઈ ગયો ત્યારે શિવલક્ષ્મી ત્યાં હતી કે શું ?"

"હા, ત્યાં હતાં અને મ્હને બહુ આગ્રહ કરી ઘેર લઈ ગયાં હતાં."

"એમ કે ! ત્યારે તો સરોજને જોઈ હશે. સરોજ પ્રભાકરને માટે લાયક છે કે નહિ ?"

સામાન્ય મનુષ્યને ગુલાબના આ પ્રશ્નો સરળ અને સહજ લાગે પરન્તુ ઉષાકાન્તને પ્રત્યેક પ્રશ્નમાં કટાક્ષકથન લાગતું અને એક એક પ્રશ્નની સાથે ત્હેના હૃદયમાં ચીરાડા પડતા; છેલ્લા પ્રશ્નનો ઉત્તર શો આપવો તે ઉષાકાન્તને સૂઝયું નહિ અને મુગો જ રહ્યો.

"ઉષાકાન્ત! કેમ ઉત્તર ન આપ્યો?"

"ભાભી! સરોજ સારી છે અને પ્રભાકરનું થાય તો સુખી કરશે."

ઉષાકાન્ત! કેમ 'થાય તો' એમ બોલ્યો કાંઈ વાંધો છે કે શું?"

"ના, ના વાંધો તો શો હોય? એના મા, બાપની મરજીનો વાંધો."

"શિવલક્ષ્મીબ્હેનનો કાગળ આવ્યો છે અને પ્રભાકરની સાથે વિવાહ કરવા ખુશી બતાવી છે. હવે તો આપણે વિચારવાનું. પ્રભાકરને પૂછી જોજે! એની હા હોય તો કરીએ. કારણ પરણવાનું નામ દીધે વિલાયત ગયો તો વિવાહને નામે કોણ જાણે ક્યાંએ જાય!"

"ભાભી! એ માટે ત્હમે જ લખો તો શું? મ્હને લખતાં નહિ આવડે."

"શેં નહિ આવડે? મુંબાઈમાં શિવલક્ષ્મીને ત્યાં જઈ સરોજની સાથે વાતો કરતાં આવડી અને કાગળ લખતાં નહિ આવડે? સરોજને મળવાનો વખત મળ્યો અને પ્રભાકરને મળવાનો વખત ન મળ્યો કે કેમ?"

"ભાભી ! ત્હમને કોઇએ ઉંધું સ્હમજાવ્યું છે. શિવલક્ષ્મીને હું બંદર ઉપર મળ્યો હતો; સ્ટીમર ઉપડી ગઈ ત્હેની મ્હને ખબર એમણે કરી હતી અને એમના આગ્રહથી જ એમને ઘેર ગયો હતો. સરોજની સાથે એક શબ્દ હું બોલ્યો નથી."

"ઠીક ! ઠીક ! સરોજને માટે કાંઈ વિચાર હોય તો હવે કાઢી નાંખજે. પ્રભાકરને માટે નક્કી કર્યું છે."

ઇન્દુએ ચાહના પ્યાલા મૂકયા અને સર્વેએ મૂગા મૂગા ખાલી કર્યાં. ઉષાકાન્ત કડવા ઔષધની માફક ચાહ પી ગયો અને ઉઠવાની તૈયારી કરવા લાગ્યો ત્યાં ધીરજલાલ બોલ્યા; "ઉષાકાન્ત કાન્તિનો વિવાહ કર્યો તે તો ત્હેં જાણ્યું ને ?"

"ના ભાઈ! ક્યાં કર્યો ?"

"ધીમત સાથે."

"ધીમત સાથે તો ઇન્દુનો વિવાહ કરવાનો હતો ને !"

"ઇન્દુનો વિવાહ પિનાકીની સાથે કરવા વિચાર છે."

"પિનાકી સાથે ! ના, ગુલાબભાભી ! ગમે ત્હેની સાથે કરો પણ પિનાકી નહિ !"

"પિનાકી શો ખોટો છે ? કૉલેજમાં ભણે છે. શરીરે સારો છે. ઘર પણ સારૂં છે."

"પણ એના વિચાર કેવા છે તે જાણો છો ? ઇન્દુને બહુ સોસવું પડશે. ઇન્દુ દુ:ખી થશે. ધીમત અને પિનાકીમાં આસમાન જમીનનો ફેર છે."

"ઉષાકાન્ત ! ત્હને તો અમારૂં કર્યું ગમતું જ નથી. ઇન્દુનો વિવાહ ધીમત સાથે કેમ ન કર્યો એમ ત્હારા મનમાં છે અને તેટલા માટે તું પિનાકીનો વાંક કહાડે છે. ત્હમારૂં હિત અમે

સ્હમજતાં હોઇશું હો ! ન્હાનાંથી મ્હોટાં અમે કર્યાં છે.” ગુલાબના આ બોલવાથી ઉષાકાન્ત ચુપ થઈ ગયો અને **ધી**રજલાલ તો શાન્ત જ હતા.

સર્વ મંડળ વિખરાયું; ઉષાકાન્ત ઉપર જઈ આરામખુરશી ઉપર પડ્યો અને રોઉં રોઉં થઈ ગયો. અજ્ઞાત હૃદયક્ષોભે ભાવ ભજવ્યો. **સ**રોજ જેના સહવાસ માટે, જેની સાથે આત્મલગ્ન કરી જીવનમાં સુખ મેળવવા—ઉન્નત સુખ ભોગવવાની આશા બાંધતો હતો તે આશા નષ્ટપ્રાય: થઈ; ‘ પ્રભાકર **સ**રોજને પરણે પછી **સ**રોજની સાથે વાત પણ કેવી રીતે કરવી ? **સ**રોજને જોતાં જ હૃદય નિરન્તર બળવાનું; વળી ઈન્દુને પણ પિનાકીને આપી ભાભીએ બળતામાં ઘી હોમ્યું. પ્રભાકર **સ**રોજ સાથે અને કાન્તિ **ધી**મત સાથે સુખી થશે એટલે ગુલાબભાભીની આંખ્યો ઠરશે. આંગળીથી નખ વેગળા એટલા વેગળા. **ધી**રૂભાઈ તો કાંઈ બોલતા જ નથી. આમ છતાંએ પાસ થાઉં તો બસ. હવે તો કાંક ઠેકાણે પડું તો સારૂં.’ ઉષાકાન્ત આમ વિચારવમળમાં પડ્યો હતો ત્યાં ઈન્દુ આવી અને ઉષાકાન્તને સજળ નેત્રે દિઙ્મૂઢ પડેલો જોઈ સ્નેહભર બોલી:—“ ભાઈ! આટલાબધા દિલગીર શા માટે છો ? મ્હારે માટે ત્હમે દિલગીર ન થતા. નશીબમાં જેમ હશે તેમ થશે આપણે હિન્દુઓને ‘ નશીબ ’ અવલમ્બનનું મ્હોટું સ્થાન છે.”

“ બ્હેન ! શું ખોટો રસ્તો લઇએ ને પછી નશીબ ? હું મ્હારી પીડામાં હતો ત્યાં ત્હારી વાત સાંભળી મ્હારૂં હૈયું બળી જાય છે.”

"ભાઈ! એટલું બધું શાને માટે? તે દિવસ ત્હમે સ્નેહ-મુદ્રામાંથી પેલી કવિતા વાંચી સંભળાવી હતી તે મ્હને બરાબર યાદ છે."

"નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોવા વિના નહી કર્મમાં બીજું કંઈ;"*

"તો પછી મ્હારે માટે શું કામ દિલગીર થાય છે? હિન્દુ-સંસારમાં સ્ત્રીને સુખ એ ભાગ્ય છે, બાકી દુઃખ તો છે જ. પણ સરોજ માટે મ્હને થાય છે. હું નથી ધારતી કે સરોજ પ્રભાકરને પરણે."

"ઇન્દુ! સરોજના હાથમાં શું છે? આપણામાં પુત્રીઓને મ્હોટી કરી–યથાશક્તિ ભણાવી સારા સંસ્કાર પાડવા જેટલી કાળજી રાખીએ છીએ તેટલી વર ખોળવામાં કયાં રાખીએ છીએ? તે વખત તો ઘર, પૈસો, અથવા કોઇનું મ્હોં આડે આવે છે. સરોજનું માબાપ આગળ શું ચાલે?"

"ના, ભાઈ! એમ તો નહિ પણ મ્હારી ને સરોજની સ્થિતિમાં ફેર છે. મ્હારૂં સાંભળનાર ત્હમારા વિના કોણ છે? સરોજ એકની એક છે અને એને દીલગીર કરવાની હિમ્મત બાલકભાઈ કે શિવલક્ષ્મીની નહિ ચાલે પછી તો પ્રભુ જાણે."

"હશે, બ્હેન! એ વિશે બહુ વિચાર કરવાનો નથી. હું પાસ થાઉં એટલે મ્હને બધું સુઝશે. આજની સ્હાંજ કોણ જાણે કેવી પડશે!"

"તાર કરવાનું કોઇને કહ્યું છે?"

"ના! મ્હેં કહ્યું તો નથી પણ કોઈના ભેગો આવશે ખરો. વળી જે હશે તે આવશે; એટલે રાત્રે નક્કી થશે. રમેન્દ્ર

---

* સાક્ષર શ્રીગોવર્ધનરામ.

સ્હાંજના ચાર વાગ્યાથી તાર ઑફીસમાં બેસે એવો છે. એ મ્હારા ઉપર બહુ પ્રેમ રાખે છે.”

“ભાઈ! ત્હમે પાસ થાઓ એટલે મ્હને ત્હમારી સાથે રાખજો હોં. હું તમને રાંધી આપીશ.”

“બ્હેન! એવા વિચાર અત્યારથી કરવા નકામા છે. આજ સ્હવારથી પગરણ થવા માંડ્યા છે તો રાત્રિ જેવી જાય તેવી ખરી. પરમેશ્વર ત્હને સુખી રાખે.”

ભાઇબ્હેનની નિર્દોષ પણ અન્તઃકરણની વાતોમાં કાન્તિએ ભંગ પડાવ્યો. કાન્તિમાં ગુલાબનો ઉછાંછળો અને ચ્હીડીઓ સ્વભાવ આવ્યો હતો. કાન્તિને ઈન્દુ ઉપર પ્રીતિ હતી ખરૂં પણ ‘જા જોઈ આવ્ય શું કરે છે!’ એ ગુલાબની પાડેલી ટેવને લીધે ચિકિત્સા જોઈ બધી વાત ગુલાબને મ્હોઢે કહેવાની ટેવ પડી હતી. કાન્તિને જોતાં ગુલાબને કહી દેશે એ બ્હીકે ભાઇબ્હેન આંસુ લ્હોઈ નાંખી છુટાં પડ્યાં.

સ્હાંજના ચાર વાગ્યાથી ઉષાકાન્ત ઘરની બ્હારીએ બેઠો હતો. હાથમાં ‘મૅરી કોરેલીનું સોરોઝ ઑફ સેટન’ નું નૉવેલ હતું. ઉષાકાન્ત ઘડીએ ઘડીએ બ્હારી તરફ જોતો. સાઈકલ-વાળો તારનો સિપાઈ જતો તો અહીં જ આવશે એમ માની ચોપડી બંધ કરી ઉભો થતો પણ તારવાળો ચાલ્યો જતો એટલે નીરાશ થઈ જતો; ચોપડી નકામી જ ઉઘાડી હતી. એકનું એક વાક્ય પાંચ સાત વખત વાંચ્યું હશે પણ મગજમાં ઠસ્યું નહોતું. ક્યાંથી ઠસે? ચિત્ત પરીક્ષાના પરિણામમાં હતું. કોઈ જાણીતો વિદ્યાર્થી જતો તો ‘રીઝલ્ટ જણાયો?’ એમ પ્રશ્ન કરતો. કોઇપણ મનુષ્ય વા વસ્તુ માટે વાટય જોવી એ હૃદયની સહિષ્ણુતા કેટલી છે એ બતાવે છે એ અનુભવ વિના સ્હમજાય

એમ નથી. જે સમય આનન્દગોષ્ટિમાં ક્યાં ગયો એ જણાતો નથી તે જ સમય વાટય જોતી વખત કલ્પ સમાન લાગે છે. પાંચ વાગ્યા, છ વાગ્યા પણ કોઈ નહિ. ઉષાકાન્તને ચટપટી થવા માંડી; આખરે સાત વાગ્યે રમેન્દ્ર આવ્યો અને એને પૂછતાં જણાવ્યું કે ‘ પરીણામ જણાયું છે અને કેટલાકના તાર આવ્યા છે. રીઝલ્ટ બહુ કટીંગ છે; ઘણા જણના તાર આવવા બાકી છે.’

ઉષાકાન્તના પરિણામ માટે સર્વને શંકા થવા લાગી; અને ગુલાબ તો નક્કી કરી બેઠી કે ઉષાકાન્ત નપાસ જ થયો.

“સાંભળો છો ? ઉષાકાન્ત નપાસ થયો. હવે એને ભણાવ્યા કરતાં ઠેકાણે પાડો. પ્રભાકરને આપણે પૈસા મોકલવા પડે છે અને ઉષાકાન્તનું ખરચ શી રીતે ઉપડે ? પાસ થયો હત તો જૂદી વાત પણ આ તો આમ નપાસ થયે જાય તે ક્યાં સૂધી પોસાય ?”

“ગુલાબ ! તું આવી કેમ થઈ ગઈ? ઉષાકાન્તના પોતાના પૈસા છે પછી એમાંથી એ ભણે તો શું જાય છે ?”

“ચાર હજાર રૂપૈડી ઉપર આ રોફ છે ને ! એને પરણાવવાનું ખરચ છે તે જાણો છો કે નહિ ? ભણવામાં રૂપીઆ કાઢી નાંખો પછી લગ્નના રૂપીઆ ક્યાંથી લાવશો ? ભણ્યા હવે. એ શું ભણતા હતા ! બાયડી બાયડી થઈ રહ્યું છે. એને તો નોકરીએ વળગાડો. સરોજ એને મળી હત તો શું સુખી થાત ? સરોજને માટે તો મ્હારો પ્રભાકર જ લાયક છે. અહીં આવશે એટલે ચારસેં રૂપીઆ કમાશે એ જાણે છે એટલે શિવલક્ષ્મી પ્રભાકરને જ કરશે.”

“ઠીક છે હવે ! આજ તો નહિ. આજને આજ કહીયે તો એને બહુ ખોટું લાગે. જોઇએ એનો શો વિચાર છે.”

ઉષાકાન્ત અને રમેન્દ્ર પરીક્ષા, સરોજ, મંજુ વગેરેની વાતો કરી કાંઇક શાન્ત થઈ છુટા પડ્યા. ધીરજલાલની સાથે લુશલુશ વાળુ કરી ઉષાકાન્ત મ્હેડીયે જઈ પથારીમાં સૂતો અને ચિન્તા-થાકને લીધે ઊંઘી ગયો; ઉષાકાન્તની નિદ્રા શાન્ત ન હતી; એ તાર આવ્યો એમ થતું; સરોજ પ્રભાકરને પરણીને ઘેર આવી એમ ભ્રાન્તિ થતી; સરોજ ઉષાકાન્તની સાથે પરણાવવા શિવલક્ષ્મી સાથે લ્હડતી હોય એમ લાગતું. આમ અર્ધ નિદ્રિત સ્થિતિમાં બાર વાગ્યા અને ઉષાકાન્ત સજાગ થયો. હજીરામાં મધ્ય રાત્રિના ટકોરખાનાં વાગવા લાગ્યાં અને શાન્ત રાત્રિમાં સરણાઈ અને નોબતનો સ્વર દુઃખાર્ત્ત હૃદયને ક્ષણવાર આશ્વાસન આપી શાન્તિ ફેલાવવા લાગ્યો. ઉષાકાન્ત ઉંઘ્યો હતો પણ નિશ્ચિન્ત નિદ્રાને અભાવે માથું ભારે થયું હતું; નોબતના, પવનના મંદપ્રવાહ સાથે આવતા સ્વર ઘડીમાં સ્પષ્ટ સ્હમજાતા અને ઘડીમાં લુપ્ત થતા હતા તે સાંભળી બેઠો થયો ત્યાં પડોશમાંથી એકાએક હાર્મોનીયમની સાથે કોઈ ગાતું હોય એમ જણાયું. શું ગાય છે તે સાંભળવા ઉત્કંઠા થઈ અને અગાશીમાં ગયો. વાદળામાંથી ઘડી ઘડી ડોકીયાં કરતો ચન્દ્ર પશ્ચિમ દિશા તરફ ધીરે ધીરે જતો હતો. ચોગરદમ શાન્તિ હતી; માત્ર કોઈ કોઈ ઠેકાણે છાપરામાં ઉંદરનો કોતરવાનો અવાજ આવતો હતો. અગાશીમાં જઈ ખુરસી ઉપર પડી—ચન્દ્ર સ્હામું મ્હો રાખી ગાયન સાંભળવા લાગ્યો.

" ક્હીં તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત !
ભરોસે તેં લઈ શાને ! આ હરરાજી કરી કીસ્મત. ક્હી.
થવા નિજરૂપ દુનીયામાં ઉતરવાનું ઠર્યું કીસ્મત !
કરી તુજરૂપ રંજાડી લપેટી ધા કરે કીસ્મત ! ક્હી.

ચલાવી પુષ્પમાલાપર નીચે સર્પો ભર્યા કીસ્મત !
સનમ્ દીદારમાં નાંખી પલક જુદાઇની કીસ્મત ! કહી.
લગાડી કાર્ય કારણુની બરાબર સાંકળો કીસ્મત !
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઉલટના આંકડા કીસ્મત ! કહી.
પિછાની બે અને બે ને કહી ને ચાર હે કીસ્મત !
લખાવ્યા હાથથી શાને ! તેં બે ને એક આ કીસ્મત ! કહી.
ગણી મારૂં વળી મારૂં ભર્યું દીલ પ્રેમથી કીસ્મત !
તથાપિ ત્યાં ભર્યું શાને ? શી રીતે ! ઝેર તેં કીસ્મત ! કહી.
ધરી આશા તણો પાયો ચણાવી તે ઉપર કીસ્મત !
કહીં ક્યારે ! લીધો તાણી એ પાયો તેં અરે કીસ્મત કહી.
મૂકાવીને મીઠે ખોળે ભરોસે શીશ હે કીસ્મત !
કપાવી શી રીતે ગરદન વહે ના ખુન પણ કીસ્મત ! કહી.
ઉઠાવી અસ્તિથી દીલને લગાડયું નાસ્તિમાં કીસ્મત !
દરદ દિલ રોવું ત્યાંયે તે વગોવાવું ભર્યું કીસ્મત ! કહી.
વહે આંખો ગળી ધારે–ધુવે દીલ દાગને કીસ્મત !
ખુદાઇની મીઠાઇમાં ભરી ખારાઈ ત્યાં કીસ્મત ! કહી.
મુંડાવી કે રંગાવીને કરાવ્યો ત્યાગ તેં કીસ્મત
તથાપિ ત્યાં બઝાડી શી ! ઉપાધિ એવડી કીસ્મત ! કહી.
મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પુરૂં કીસ્મત !
કવિતા આ બકાવાનું કર્યું શું દ્વૈત તેં કીસ્મત ! કહી.
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું કીસ્મત !
મને માલીકનો કાને પડે ભણકાર ત્યાં કીસ્મત ! કહી.
રમાડયો આ દગાબાજી વિષે છું બહુ ખુશી કીસ્મત !
મળ્યો માલીક વેચાયો; કરી લે ચાહે તે કીસ્મત ! ”* કહી.

---

* મ. ન. દ્વિવેદીઃ ભૈરવીની ગજલ.

શાન્ત રાત્રિ, શોકક્ષુબ્ધ હૃદય, હાર્મોનીયમના મીઠા સુર સાથે મંજુલ ગ્લાનિપ્રદ ગીત ઉષાકાન્તને સ્તબ્ધ બનાવવા બસ હતાં. ગાયનની એકેક કડી સાથે પળવારમાં ઉષાકાન્ત પોતાની સ્થિતિ સરખાવતો હતો અને ગાયન ગાનારની સાથે તે પણ કીસ્મતને ઠપકો આપતો હતો. ગાયન બંધ થયું છતાં તેના ભણકારા, ત્હેનો ધ્વનિ, ત્હેના વિચારઆંદોલનો હજી બંધ થયા ન હતા. વળી સર્વત્ર શાન્તિ પ્રસરી ત્યાં એકાએક દુરથી કોકની પ્રાણુપોક સંભળાઈ. એ કારમી ચીસની સાથે જ ઉષાકાન્ત ધડકતે હૃદયે ખુરશી ઉપરથી ઉભો થયો અને અગાશીમાં ભૂતની માફક—પાંજરામાંના સિંહની માફક આમ તેમ નિષ્પ્રયોજન ફરવા લાગ્યો.

'આજે શું થવા બેઠું છે? ગુલાબભાભીની મ્હારા ઉપરથી કૃપા ગઈ! જે ભાભી મ્હને પૂછ્યા વિના પાણી નહોતાં પીતાં, જે ભાભીને દરરોજ મ્હારી સાથે બાજી રમ્યા શિવાય ઉંઘ આવતી નહોતી, જે ભાભી મ્હને મૂકી કાંઈ ખાતાં નહિ, ને જે ભાભી મ્હારે માટે ધીરૂભાઈ સાથે લ્હડતાં, તે જ ભાભી મ્હારે માટે આમ બોલે? સ્વાર્થ! સ્વાર્થ! પ્રભાકર અને હું કાકા-ભત્રિજા નહિ પણ મિત્રો! શું સરોજ માટે અમારાં મન ઉંચાં થશે? એક જ સ્થળે બે મિત્રો, ભાઇઓ નોકરી કરતા હતા હોય, એક જ જગા માટે બે મિત્રો ઉમેદવાર હોય તોપણ ઉંચાં મન થાય છે તો પછી સ્ત્રી માટે તો થાય જ. શું ત્યારે અમારો સ્નેહ સામાન્ય સ્નેહ માફક તુટવાનો? ના, ના, બને જ નહિ. ભલે સરોજ પ્રભાકરને પરણે. પણ! એ હૃદયને ગમે છે! સરોજ જશે! ઈન્દુ, ગરીબ, રાંક ઈન્દુનું પિનાકી સાથે પાનું પડશે. ઈન્દુના ઉન્નત વિચારોનું શું ફલ! ઘરમાં પૂરાઈ રહે-

વામાં, રસોઇમાં, પાંજરામાંના પક્ષીની માફક ઘર એ જ દુનિયા માનવામાં, પોળ, ઘરની મ્હેડી જ જોવામાં. શિવ! શિવ! આ સ્થિતિ! શું માબાપ વિનાનાં છોકરાંની આવી સ્થિતિ થતી હશે? એ આજ જ ખબર પડી. કાન્તિ! ધીમત સાથે! શું ધીમત કાન્તિની સાથે સુખી થશે? કદી નહિ! ઇન્દુનું ધીમતની સાથે ભંગાવનાર ગુલાબભાભી શિવાય બીજાં કોણ? ઇશ્વર એમને સુખી રાખે! પરીક્ષામાં પણ નપાસ! તાર ન આવ્યો એટલે બીજું શું સ્હમજવું? પરિણામ ઉપર જ આધાર છે. પાસ થયા એટલે સર્વ વખણાય; દહાડે રખડે પણ રાતે વાંચતો હશે! આમ બુદ્ધિશાળી તો! એમ બોલાય. નપાસ થયે ઉલટી ટીકા. ઉંઘ પણ ન આવી. જાગ્યો ત્યારે ફીસ્મતનું ગાયન સાંભળ્યું. પ્રાણુપોક! કેવી તીણી પોક! કોણ જાણે કોણ આ દુનિયાનો ત્યાગ કરી સર્વ સુખથી ભરપૂર સ્વર્ગમાં ગયું હશે! હૃદય ફાટી જાય એમ થાય છે. માથું દુઃખે છે. શું કરવું તે સુઝતું નથી. લાવ પાણી પીઉં' એમ કહી પાણીનું પવાલું ભરી પીયે છે ત્યાં 'ઘરમાં કોન હે! તાર હે!' ની બુમ પડી. 'તાર' શબ્દની સાથે જ હૃદયનો તાર જોરથી કુદવા મંડયો અને એક સામટાં પગથીયાં કુદતો નીચે ઉતર્યો. તારના નામથી ધીરજલાલ તથા ગુલાબ પણ જાગ્યાં હતાં. બારણું ઉઘાડી તારવાળા પાસેથી તાર લઈ સહી કરી તાર લીધો. ઉપર આવી દીવા પાસે તાર ફોડ્યો. 'તારમાં શું હશે? પાસ થયો હોઇશ જ. ઇશ્વરે સ્હામું જોયું!' એમ વિચાર થતા હતા ત્યાં તાર આંખ આગળ ગયો.

"બહુ દીલગીર! આપણામાંથી કોઈ પાસ નથી." આટલા શબ્દ વાંચતાં જ ઉષાકાન્તનો હાથ ધ્રુજવા લાગ્યો. ગાત્ર શિથિલ થયાં અને ઉષાકાન્ત નીચે બેશી ગયો.

"ઉષાકાન્ત! હોય એમાં શું? નપાસે થવાય. પાસ થવું સહેલું છે? ભણવું ને બીજા વિચાર કરવા ન પાલવે. સુઈ જા હવે."

'ભણવું અને બીજા વિચાર ન પાલવે' નો ગર્ભિત અર્થ ઉષાકાન્ત સ્હમજ્યો અને હૃદયમાં બળવા લાગ્યો. ભાભીની આમન્યા લોપી બોલવું ઠીક ન લાગવાથી શાન્ત રહ્યો. આખરે ધીરજલાલથી ઉષાકાન્તનો ખિન્ન ચ્હેરો ન જોઈ શકાયો તે બોલી ઉઠ્યો "ગુલાબ! તું આ શું કરવા બેઠી છે? અત્યારે મેણાં શા મારે છે? પડી રહે છાની માની. ઉષાકાન્ત! શાન્ત થા. હોય. પરીક્ષાના કામ છે. કોઈ દિવસ નપાસ પડ્યો નથી તે ત્હને લાગે પણ ઘણાયે ચચ્ચાર વર્ષે પાસ થાય છે. હવે શું કરવું ત્હેનો સ્હવારે વિચાર કરીશું તું સુઈ જા. ગભરાઈશ નહિ."

ઉષાકાન્ત અત્યારે તદ્દન નિસ્તેજ થયો હતો; ત્હેની સર્વ આશા વિદીર્ણ થઈ ગઈ હતી અને કીસ્મતના તમાશાનો વિચાર કરતો ઈશ્વરની શી ઇચ્છા હશે ત્હેનો વિચાર કરતો નિરાશ હૃદયે સુતો.

## પ્રકરણ ૮ મું.

### સંસારમાં સ્વર્ગ હવે મળ્યું.

'હૃદયનો વૈદ્ય મ્હારો તું! હૃદય રાજી દરદ તો શું!'

—કલાપિ.

**મંજુ**ના પિતા ત્હેને ત્રણ વર્ષની અને ત્હેની ન્હાની બ્હેન **સરલા**ને વર્ષેકની મૂકી ગુજરી ગયા હતા. વિધવા માતાએ આ બન્ને પુત્રીઓને ઉછેરી હતી; સદ્‌ભાગ્યે **મંજુ**ના પિતાએ બે હજારનો વિમો ઉતરાવેલો હતો અને તેથી આ કુટુમ્બને જીવન નભાવવા બહુ મુસ્કેલી નડી નહતી. **મંજુ**ની માતા કેવળ જૂના મતની એટલું જ નહિ પણ છોકરાંને કેવી રીતે કેળવવાં તે જરાયે જાણતી નહી. ઘરના કામકાજથી પરવારી, છીકણીના તડાકા લેતાં આડોશી પાડોશીને ત્યાં બેસી ગપ્પાં–નિંદા કરવી એ જ માતાનું નિત્ય કામ હતું; ધર્મકાર્યમાં મંદિરોમાં બની શકે તેટલી-વાર દર્શન કરવા જવું અને જ્યાં જ્યાં ભજન કીર્તન હોય ત્યાં બે છોકરાં લઈ અડધી રાત્ય સૂધી ભટકવું એ બીજું કાર્ય હતું. ન્હાનપણમાં ઘેર બેઠાં તોફાન કરે છે માટે પીડા ટળે એ વિચારથી જ **મંજુ**ને નિશાળે મૂકી હતી; 'સાસુની રીસ અને વહુનો સંતોષ' એ ન્યાયે સદ્‌ભાગ્યે **મંજુ**ને જ્ઞાનવિદ્યાના સંસ્કાર પડવા લાગ્યા. **સરોજ**ની માતા **શિવલક્ષ્મી**નું પિયર **મંજુ**ના ગૃહ પાસે હોવાથી જેટલો સમય **શિવલક્ષ્મી અમદાવાદ** રહેતી તેટલો સમય **સરોજ** અને **મંજુ** સાથે નિશાળે જતાં ગુજરાતી ત્રણેક ચોપડી **સરોજ** અને **મંજુ** સાથે ભણ્યાં. આપણે માનીયે છીએ

ત્હેનાં કરતાં બાલ્યાવસ્થાનાં સંસ્કાર વિશેષ દૃઢ હોય છે અને ત્હેને લીધે જ સરોજ અને મંજુનો સંબંધ કાયમ રહ્યો. સરોજ ગામમાં રહેતી તેટલો સમય મંજુ શિવલક્ષ્મી પાસે જ રહેતી અને આ ન્હાની કન્યામાં ઉચ્ચ સંસ્કાર પડવા લાગ્યા. આઠ નવ વર્ષની થતાં જ મંજુને પરણાવી આંખ્યો ઠારવા માતાને વિચાર થયો. શિવલક્ષ્મીએ અત્યારથી મંજુના જીવનને પાંજરામાં ન પૂરવા બહુ આગ્રહ કર્યો પરન્તુ માતાને તે રૂચિકર ન થયું. આખરે વિષ્ણુશંકરના અગીઆર બાર વર્ષના રમેન્દ્ર સાથે વિવાહ કર્યો. રમેન્દ્ર ઈંગ્રેજી બીજી ચોપડીનો અભ્યાસ કરતો હતો. એકાન્તવાસી અને થોડું બોલવાનો સ્વભાવ હોવાથી ત્હેને બહુ પરિચય નહોતો અને ત્હેને લીધે જ જ્ઞાતિના બીજા યુવાનોનો પાશ લાગ્યો નહોતો. નિશાળમાં નિયમિત અભ્યાસ કરી, ગુજરાતી પુસ્તકો વાંચવાં અને લાયબ્રેરી, વ્યાખ્યાનમાં હાજર રહેવું એ ત્હેનું જીવન હતું. વિધવા બ્હેન અને માતાના આગ્રહથી રમેન્દ્રનો વિવાહ મંજુ સાથે થયો. બાલવિવાહનાં શાં માંઠાં પરિણામ આવે છે તે રમેન્દ્ર સ્હમજતો નહોતો. પણ નિશાળમાં જ્ઞાતિમાં પરણેલા છોકરાની મશ્કરી થતી તે સાંભળતો અને તેટલા જ માટે તે સ્હામો હતો. ઇચ્છા હોય વા ન હોય પણ આપણા સંસારમાં નથી પરણવું એ કહેવું એ મ્હોટું પાતક મનાય છે. પરણવું એ શબ્દને બદલે પરણાવવું પ્રચલિત છે અને જ્યાંસૂધી એ સ્થિતિ છે ત્યાં સૂધી પરણનારની કોણ સલાહ લેછે? વિવાહ થયા પછી લગ્નને માટે મંજુની માતા ઉતાવળ કરવા લાગી હતી પરન્તુ અંગતના સગાંના ઉપરાઉપરી મૃત્યુને લીધે લગ્ન પાંચેક વર્ષ ઠેલાયું હતું. લગ્ન ઠેલાયું એટલે જ મંજુ કાંક ભણી શકી. કારણ લગ્ન થયાં

પછી લગ્ન કરનાર કન્યાનું વય ગમે તેવડું હોય તોપણ નિશાળે જવાય નહિ એવો મંજુની માતાનો વિચાર હતો. સરોજના અલ્હાબાદ ગયા પછી પણ કોકવેળા પત્ર આવતા અને એ પત્રમાં માત્ર મશ્કરી આનન્દની ખાતર રમેન્દ્રના ખબર પૂછાવતી. મંજુનું હૃદય બહુ કોમલ હતું; ત્હેનો સ્વભાવ વ્હાલસોયો હતો અને કોઈ પ્રેમથી બોલાવે ત્હેને માટે મરી પડતી. માતાની બીલકુલ કાળજી નહોતી અને બીજી રીતે સ્વતંત્ર હોવા છતાં ત્હેનામાં ખરાબ સંસ્કાર ન બેઠા ત્હેનું કારણ માત્ર સરોજ—સરોજના પત્ર અને રમેન્દ્ર હતાં. નિશાળમાંથી આવતાં જતાં કન્યાશાળા આગળ રમતી છોકરીયો પોતપોતાના વર વ્હેનપણીયોને બતાવતી અને કોક ચીબાવલી છોકરી તો 'ત્હમને ફલાણી બોલાવે' એમ બેધડક કહેતી. અવિવાહિત કન્યાઓ, મ્હોટી વયની કન્યાઓ જ્ઞાતિના છોકરાઓમાંથી અમુક સાથે થાય તો સારૂ એમ વાતો કરતી. બાલ્યાવસ્થામાં જ ઘરમાં વિવાહની વાતો થાય, નિશાળમાં અન્દર અન્દર એ જ કથા નિકળે પછી ત્હેમના વિચાર કેવા થાય તે કહેવાની શી આવશ્યકતા છે? મંજુ રમેન્દ્રને જોતી અને 'આ મ્હારો વર' એવા નિર્દોષ વિચાર, એને જોવાની ઉત્કંઠા, એના બોલ સાંભળવાની તીવ્રવૃત્તિ અને એને હસતો જોવાની પ્રબલ ઇચ્છા ત્હેને થતી. જેમ જેમ મ્હોટી થતી ગઈ તેમ તેને એના જ વિચાર દૃઢ થતા ગયા અને બીજા છોકરાઓ તરફ નજર પણ કરવાની શી જરૂર એમ થયું.

> **भूयो भूयः सविधनगरीरथ्यया पर्यटन्तम्**
> **दृष्ट्वा दृष्ट्वा भवनवलभीतुङ्गवातायनस्था*।**

---

* ઘરની મ્હેડીઓની ઉંચી બ્હારીયેથી રાજમાર્ગ ઉપર વારંવાર ફરતો જોઇને.—ભવભૂતિ.

**માલતી માધવને** જોતી તેમ **મંજુ** રમેન્દ્રને જોતી અને આનન્દ પામતી. રમેન્દ્ર **શું** કરે છે, ત્હેને શરીરે કેમ છે તે જાણવાની વૃત્તિ **સરોજના** પત્ર સતેજ કરતી અને આ પ્રમાણે **મંજુના** હૃદયમાં રમેન્દ્ર માટેના સ્નેહનો વિકાસ થયો. લગ્ન થતાં પહેલાં જ વિષ્ણુશંકર પરલોકવાસી થયા અને વળી લગ્ન આગળ ગયું. આખરે પંદર સોળ વર્ષની વયે રમેન્દ્રનાં લગ્ન થયાં અને સંસારના પવન રમેન્દ્રની શાન્તિનો લોપ કરવા લાગ્યા. રમેન્દ્ર મેટ્રીકયુલેશન કલાસમાં હતો. વર્ષ છ મહિનામાં **મંજુ** ઘેર આવશે, અભ્યાસમાં વિઘ્ન આવશે, લગ્ન કરી માબાપે પોતાના સુખને માટે મ્હને દુ:ખી કર્યો એમ ચિન્તા થઈ. '**મંજુમાં** સારા સંસ્કારો ક્યાંથી હોય? આપણે લગ્નસુખ–દિવ્યસુખ ભોગવી શકવાના જ નથી. એ તરફના સુખની આશા રાખવી નિરર્થક છે' એમ રમેન્દ્રનાં મનમાં રાત્ય દિવસ થયાં કરતું. **મંજુએ** પિતાનું ગૃહ છોડી પતિના ગૃહમાં વાસ કર્યો; પોતાની સામાન્ય સ્થિતિ હોવાથી **મંજુની** માતા **મંજુને** બહુ બોલાવતી નહતી અને આને લીધે **મંજુને** પતિનો સહવાસ વધારે થયો. માબ્હેનનો ત્રાસ, પત્નીના સ્વભાવનું અજ્ઞાન, 'અત્યારથી પરણાવી દુ:ખી કર્યો' એ સર્વત્ર થતી ટીકાથી રમેન્દ્ર નિરૂત્સાહી થયો હતો અને દિવસના ભાગમાં વખત મળ્યે **મંજુ** ઉપર આવતી તો 'કેમ આવી? બ્હેન જોશે' એટલું કહી ત્હેને નીચે મોકલતો. 'દિવસે તો મળાય જ નહી' 'રાત્રિયે મોડા ઉપર અવાય!' એ વિચાર એટલા દૃઢ થયા હતા કે **મંજુ** જો કે આખો દિવસ સાસરે રહેતી તો પણ રાત્રિના દસ વાગ્યા શિવાય પતિને મળી શકતી નહિ.

રમેન્દ્ર શુદ્ધ વૃત્તિનો હતો અને ત્હેનું વર્તન પણ ત્હેવું જ હતું. મંજુ પ્રત્યે ત્હેને તિરસ્કાર નહોતો. પણ સ્નેહનું પાત્ર નહિ થઈ પડે એમ ભાસતું; ત્હેની સાથે વાતો કરવી ન ગમતું એમ નહિ પણ વડિલ વર્ગ ટીકા કરશે એ બ્હીક હતી; કદાપિ મ્હોટેથી પુસ્તક વાંચતો–કવિતા ગાતો તો મંજુ ગમે એ બ્હાનું કાઢી ઉપર આવતી, બારણા પાસે ઉભી ઉભી સાંભળતી, પતિનો ચ્હેરો જોઈ આનન્દ પામતી અને પછી નીચે જતી. મંજુને નવરાત્રિમાં પોળમાં ગરબા ગાતી સાંભળી હતી પણ ત્હેને 'ગાવાનું કેમ કહેવાય?' 'ગાય ને વખત છે હેડળ અવાજ જાય તો બ્હેન–મા શું ધારે?' આ જ બ્હીક રમેન્દ્રને હતી. આ સ્થિતિને લીધે રમેન્દ્ર લગ્નનું અનુપમ સુખ ભોગવી શકતો નહિ અને 'મંજુથી સુખ મળી શકે એમ નથી, બાળવિવાહ એ જ દુ:ખનું કારણ છે' એમ માનતો. મંજુ સ્હવારમાં વ્હેલી ઉઠી નીચે ચૂલો વગેરે સળગાવી, વાસીદું, પાણી રસોઈ વગેરે ઉમંગભર કરતી; ઘરમાં યથાશક્તિ સંભાળતી; રમેન્દ્રના અભ્યાસ માટે ગયા પછી મેડીમાં સાફસુફ કરતી; વાંચવા માટે મીણબત્તી વગેરે ગોઠવી રાખતી; પાનસોપારી કરી રાખતી અને પડેલી ગુજરાતી ચોપડીઓ વાંચતી. સાંજરે ઘરકામથી પરવારી દસેક વાગે ઉપર આવતી. રમેન્દ્ર આ બધું જાણતો પણ મંજુનું હૃદય સ્હમજ્યો નહોતો અને સ્હમજ્યો હતો તો સતત વડિલ વર્ગને તાબે રહેવાની ટેવ પડેલી હતી તેથી સ્નેહવૃત્તિ દાખવી શકતો નહિ.

રમેન્દ્ર મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં વિજયી નિવડ્યો; માતા, બ્હેનની ઇચ્છા કોઈ ધંધે વળગાડી દેવાની હતી; 'ઘેર લફરૂં ને શું ભણશે?' એ ઉદ્ગાર વખતો વખત નિકળતા. શું કરવું તે

સુઝતું નહોતું. બી. એ અથવા એલ. એમ. એન્ડ એસ. થવા ઘણી ઉત્કંઠા હતી પણ મંજુની આડખીલીને લીધે ભણાય નહિ ને વચમાં મૂકી દેવું પડે એ વિચાર ત્હેને મૂંઝવતો હતો. કોની સલાહ લેવી ? શું કરવું ? એ વિચારતો હતો. એ વિચારમાં ને વિચારમાં પ્રીવિયસ સૂધી ગાડું ચલાવ્યું. પરીક્ષા પાસે આવી ત્યાં અચાનક હોટેલમાં ઉષાકાન્ત મળ્યો. કોલેજમાં ઉષાકાન્તને રોજ જોતો. એક બીજા મળતા, સાહેબજી—જય જય થતા પણ તે શિવાય બીજી વાત થઈ નહોતી. બન્નેનાં અન્તઃકરણ એક બીજા તરફ ખેંચાતાં પણ શી રીતે વાત કરવી ત્હેનો રસ્તો જડી આવ્યો નહિ. 'રખેને મ્હને મશ્કરીમાં ગણી કાઢે' 'રખેને મ્હારા વિશ્વાસનો—સ્નેહનો ગેરલાભ લે' એ શંકા થતી. હોટેલમાં કાંઈ વાત કરૂં કરૂં થયું હતું પણ મોતીચંદના છોકરાના અકસ્માતે વાત બંધ પાડી. 'ઉષાકાન્તને ત્યાં જાઉં ?' એમ મનમાં થતું અને પાછો અટકતાં અન્તે પ્રેમાભાઈ હોલમાં મળ્યા. શશિભૂષણ ગુપ્તનું વ્યાખ્યાન સાંભળ્યું. બે સાથે ફરવા ગયા; વ્યાખ્યાનની ટીકા સાથે હિન્દુ સંસારની, મંજુની, સરોજની વાતો થઈ. ઉષાકાન્તની વાતે રમેન્દ્રના હૃદયમાં નવો જ ઉત્સાહ પ્રકટાવ્યો. અને

"ભણી મન્ત્રો મોધા કઠણ પથરે પ્રહ્યો
અને જો ચાલ્યો ત્યાં ઉછળી બલવેગે જળ ઝરો" *

ની માફક રમેન્દ્રના હૃદયમાં છૂપાયેલો સ્નેહઝરો અખુટ વહેવા લાગ્યો, નેત્રનો વિકાર દૂર થયો અને મંજુની વાત, મંજુનું હૃદય, મંજુનાં નેત્ર, મંજુનું મુખ ત્હેને આનન્દનું સ્થાન

---

* રા. નરસિંહરાવ.

થઈ પડયું. ઉષાકાન્ત અને રમેન્દ્ર લાલ દરવાજાના મેદાન ઉપરથી વાત કરી છૂટા પડ્યા પછી રમેન્દ્ર ઘરના બારણા આગળ આવ્યો ત્યાં ઘરમાંથી બોલાબોલીના અવાજ સંભળાયા. અત્યાર સૂધી મંજુનો જ વાંક હોવો જોઇએ એમ માનતો. જીવનમાં પહેલી વખત જ સાંભળી તપાસ કરી નિર્ણય ઉપર આવવા વિચાર કર્યો.

"અલિ મંજુ! એમાં ત્હને શો ચટકો લાગે છે? ત્હમારે એને હરદાસની કથામાં જવું છે. ને ગયા વિના ચાલે એમ નથી. તો ગંગામાનો રતિયો ત્હને મુકવા આવે છે. આપણો શાખ-પાડોશી. ન્હાનાથી મ્હોટો અમે કર્યો છે. એની સાથે જવામાં શો વાંધો છે?"

"ના, બ્હેન, હું એની સાથે નહિ જાઉં. એ છોકરો સારો નથી."

"ત્યારે ત્હારે તો ધણી સાથે જ જવું હશે! મેર તું! કાંઈ શરમ છે કે નહિ?"

"રતિઆ જેવા સાથે જવામાં શરમ નહિ અને એમની સાથે જવામાં શરમ? ઓછી કોઈ પરાયા સાથે જવાનું કહું છું? ત્હમારી મરજી હશે તો હું સમુળગી નહિ જાઉં પણ એવાની સાથે તો ધરમે નહી જાઉં."

"ઠીક છે. આવવા દે ભાઇને પછી ત્હારી વાત."

"એમને તો ત્હમે કહેશો કે મ્હારૂં કહ્યું ન માન્યું. મ્હારૂ સાંભળશે તો કહીશ. નહિ સાંભળે તો હું એકલી જઈશ પણ રતિઆ સાથે નહિ જાઉં."

રમેન્દ્રે આ વાદવિવાદ સાંભળ્યો; એનું રહસ્ય સ્હમજ્યો અને મંજુના હૃદયમાં જે બીજ હતાં ત્હેને પરિપોષી વૃક્ષ કરવા નિશ્ચય

કર્યો. રમેન્દ્ર ઘરમાં દાખલ થતાંની સાથે જ બ્હેને રાવ ખાધી. “મ્હેં બધું સાંભળ્યું છે અને એ મ્હારી સાથે આવશે” એટલું બોલી ઉપર ગયો.

રમેન્દ્રના વર્તનમાં આમ એકાએક ફેરફાર જોઈ બ્હેન તો છક જ થઈ. એકનો એક ભાઈ તેને વિશેષ કેમ કહેવાય માની તે તો મુગી જ થઈ. આજથી રમેન્દ્રના કામમાં માથું મારવાની, ત્હેની ટીકા કરવાની ટેવ ઓછી થઈ. રમેન્દ્ર ઉપર જઈ કપડાં કહાડી આરામ ખુરશીપર બેઠો. થોડીવાર થઈ એટલે જમવાનું કહેવા મંજુ ઉપર આવી. મેડીનું એક બારણું આગલી મેડીમાં પડતું, બીજું પાછલી મેડીમાં હતું. ત્રણ બારીઓ ઘરના ચોકમાં પડતી, ચંદ્રનું અજવાળું એ બ્હારીયોમાં થઇને મેડીમાં થોડું પડતું હતું; બ્હારી પાસે ચંદ્રના અજવાળામાં થાકીને રમેન્દ્ર બેઠો હતો ત્યાં મંજુએ મેડીમાં પગ દીધો. દરરોજની માફક બારણાના ઉમરા ઉપર ઉભા ઉભા ‘વખત થઈ છે’ એટલું કહી પાછી જતી હતી ત્યાં રમેન્દ્રના ‘આમ આવ’ શબ્દે કોણ જાણે શુંએ કહેશે એ વિચારે બ્હીવડાવી. બ્હીતી બ્હીતી આવી. ત્યાં રમેન્દ્રે હાથ ખેંચી પોતાની સાથે ખુરશી ઉપર બેસાડી અને કૌમુદીમાં ત્હેનું મ્હોં લઈ જઈ સ્નેહથી એક આલિંગન કર્યું. આલિંગનની સાથે જ મંજુના હૃદયમાંથી બ્હીક જતી રહી અને હૃદય હર્ષ–આનન્દ–પ્રેમથી ધબકવા લાગ્યું. રમેન્દ્રે લગ્ન પછી પ્હેલીવાર જ ઉમંગભર મંજુને બોલાવી હતી.

“વ્હાલી મંજુ! બ્હીશ નહિ. આજથી આપણું જીવન ફર્યું છે. ત્હારા ગુણો–ત્હારો સ્નેહ મ્હને દેખાયો છે. એને પરિપોષવાનું કામ હવે મ્હારૂં છે. ત્હારી અને બ્હેનની તકરાર સાંભળી છે. ત્હેં યોગ્ય જ જવાબ આપ્યો છે. જેની સાથે

જીવનસ્નેહ બાંધ્યો છે, જેને હૃદય સર્વસ્વ આપ્યું છે, ત્હેની શરમ અને બીજા ગમે એવા હોય તો પણ શરમ નહિ.”

રમેન્દ્રના સ્નેહસૂચક આ ઉદ્ગારોથી મંજુનું કુમળું હૃદય વધારે કોમળ બન્યું અને “વ્હાલા! શું આ સ્વપ્ન જોઉં છું કે ખરી વાત! મ્હારા ભાગ્યમાં આ સુખ! આજ એકાએક આ ફેર શો? શું ત્હમે મ્હને આજ જ સ્વીકારી? મ્હારી આ સ્થિતિ લાવનારનું ભવોભવ કલ્યાણ થજો!”

“ઇશ્વર ત્હારો આશિર્વાદ ફલિભૂત કરાવે અને સરોજ ઉષાકાન્તને મળે.”

“સરોજ! ઉષાકાન્ત! શું ઉષાકાન્ત આ સ્થિતિના લાવનાર છે?”

“ચાલ, હવે ખાઈ લઇએ. નહિ તો બ્હેન બુમો પાડશે. તે દિવસ ગાયો હતો તે આજ મોડેથી ગરબો ગાવાનો છે હોં કે.”

“ત્હમે જેમ ખુશી થશો તેમ કરવા તૈયાર છું. ત્હમે સાંભળનાર હો તો પછી મ્હારે બીજાને સંભળાવવા શી જરૂર છે? પણ આજ તો હરદાસની કથામાં જવું છે ને?”

“હા! અશે ત્યારે કાલે વાત.”

આટલું બોલી રમેન્દ્ર ભોજન લેવા નીચે ગયો.

તે દિવસથી રમેન્દ્રને ઘરમાં વધારે ગમવા લાગ્યું. મંજુએ આડોશીપાડોશીને ત્યાં જવું માંડી વાળ્યું. રમેન્દ્ર રાત્રે બ્હાર બહુ રહેતો તે વહેલો વહેલો ઘેર આવવા લાગ્યો. રમેન્દ્ર અભ્યાસ કરતો હોય તે વખત મંજુ દાળ ચોખા વીણતી કે ભરતી વાંચતી. એક ખુણે રમેન્દ્ર અને બીજે ખુણે મંજુ બેસતી. રમેન્દ્ર વાંચી રહે ત્યાં સુધી મંજુ જાગતી; ત્યાર પછી

વાર્તા વિનોદ કરી સૂઈ જતાં. જે મંજુનાં મ્હોં ઉપર નૂર નહોતું, જે મંજુના અવયવો વિકસ્યા નહોતા, જેના ચ્હેરા ઉપર ફિકાશ હતી, તે જ મંજુના મુખ ઉપર સુરખી આવવા લાગી, શરીરના દરેક અવયવ ખિલવા લાગ્યા—ભરાવા લાગ્યા. મ્હોં ઉપરથી ગ્લાનિ—અન્તર્વ્યથાના ભાવો નષ્ટ થયા અને આનન્દ—સ્નેહની ઉર્મિ છવાઈ હતી. રમેન્દ્ર બ્હારથી આવતો ત્યારે પ્હેલાં નીચું જોઈ ઉપર ચાલ્યો આવતો તે જ રમેન્દ્રની આંખો ઘરમાં પેસતાં એવી જ આંખોની શોધ ચલાવતી. તે આંખો મળે સ્મિત—હાસ્ય અને નેત્ર નમન થતું.

આજ રમેન્દ્રને મિજલસમાં જવાનું હોવાથી જમવું નહોતું અને 'રાત્રે મોડો આવીશ' એટલું કહી ગયો હતો. મંજુ વ્હેલી પરવારી સ્હેજ આડી થાઉં એ વિચારથી વાંચતી વાંચતી સૂતી તે સૂતી. દસ વાગ્યાને સુમારે રમેન્દ્ર આવ્યો અને પોતાના શયનભૂવનમાં ગયો. મિજલસમાં ગયો હતો પણ ત્યાં આનન્દ ન પડવાથી એકાએક ઘેર આવ્યો. મેડીમાં પેસતાં જ મેડીમાં અલૌકિક દેખાવ નજરે પડયો. પથારીના ઓશીકા પાછળ મિણબતી સળગી રહી છે; ગુલાબી સાળુની પાટલી બે પગ વચ્ચે અસ્તવ્યસ્ત થઈ પથરાઈ છે; વક્ષસ્થળ ઉપરનો છેડો સ્હેજ ખસી ગયો છે; આંખો બંધ છે; કપાલમાં ચાંલ્લો શોભી રહ્યો છે; વેણીમાંથી ચંપાના પાંદડાં પથારીમાં ખરી પડ્યાં છે; એક હાથમાં પુસ્તક અર્ધું ઉઘાડું પડયું હતું; બીજો હાથ પથારીમાં છુટો હતો. મિણબત્તીનો પૂર્ણ પ્રકાશ મંજુના મુખ ઉપર પડતો હતો. રમેન્દ્ર આ ચિત્ર જોઈ સ્તબ્ધ થયો. ટોપી, કોટ ક્હાડવા જ ન રહ્યો; એમને એમ પથારીમાં ગયો; એક હાથે ધીરેથી માથું ઉચકી બે કપોલ ઉપર હૃદયદાન દીધું; અને

સ્નેહથી છાતીસરસી ચાંપી. હૃદય હૃદયથી દબાતાં રમેન્દ્રના નેત્રમાંથી માત્ર આંસુના બે જ ટપકાં પડ્યાં અને એક ઉંડો નિઃશ્વાસ નીકળ્યો. શોકમિશ્રિત આનન્દ જેટલો પ્રિય છે—સુખકર છે તેટલો નિર્મળ આનન્દ હોતો નથી. 'વ્હાલી મંજુ! ત્હારા ઉપરનું મ્હારૂં વ્હાલ અત્યારસુધી ક્યાં છૂપાઈ રહ્યું હતું? ઇશ્વર ત્હારા અને મ્હારા દોષોનો નાશ કરે અને આપણે વધારે સંયુક્ત રહીયે' આ એની એક પ્રબલ ઇચ્છા હતી. કપોલ ઉપર રમેન્દ્રના સ્પર્શની સાથે જ મંજુ જાગ્રત થઈ; જાગ્રત થતાં જ હૃદયના સ્નેહોદધિને હલમલાવનાર ચંદ્ર જોયો. "જાઓ! જાઓ! આમ છાનામાના આવી અડપલું કર્યું!" કરી સ્મિતહાસ્ય કરી રમેન્દ્રના ખોળામાં માથું મૂકી રમેન્દ્રનું મ્હોં નીચું લાવી એના ગાલ ઉપર પ્રેમથી હાથ ફેરવવા લાગી.

"મોડા આવવાના હતા ને ક્યાંથી વ્હેલા આવ્યા?"

"મ્હને ત્યાં ન ગમ્યું એટલે વ્હેલો આવ્યો."

"અમને ન લઈ જાઓ તે શેનું ગમે?"

"મંજુ! હું બધું સ્હમજુછું. હજી મ્હારો સમય નથી. એ વખત પણ આવશે પણ પહેલાં તું જરીક ડાહી થજે."

"ત્હમે કહેશો તેમ કરીશ, પછી કાંઈ?"

"વારૂ. સરલા હમણા કેમ દેખાતી નથી?"

"સરલા મ્હારી બા પાસે રહે છે. એનું શરીર ઘસાતું જાય છે તે કોઈ જોઇએને?"

"સરલાનું કાંઈ કર્યું?"

"શી રીતે? ધીમતની સાથે વિચાર હતો ત્યાં કાન્તિનું થયું અને પિનાકી હતો ત્યાં ઈન્દુ ગોઠવાઈ."

"શું! એમનું નક્કી થયું ?"

"નક્કી શું? લગ્ન છે. ગુલાબભાભી કાંઈ બાકી રાખે એમ નથી. ઉષાકાન્તભાઈ હવે શું કરશે ?"

"એક બાજુ પરીક્ષાના પરિણામે અને બીજી બાજુ સરોજે એની સ્થિતિ બદલાવી નાંખી છે. એ **હિન્દસેવક સમિતિમાં** જોડાવાનો છે. દેશની રાજકીય-સામાજીક ઉન્નતિ અર્થે ગામે· ગામ ફરવું લગભગ નક્કી થયું છે અને ત્રીસ રૂપીઆ પગાર અને મુસાફરી ભથ્થુ મળશે. એનું મન એમાં રોકાશે એટલે ઠીક થશે."

"એમને સુખી કરવા ત્હમારે પુરતો યત્ન કરવો જોઇએ, હો. આજે ઉષાકાન્તભાઇને મળ્યા હતા ?"

"ના, ત્રણ ચાર દિવસથી હું બીલકુલ મળ્યો જ નથી. પુને જઈ નોકરીનું નક્કી કરી આવ્યા પછી ગયો જ નથી. આજ જઇશ, કાલ જઇશમાં રહી જાય છે."

"વ્હાલા! આવું આળસ શા કામનું? એમનો સ્વભાવ કેટલો નરમ છે. ત્હમને રોજ મળ્યા શિવાય એમને શાન્તિ વળતી નથી એ જાણો છો. એ દિવસ એમનો કેવો જાય છે તે ત્હમને ઘણીએ વખત મ્હને કહ્યું છે પછી આમ થાય? શું ત્હમારો સ્નેહ એમની પ્રત્યે નથી? અને તેમાં વળી એમને દીલગીર રહેવાનું કારણ મળ્યું છે ત્હેવામાં ત્હમે ન જાઓ તો કેવું થાય ?"

"પ્રિય મંજુ! મ્હારી ભૂલ છે. મ્હને તું અને ઉષાકાન્ત શિવાય કોઈ પ્રેમપ્રિય નથી. ત્હમારે બે માટે મારૂં સર્વસ્વ ત્યાગ કરવા ખુશી છું. આ મ્હારી મ્હોટી ભૂલ છે. ખરેખર ઉષાકાન્ત બહુ જ સોસાતા હશે. જરૂર કાલ સવારે જઇશ. અને આજથી

હું પણ ઉષાકાન્તને મળ્યા વિના નહિ રહું. હવે મ્હને લુગડાં કહાડવા દઈશ કે નહિ ?”

“અહીં જ કાઢો. હું પછી મુકી આવીશ.”

“રખેને મ્હારો વિયોગ થાય, ખરૂં ને ?”

“હાસ્તો ! ઘણા દિવસ વિયોગ ખમ્યો છે. હવે ખમવાની નથી.”

“આજે પેલો ગરબો ગાવ !” એ દરખાસ્ત પસાર થઈ.

મંજુ કુસુમમાલા લાવી અને રમેન્દ્રને પોતાના ખોળામાં સુવાડી રમેન્દ્રથી દેખાય એવી રીતે ચોપડી રાખી ધીરે કંઠે ગરબો શરૂ કર્યો:—

પ્યારી, સાંભળ્ય પેલી કોયલડી તરૂવૃન્દમાંરે
ગાતી છન્દમાંરે, પ્યારી.
શાન્ત રજનિમાં ચમકી ચાન્દની,
જો આછી પથરાઈ વાદળી,
આવે ટહુકો અનિલ લ્હેર કંઈ મંદમાંરે, ગાતી. પ્યારી. ૧
પ્યારી ! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દેની ટહુકો પાછો કોમલ કંઠમાંરે, ગાતી. પ્યારી. ૨
ટુહુ ટુહુ કરિ જો ફરિ આવ્યો,
મીઠોરવ અમિરસ જો લાવ્યો,
કોયલડી રહિ છુપી ઝાડના ઝુંડમાંરે, ગાતી. પ્યારી. ૩
ચાલો પ્રિય ! સુણીયે એ મીઠી,
મ્હેં મધુરી ગાન નદી દીઠી,
ચળકંતી ચાલે જો પેલા ચંદમાંરે, ગાતી. પ્યારી. ૪

મંજુના મંજુલ સ્વર સાથે રમેન્દ્ર રાગ પુરાવા લાગ્યો અને ગરબો પુરો થતાં સ્વર્ગસુખ અનુભવવાં લાગ્યાં.

# પ્રકરણ ૯ મું.

## અલ્હાબાદ.

"માટે સ્વદેશીયો બન્ધુ મારા,
ધરી અન્તર આ ઉપદેશ,
ભારતભૂમિ પામી ઉદય દિનોદિન,
ઉજળી રહે હમેશ.
કે એમ કરો ઉદ્યમરે,
ચુકો ન ચોટ નિશાને."

—સ્વ. હ. હ. ધ્રુવ.

જે દિવસે રમેન્દ્ર સ્હવારમાં ઉષાકાન્તને મળવા ગયો તે જ દિવસે ઉષાકાન્ત અલ્હાબાદ જવા ઉપડી ગયો હતો. રમેન્દ્ર માટે એક ચિઠી લખી રાખી હતી તે ઈન્દુએ રમેન્દ્રને આપી. ઉષાકાન્ત ગાડીમાં બેઠો અને સાબરમતિ સ્ટેશન મૂક્યા પછી વિચાર વમળમાં પડયો. 'થોડા દિવસ ઉપર શી શી આશાઓ હતી? બી. એ. એમ. એ. થઇશ, સ્વતંત્ર ધંધો કરીશ, સરોજ જેવી પત્ની મળશે, રમેન્દ્ર પ્રભાકર જેવા સ્નેહીઓ છે, પછી તે શી કમીના છે? એ આશાઓ ક્યાં નષ્ટ થઈ? બી. એ. ની, સરોજની કલ્પના પણ કરવી એ હવે અયોગ્ય છે; પ્રભાકર મ્હારે વિશે શું ધારશે? ગુલાબભાભી તો અલ્હાબાદ જાઉંછું તે ખટપટને માટે જ એમ સ્હમજશે; સરોજને મળવાનો નથી,

સરોજને ત્યાં ઉતરવાનો નથી, રમેન્દ્ર મ્હને આટલા દિવસ કેમ ન મળ્યો? શું એનો સ્નેહ પલટાયો હશે? જેનું કોઈ નહિ, જેની પાસે કાંઈ નહિ, તેનું કોણ થાય? રમેન્દ્રને બીજાની સાથે વધારે આનન્દ પડતો હશે? એમ હોય તો સ્પષ્ટ કહેવામાં શી હરકત છે? ના, ના. એમ હોય નહિ. એના ઉપર એવો દોષ મૂકવો એ પાપ છે. ઈન્દુ, કાન્તિનાં લગ્ન માટે ભાભી ઉતાવળાં થયાં છે. કારણ હું સ્હમજું છું. ધીરૂભાઈમાં આટલો બધો ફેર? કાંઈ કહેતાં કાંઈ કહી શકતા જ નથી. ઘરસંસારમાં એટલા તલ્લીન થઈ ગયા છે કે નથી જાણતા બ્હારની વાત કે નથી રહ્યા હોશ કોશ. ઘર ને કચેરી શિવાય એમનું જીવન જ નથી. હવે તો પ્રભાકર આવે તો ઠીક.' ઉષાકાન્ત આમ વિચાર કરતો ગાડીનો ખડખડાટ, રસ્તાનાં ઝાડ પક્ષી વગેરે બ્હારીમાંથી જોતો ધસમસ્યો ચાલ્યો જતો હતો.

ઉષાકાન્ત ઇન્ટરમીડીએટના ડબ્બામાં બેઠો હતો અને ઇન્ટરમીડીએટનાં બે ખાના હતાં. એક ખાનું ભરેલું હતું અને બીજામાં ઉષાકાન્ત એકલો બેઠો હતો. રાત્રે બાર વાગ્યાના સુમારે રેવારી સ્ટેશન આવ્યું; રેવારીથી એક ગાડી ભંટીડા જાય છે અને બીજી દિલ્હી જાય છે. ભંટીડાવાળી ગાડીમાંથી એક યુરેઝીઅન અને યુરેઝીઅન કન્યાઓ દિલ્હી જવા ઉષા-કાન્તવાળી ગાડી તરફ આવી. ઉષાકાન્ત એક ખુણામાં બેઠો હતો. મજૂરોએ પેલા સાહેબનો સામાન મૂકયો અને બન્ને કન્યાઓ હસતી હસતી અન્દર દાખલ થઈ ત્હેની સાથે પેલો યુરેઝીઅન પણ બેસવાનો હતો. એક કન્યા અન્દર જઈ બેસવા જાય છે તેવો જ ઉષાકાન્ત નજરે પડયો. નજરે પડતાં જ નેટીવ-દેશીની સૂગ આવી. ગંધાયલી માછલી અને વાઘ કે

કાળા નાગથી ડરે તેમ તે કન્યા ભડકી ને બ્હાર નાઠી 'ઉસકુ નિકાલો ! કાલા આદમી હૈ. અમ ઇધર નહિ બેઠીંગે' એમ એકાદ દેશી ટીકીટ કલેકટરને કહ્યું. આપણા દેશીજનોમાં એક એવો સ્વભાવ પડ્યો છે કે સાહેબ—ગોરી ચામડી બોલી એ બ્રહ્માની વાણી; એને ખુશી કર્યાં એટલે ગઢ જીત્યા કારણ એમને ખુશી કરવાથી કોક દિવસ લાભ છે એમ દૃઢ માને છે. ટીકીટ કલેકટરે આવી ઉષાકાન્તને જોડેના ડબ્બામાં બેસવા કહ્યું.

"જોડેનો ડબ્બો બહુ ભરેલો છે. આ ડબ્બો રીઝર્વડ નથી તેમ માત્ર યુરોપીઅન અને યુરેઝીઅન માટે એવું પાટીયું નથી. વળી હું એકલો છું. સાહેબ ને મડમથી દૂર છું. પછી હું એમને શું નડુછું તે કહેશો ?" "તે ખરૂં પણ મેમ સાહેબ તમારી સાથે બેશી સકતાં નથી અને તમે નિકળો."

"ત્હમારા જેવાએ જ દેશનું ઉંધું વાળ્યું. સાહેબને અહીં ન ફાવતું હોય તો સેકન્ડકલાસમાં બેસાડો. હું નથી ઉતરવાનો." રગઝગ ચાલી એટલામાં ગાર્ડ, યુરોપીઅન સ્ટેશન માસ્તર વગેરે ડબ્બા પાસે આવી પહોચ્યાં; ગાર્ડ પારસી હતો એટલે જરાક નેટીવ તરફ એનું મન હતું. સ્ટેશન માસ્તરે ઉષાકાન્તને ઉતરવાનું કહ્યું અને તરત જ માત્ર યુરોપીઅન અને યુરેઝીઅન માટેનું પાટીયું લગાવ્યું. "ઠીક છે. હું જોઈ લઇશ ! મ્હને મજુરી કોણ આપશે ? આવી તો ત્હમને સૂગ છે. અમારો પૈસો ખાઈ અમારી આવી ગણના કરો છો તે ત્હમારી ક્રીશ્ચીઅન ચેરીટી ક્યાં ગઈ? ત્હમારૂં કલ્યાણ નથી થવાનું," એમ બબડતો ફ્ફડતો એ બ્હાર નિકળ્યો. સ્ટેશન માસ્તરે પોર્ટરો પાસે ઉષાકાન્તનો સામાન લેવડાવી જોડેના ડબ્બામાં મૂક્યો.

'ગુજરાતીભાઇની આ સ્થિતિ! પંજાબી કે કાબુલી હત ને ઉતરાવત તો ખબર પડત' કહી ઉષાકાન્ત જોડેના ડબ્બામાં બેઠો. ગાડીમાં સાહેબ લોક, રેલ્વેની જ વાત ચાલી. સ્હવારે ૭ વાગ્યાના સુમારે દીલ્હી આવી પહોંચ્યો. દીલ્હીથી બે કલાક પછી ગાડી ઉપડતી હોવાથી ઉષાકાન્ત સ્ટેશન બ્હાર એકાદ હિન્દુ સરાઇની તજવીજ કરવા લાગ્યો; જે સરાઇમાં જાય તે મુસલમાનની નિકળે. આખરે કંટાળી એવી જ સરાઇમાં ઉતર્યો. દાતણ પાણી કરી બ્હારથી હલવૈવાળાને ત્યાં ગરમ દુધ પી તાજો થઈ સ્ટેશન ઉપર ગયો. દીલ્હી આગળ ઉપર જોઇશું એમ વિચારતો સ્ટેશને પહોંચ્યો; ટીકીટ હતી; મજૂર કરી જેવો અન્દર દાખલ થવા જાય છે ત્યાં દરવાજે 'કાંટેપે લે જાઓ' ની બુમ પડી. 'અમદાવાદ જોખાવેલો છે તે વધારે નથી' એમ ઉષાકાન્તે કહ્યું છતાં કોણ માને? 'આ પેલો સાહેબ આખી લ્હારી ભરી સામાન લઈ ગયો અને થર્ડ કલાસની ટીકીટ હતી ત્હેને કેમ કાંઈ ન કહ્યું અને અમને કનડો છો?' એના ઉત્તરમાં સામાન ઉપાડેલા મજુરને ધક્કો મળ્યો. મજુર 'ચલીયે હજુર! સબ હો જાયગા' કરી ઉષાકાન્તને લગેજ ઓફીસ આગળ લઈ ગયો. ઓફીસ આગળ એક ફૂંટાવાળો ફરતો હતો તેની સાથે મજુરે વાત કરી. એ રેલ્વેનો માણસ હોય અથવા બીજો હોય પણ ત્હેના હાથમાં આઠ આના સરકાવ્યા એટલે રેલ્વે પાસ મળ્યો હોય તેમ તેને દરવાજામાં દાખલ કરવામાં આવ્યો. ઉષાકાન્ત ગાડીમાં બેઠો ને મજુરે મજુરીના ૭ આના ઉપરાંત કુછ ઇનામ સાબ! કહી કુરનસ બજાવી. ચાર પૈસા બીજા મળતાં મજુર ચાલી ગયો. મ્હારા જેવાની આ સ્થિતિ તો બીજા અભણ જાત્રાએ જવા આવતાં હશે તેમને

કેમ થતું હશે ? એમને તો બહુ સતાવતા હશે જ. આ દુઃખ કોને કહેવું અને કોણ દૂર કરે ? ગરીબ વર્ગનો જ મરો છે. એકેક ડબ્બામાં બકરાની માફક પૂરવાં ને તે પણ વળી આમ પૈસા ઉરાડવા પડે. તોલાવશે તો બે રૂપીઆ થશે એ મજુરનું કહેવું ખરૂં હતું કારણ કે તોલવું એમના હાથમાંને ? આ કાંટામાં બીજાને બરાબર સ્હમજણ ન પડે એટલે ધારે તેટલું કરે. ડબ્બામાં હાજતો પૂરી પાડવા સવડ નહિ. ત્રીજા વર્ગના ઉતારૂને એવી હાજતો થતી જ નહિ હોય ! સેકન્ડ અને ફર્સ્ટના ઉતારૂઓના પૈસાથી જ રેલ્વે નભે છે કેમ ? પેપરોવાળાએ આ સવાલ હાથ લેવો જોઇએ. અરે, એવી ખંત જોઇએને ? ગાડીમાં બેઠા એટલી ઘડી વિચાર. ગામમાં પેઠા કે ભૂલી ગયા પછી કેમ થાય ? આમ વિચાર કરતો ઉષાકાન્ત બાર વાગ્યાને સુમારે અલ્હાબાદ આવી પહોંચ્યો. પ્રસિદ્ધ વકીલ મિ. અરૂરીરામનું માણસ સ્ટેશન ઉપર આવ્યું હતું અને ઉષાકાન્તને ખોળતું હતું. ઉષાકાન્ત એ માણસ સાથે ગામમાં ગયો.

મિ. અરૂરીરામ અલ્હાબાદ હાયકોર્ટના પ્રસિદ્ધ બાહોશ વકીલ હતા અને બી. એ. બી. એલ. હતા. ધંધાને અંગે જેટલો સમય ગાળવો પડે તે ઉપરાંતનો સમય રાજકીય, સામાજીક અને દેશની એવી જ હીલચાલમાં ભાગ લેતા; કુટુમ્બનિર્વાહ અને સ્થિતિ અનુસાર જેટલો વ્યય કરવો પડે તે શિવાયનો પૈસો દાન અને લોકોપયોગી કાર્યમાં વાપરતા. ફુરસદની વખતે પોતે જાતે સ્થળે સ્થળે સાદા વેશે ફરતા; લોકોની વાસ્તવિક સ્થિતિ શી છે ત્હેની તપાસ કરતા અને દ્રવ્યની મદદ કરતા. આ દાન કરતી વેળા, ખંતી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપતાં, દુઃખાર્તને દુઃખમુક્ત કરતાં, કીર્ત્તિની અપેક્ષા નહોતી પણ માત્ર ઇશ્વર-

પ્રીત્યર્થે જ કાર્ય કરતા. **હિન્દસેવક સમિતિના** **અલ્હાબાદના** મંત્રી મિ. **અરૂરીરામ** હતા અને ત્હેને લીધે જ ઉષાકાન્ત એમને ત્યાં ઉતર્યો હતો. **બાલકરામ** હતા પરન્તુ **સરોજના** કારણથી વધારે દીલગીર થવાય, ગુલાબભાભી જાણે તો ખટપટ કરી કહેવાય એ બ્હીકથી ત્યાં ન ઉતર્યો એટલું જ નહિ પણ મળવા પણ ન જવું એવો ઠરાવ કર્યો. **અરૂરીરામનું** ઘર ગામમાં રસ્તા ઉપર હતું અને ઘરના દેખાવથી અન્દરની વસ્તુસ્થિતિનું ભાન થઈ શકતું.

ઉષાકાન્ત આવ્યો તે વખત **અરૂરીરામ** કચેરીમાં ગયા હતા પણ ઘરનાં માણસો એવી રીતે કેળવાયાં હતાં કે ઉષાકાન્તને જરા પણ અગવડ ન પડે ત્હેની તજવીજ રાખતાં. મ્હોટા ઘરોમાં–મ્હોટા માણસોને ત્યાં મેમાન થવામાં કેટલીક વેળા કલાકોને કલાકો બેશી રહેવું પડે છે. આપણે આવ્યા છીએ કે કેમ ત્હેની ખબર હશે કે કેમ ત્હેની શંકા થાય છે, પાણી વગેરે માટે લાંબા વખત તરસ્યા બેશી રહેવું પડે છે, ઘરની એક ઓરડી કહાડી આપી એટલે જમવાની વખત થયે મુગા મુગા જમાડ્યા એટલે, એક દિવો ને ગોદડી આપી એટલે મેમાનગીરી કરી એમ સામાન્ય રીતે સ્હમજાય છે. **અરૂરીરામ** ન્હાનપણમાં યુવાવસ્થામાં બહુ ફર્યા હતા એટલે શી શી અગવડો પડે છે બીજાને ઘેર આપણી માનસિક સ્થિતિ કેવી થાય છે તે સ્હમજતા હતા અને એટલા જ માટે મેમાનને કાંઈ પણ અગવડ ન પડે એને માટે ખાસ ચીવટ રાખતા. ઉષાકાન્ત ઘરમાં પેઠો કે તરત જ **અરૂરીરામની** પુત્રી અને સ્ત્રીએ 'આવો ભાઈ' નો સત્કાર કર્યો; ઉપર એક ઓરડામાં પેટી મૂકી; ત્યાં દાતણ પાણી ને પથારી વગેરેની સગવડ અગાઉથી કરી હતી. કેટલીક વેળા

બહુ મેમાનગીરીના વિચારે મેમાનને એકલો પડવા દેતા નથી તેમ ઉષાકાન્તને થયું નહિ. પા એક કલાક વાટય જોઈ પણ કોઈ ન આવ્યું અને કાંઈ પણ વસ્તુની જરૂર ન હોવાથી ઉષાકાન્ત લુગડાં કાઢી પથારીમાં પડયો. પથારી પાસે એક ન્હાના સ્ટુલ ઉપર 'ઈન્ડીઅન પીપલ' 'પાયોનીઅર' 'મોડર્ન રીવ્યુ' અને 'ટાઇમ્સ ઓફ ઈન્ડીઆ' પડ્યાં હતાં. સૂતાં સૂતાં પેપર વાંચ્યાં. અડધો કલાક થયો ને માણસે આવી જમવા ન્હાવા કહ્યું. ન્હાવાની સર્વ સવડ જોઈ ઉષાકાન્ત ખુશી થયો અને બપોરના બે વાગ્યા હતા છતાં ઉષાકાન્ત માટે નવી જ રસોઈ કરી હોય તેમ સ્વાદિષ્ટ અને ગરમ રસોઈ પીરસાઈ. ઉત્તર હિન્દુસ્તાનમાં લાજનો રીવાજ વિશેષ છે છતાં મેમાનને એકલા પડ્યા એમ ન લાગે માટે અરૂરીરામની સ્ત્રી તથા પુત્રી રસોઇઓ હતો છતાં ત્યાં આવી બેઠાં ને ગુજરાતની તેમ જ બીજી વાતો કરતાં કરતાં, વચમાં વચમાં આગ્રહ કરતાં ઉષાકાન્તને આનન્દ આપવા લાગ્યા. જમીને ઓરડીમાં જાય છે તો મેજ ઉપર લેમન–આઇસ, ઠંડુ પાણી, પાન સોપારી, ફ્રુટ્સ તૈયાર. નોકર 'સાહેબ કાંઈ જોઇએ તો આ ઘંટડી વગાડજો' એમ કહી ચાલ્યો ગયો.

એકાદ નારંગીની પીશી—બે કાજુના કકડા મ્હોમાં નાંખી, પાણી પી પાન ખાઈ મેજ ઉપર પડેલાં પુસ્તકોમાંથી એકાદ લઈ જરા આડો થયો તે છેક સાડા ચારને સુમારે ઉઠયો. ઉઠીને જુએ છે તો મેજ ઉપર ફ્રુટ વગેરેની તાસકોને બદલે લોટામાં પાણી અને મ્હોં લ્હોવાનો રૂમાલ પડયો હતો; મ્હોં ધોઈ ઠીકઠાક થયો ત્યાં અરૂરીરામ દાખલ થયા. સાહેબજી કરી શેક હેન્ડ થઈ અને બન્ને સરખી વયના અને સ્નેહી હોય એમ વાતો

કરવા લાગ્યા. અરૂરીરામની પુત્રી ચાહના બે પ્યાલા મેજ ઉપર મૂકી ગઈ અને નોકરે પાનની તાસક આણી.

"કેમ ઉષાકાન્ત! જમ્યા? ઠીક પડ્યું? ત્હમારા જેવી રસોઈ તો અહીં નહિ."

"સાહેબ! આવું તો હમે ઘેર પણ ખાતા નથી. વળી આવું આતિથ્ય અમારે ત્યાં જોયું નથી. ચાહ પાણી પાયાં કે એક વખત જરાક જમાડ્યા એટલે અમારા મનથી અમે મેમાનગીરીની પરાકાષ્ટા એમ અમે સ્હમજીએ છીએ. મેમાનને શી શી જરૂર છે તે આપ તેમ જ આપનું કુટુમ્બ યથાસ્થિત જાણો છો. અહીં આવી પ્રથમ તો આતિથ્ય કેમ થાય તે શીખ્યો."

"તે તો ઠીક, પણ કહો આપણા મંડળનું ત્યાં કેમ ચાલે છે અને અહીં મ્હારે ત્હમને શી મદદ કરવાની છે તે કહો."

"ગુજરાતમાં લોકવર્ગની વૃત્તિ હજી વ્હેવારમાં જ છે. દ્રવ્યોપાર્જન શિવાય આપણી બીજી ફરજ છે એમ સ્હમજતા નથી પણ નવી પ્રજાના વિચારો ફરતા જાય છે. આ બાજુ દુકાળની શી સ્થિતિ છે તે જોવા આવ્યો છું. તદુપરાન્ત સામાજીક, રાજકીય કાર્યમાં શું શું થઈ શકે એમ છે તે પણ જાણવાની ઉત્કંઠા છે."

"ઉષાકાન્ત! દ્રવ્યોપાર્જન પણ જરૂરનું છે. પૈસા હશે તો આપણે કાર્ય કરી શકીશું. અહીંની સર્વ સ્થિતિ ત્હમને બતાવીશ. આ ઉપરાંત ગરીબ વર્ગની, ઇસ્પીતાલોમાં દરદીની, ગાંડાઓની ઇસ્પીતાલમાં ગાંડાઓની, વગેરેની શી સ્થિતિ છે તે જાણી સૂધારવાની આપણી ફરજ છે. એ એકથી બને તેમ નથી ત્હમારા જેવા કોઈ ત્હમારા જાણીતા છે?"

"હા, મ્હારો એક મિત્ર રમેન્દ્ર અમદાવાદમાં છે. ત્હેને માટે હું ખાતરી આપુંછું. એ આપણા જ વિચારવાળો છે એટલું જ નહિ પણ મ્હારા ઉપર અનન્ય વિશ્વાસ અને સ્નેહ છે. તે ઉપરાંત મ્હારો મિત્ર અને ભત્રિજો પ્રભાકર ઇંગ્લાન્ડમાં છે તે થોડા સમયમાં આવશે અને આપણને મદદ આપશે."

"વારૂ! પુરૂષવર્ગ એકલાથી સુધારો–ઉન્નતિ થઈ શકે એમ નથી. સ્ત્રીઓની સાહાય્યની જરૂર છે તો ત્હેનું કેમ?"

"હું એને માટે ખાસ કહી શકતો નથી પણ એકાદ બે યુક્તિઓ આપણી ઇચ્છાને અનુકૂળ થશે એમ ધારૂં છું. તજવીજ કરી કહીશ."

"આવતી કાલે મ્હારે ત્યાં 'સ્નેહ સંમિલન' છે અને તે અવસર ઉપર ત્હમે આવ્યા તે સારૂં થયું. અત્રેના કેટલાક સારા સારા માણસો પરિચયમાં આવશે. હવે ત્હમે અમદાવાદ જાઓ ત્યારે ત્યાંની ઇસ્પીતાલો, ગરીબવર્ગના રહેઠાણોની સ્થિતિ અવલોકી નોંધ રાખશો. આ બાજુની નોંધ મ્હારી પાસે છે. પછી તે સરખાવી આપણાથી થાય તેટલું કરી એ લોકોને સુખી કરવા પ્રયત્ન કરીશું."

"અરૂરીરામ! માફ કરજો પણ મ્હારે કહેવું જોઇએ કે આવા દુકાળના વખતમાં 'સ્નેહ સંમિલન'માં પૈસા ખર્ચવા ત્હમારા જેવા તૈયાર થાય તે નવાઈ. પછી ટીકા થાય જ સ્તો."

"ટીકા થાય છે જ. આમંત્રણપત્રિકા મોકલી છે. બીજાં સંમિલનો અને આ સંમિલનોમાં ફેર છે તે જોશો એટલે ખબર પડશે. રીફ્રેશમેન્ટ સ્વદેશી જ છે. રીફ્રેશમેન્ટ વિના લોકોની જમાવટ થવાની નહિ. અને ન આવે તો જે અર્થ છે તે સરે નહિ."

"જોયા પહેલાં શું કહેવાય ?"

"ચાલો ! ફરવા આવશો ?"

ઉષાકાન્ત અને અરૂરીરામ ડોક યાર્ડમાં બેશી ફરવા ગયા. ગંગા યમુના જોવાની ઉષાકાન્તને તીવ્ર ઉત્કંઠા હતી પણ પાર પડી નહિ. યુનીવર્સિટી હોલ, હાઈકોર્ટ, ગાર્ડન, યુરોપીઅન ક્વોર્ટર્સ વગેરે બતાવી ગાડી દેશીલત્તામાં હંકાવી, એ દેખાવમાં બહુ જ તફાવત હતો. ગાડી ઉભી રાખી ઉષાકાન્ત અને અરૂરીરામ નીચે ઉતર્યાં અને એ લત્તામાં ફરવા ગયા. એક ઘરમાં ગયા તો છાપરૂં પડી ન જાય એટલા માટે વળીયોના ટેકા જમીન સાથે રાખ્યા હતા; ઘરના સામાનમાં ફાટી તુટી બે ગોદડી, માટીના વાસણ અને એક લોટો. બે છોકરાં નાગાં નાગાં રમતાં હતાં અને ત્હેમની માતા એક પૈસાનાં લાકડાં લાવી જારનો રોટલો બનાવતી હતી. શાક, દાળ તો જોયાં જ નહોતાં, ડુંગળીનું એકાદ ડળું પડયું હતું. છોકરાના પિતાને હકીકત પૂછતાં જણાવ્યું કે મજુરીમાં ત્રણ આના મળે છે અને એ ત્રણ આનામાંથી મજુરી આપનારને દરરોજ બે પૈસા આપવા પડે છે. અઢી આનામાંથી ચાર જણાનું પોષણ કરવાનું. છોકરાં ન્હાનાં અને માતા સુવાવડમાંથી તરત જ નિકળેલી હતી એટલે એ મજુરી કરી શકે એમ નહોતી. મોંઘવારી–દુકાળના વખતમાં અઢી આનામાં આખો દિવસ કહાડવો એ કેટલું મુશ્કેલ છે તે ઉષાકાન્ત સ્હમજ્યો. અરૂરીરામે મોદીખાના ઉપર એક ચીઠી લખી પેલા ગરીબ પિતાને આપી. ત્યાંથી નિકળી એક બીજા ઘરમાં ગયા તો ઘરના બારણા શિવાય અજવાળું આવવાનું બીજું સાધન નહોતું. રાંધવાની ધુણી, ગ્યાસલેટના દીવાની ધુણી આખા ઘરમાં ભરાઈ ગઈ હતી.

આખું ઘર એટલે માત્ર એક જ ન્હાનો ખંડ. ત્હેને ખંડ કહેતાં પણ સંકોચ આવે છે. આટલી ન્હાની ઓરડીના મહીને આઠ આના ભાડું હતું. આવા ઘરોમાં ગરીબ વર્ગ રહે. એક નહિ પણ પાંચ છ માણસો સૂવે. આખો દિવસ મજુરી કરી, થાકી બળ્યો ઝળ્યો રોટલો ખાય, ન્હાવાને પીવાને પાણીની સવડ પણ બરાબર ન હોય પછી શરીરને કેમ હાની ન પહોંચે? કાળે કરી એમના વંશમાં ક્ષય, જળંધર વગેરે મહાન રોગો થાય અને રઝળતા બાળકો મૂકી મૃત્યુ પામે ત્હેમાં દોષ કોનો? અન્ન કરતાં પૈસાની ગરીબાઈ તો હોય જ તેમાં એવા લોકોની પાડોશમાં દારૂની દુકાન હોય. મજુરી કરી થાક ઉતારવાનું મુખ્ય સાધન દારૂ છે એમ મનમાં હોય પછી રોજ કુટુમ્બના એકાદ બેની મજુરી દારૂમાં જાય, વાણીયાને ત્યાં ઉધાર લેવામાં ડબલ પૈસા આપવા પડે પછી ગરીબોની દશા ઉન્નત કેમ થાય? ત્હેમને મફત શિક્ષણ આપી, ત્હેમને યોગ્ય મજુરી આપી ત્હેમની દશા ઉન્નત કરતાં મીશનરીને જોઈએ ત્યારે આપણને મીશનરીના કામ માટે–હિન્દુ મુસલમાનને ક્રીશ્ચિઅન બનાવી દે છે માટે આપણે તિરસ્કારીએ પણ ગાંઠના પૈસા કહાડી ફંડ કરી જે કાર્ય મીશનરી કરે છે તે આપણે કેટલું કર્યું ત્હેનો વિચાર કર્યો?

અરૂરીરામ ઉષાકાન્તને આ સર્વ સ્થિતિ બતાવતો અને શી શી જરૂરો છે ત્હેની નોંધ લેતો હતો; હવે વાર બહુ થઈ છે માની બન્ને ગાડીમાં બેસી ઘર તરફ ગયા.

# પ્રકરણ ૧૦ મું.

## સ્નેહ સંમિલન.

" Accident brought us to the same city ;
Accident brought us to the same place. "

—Anon.

અરૂરીરામનો બંગલો ગંગા યમુનાના સંગમ ઉપર આવી રહેલો છે. આ બંગલાની ડાબી બાજુએ થોડે દૂર સરકારી લશ્કરખાતાનો પ્રયાગ વડવાળો કિલ્લો છે અને એ કિલ્લાના સંગમ ભણીના દરવાજાની બાજુએ યાત્રાસ્થાન છે. અરૂરી-રામના બંગલાનો પાછલો ભાગ યમુનાજી ઉપર પડે છે. આગલી બાજુ કોમ્પાઉંડમાં ખુશબોદાર અને સુવ્યવસ્થિત બાગ હતો. બંગલો વિશાળ અને સગવડવાળો હતો. આ બંગલાના એક ભાગમાં અરૂરીરામ પોતાના કુટુમ્બસહ આવી બે ચાર દિવસ ગાળતા. બાકીનો ભાગ મહેમાન અથવા મિલાવડા માટે વપરાતો.

આજ સ્હાંજના છ વાગ્યાથી આ બંગલામાં ધમાલ ચાલતી હતી. ખુરશીઓ, કોચો, દિવાઓ ગોઠવાતા હતા; મેવાઓના ટાટ આવતા હતા; અને ન્હાનાં છોકરાંઓ અને બંગલાની પાસે

---

* દૈવયોગથી અમે એક જ શહેરમાં આવ્યાં અને દૈવયોગથી જ અમે એક જ સ્થળે મળ્યાં.

રહેનારાં ગરીબવર્ગનો ઘણો સમય આ ધાંધલ જોવામાં જ જતો હતો. આઠ વાગતાંની સાથે જ એક બેન્ડ આવ્યું અને સાડા આઠથી બેન્ડ વાગવું શરૂ થયું; અલ્હાબાદના સભ્ય ગૃહસ્થો ચાલતા,–ગાડીમાં અને ઘોડે બેસી આવવા લાગ્યા. દરવાજા પાસે અરૂરીરામના સીપાઇઓ–ગુમાસ્તાઓ નીચા પડી પડી સલામ કરતા હતા. પગથીઆ ઉપર અરૂરીરામ સર્વનો સત્કાર કરતા હતા. ઉષાકાન્ત ઘડીકમાં અરૂરીરામ પાસે ઉભા રહી, ઘડીકમાં દૂર પડેલા કોચ ઉપર બેસી અને ઘડીકમાં ફરતાં ફરતાં સર્વ તાલ જોતો હતો અને આ સર્વ ખર્ચ અરૂરીરામે શા માટે કર્યું હશે તે જાણવા ઉત્સુક થયો હતો. દેશી, યુરોપીઅન પુરૂષ-મંડળ ઉપરાંત કેટલુંક સ્ત્રીમંડળ પણ આવ્યું. અરૂરીરામે સ્ત્રીમંડળમાંથી જેને પુરૂષમંડળમાં ભાગ ન લેવો હોય ત્હેને માટે ઇલાયદો ભાગ રાખ્યો હતો અને ત્યાં અરૂરીરામનાં સ્ત્રી તથા પુત્રી સત્કાર આપતાં હતાં.

સ્નેહસંમિલનનો મિલાવડો હોવાથી સર્વને આખા હોલમાં-આખા બંગલામાં ફરવાની છૂટ હતી પરન્તુ એક બાજુનું બારણું જ્યાંથી બીજા ભાગમાં જવાનું હતું ત્હેના બારણા ઉપર ‘ દસ વાગ્યે ઉઘડશે ’ એમ લખ્યું હતું. આથી સર્વ મંડળ વચલા હોલમાં તેમ જ ત્હેની પાસે બે હોલમાં ફરતું હતું. કોઇક બબ્બેનાં ટોળામાં ખુણામાં જઈ, કોચ ઉપર બેસી ઘણે દિવસ મળ્યા તે ખાતેની આજના મિલાવડાની અને એવી જ વાર્તા ચલાવતા હતા તો કોઇક ભીંતે ટાંગેલી છબીયો જોતા હતા; કોઇક બારણા ઉપરના પડદા, તોરણની કારીગીરી નિહાળી તે બનાવનારની તારીફ કરતા હતા. એક ઓરડીમાંથી ગ્રેમોફોનના મધુર ગાયન સાંભળતાં યુવાનો ગમ્મત કરતા હતા. બીજી

બાજુ વૃદ્ધો આવું બહુ સાંભળ્યું અને માત્ર ઘરધણીને રાજી રાખી વ્યવહાર સાચવવા આવ્યા હોય તેમ બેશી રહ્યા હતા. અરૂરીરામ બબ્બે ચચ્ચાર મીનીટ બધાંની સાથે ફરતો અને યોગ્ય લાગે ત્યાં ઉષાકાન્તને ઓળખાવતો. દશ વાગ્યા અને પેલા હોલનાં બારણા ઉઘડ્યાં. એ હોલમાં ચાર પાંચ વિભાગ પાડ્યા હતા અને દરેક વિભાગમાં પ્રદર્શન-સંગ્રહસ્થાન જેવી રચના કરવામાં આવી હતી. પ્રત્યેક વસ્તુની નીચે શું છે ત્હેની ટુંક નોંધ આપી હતી એટલે જોનારને સ્હમજાયા વિના રહે નહિ. પ્રથમ વિભાગમાં માટીનાં આબેહુબ સજીવ હોય એવાં પુતળાં કરી રાખવામાં આવ્યાં હતાં. એક સ્થળે મ્હોટી ચેહચિતા-ખાડો-દેવતાથી સળગતી હતી ત્હેની અન્દર મ્યુનિસીપાલીટી અને લોકલફંડના મજુરો રસ્તામાં મરેલાં દુકાળીયાનાં મડદાં ઉંચકી ચિતાની અન્દર નાંખતા હતા; કેટલાક મજુરો ઉપાડવાની કોણ માથાકુટ કરે એમ માની કુતરાંના શબ જેમ ઘસડીને લઈ જાય છે તેમ માણુસોનાં મડદાં પગથી કે હાથથી ઘસડી લઈ જતા હતા. એક સ્થળે પચાશેક વર્ષની ભૂખથી હાડપિંજર થયેલી સ્ત્રી અર્ધ નગ્નાવસ્થામાં પડી હતી; ત્હેની આંખો ઉઘાડી હતી અને આવતા જતા લોકોને પ્રાર્થતી હોય એમ લાગતું; ત્હેનું ન્હાનું બાલક શુષ્ક થઈ ગયેલા સ્તનમાંથી દુધની આશાએ ઘડીકમાં એક સ્તન તો ઘડીકમાં બીજું સ્તન મ્હોંમાં નાંખી ચુસતું. પરન્તુ કુવામાં હોય તો હવાડામાં આવે ને! એટલામાં પેલી સ્ત્રી ગુજરી ગઈ હોય અને છતાં બાલક ધાવવા ફાંફાં મારતું હોય એ આકૃતિ જોઈ પ્રેક્ષકમાંના કેટલાકને અત્યન્ત લાગણી થઈ આવી. એક સ્થળે એક પુરૂષના હાથમાં માટીનું વાસણ હતું અને એમાં દાળ જેવો પ્રવાહી પદાર્થ હતો. એનો

બે છોકરાં ભૂખે રોતાં અમને આપો એમ પિતાને કહેતાં; પરન્તુ **आत्मानं सततं रक्षेत्** એ ન્યાયે પેલાં છોકરાંને લાત મારી દૂર ફેંક્યાં અને પેલા પિતાએ વાસણ ખાલી કર્યું. એક જગાએ જ્ઞાતિભોજન ચાલતું હતું અને ઘરધણીને એક દુકાળ-ફંડનો સેક્રેટરી વિનવતો હતો કે 'અમુક જગાએ પાંચ પચાસ ગરીબો ત્રણ દહાડાના અપવાસે મરી જાય છે તો થોડાક લાડુ આપો તો જીવે બચે' આના ઉત્તરમાં 'એવાને ખવડાવે શું પૂણ્ય? બ્રહ્મભોજનની વાત જૂદી' કરી પેલાને ધુતકારી કાઢ્યો. થોડીવારમાં પેલાં દુકાળીયાંઓ ભૂખ ભૂખ કરતાં ઇશ્વરનાં દરબારમાં પહોંચી ગયાં. એક સ્થળે એક સગર્ભા સ્ત્રી પ્રસૂતિની પીડાથી પીડાતી, ત્હેની સેવા કરવા કોઈ નહોતું અને કેટલાક 'અરેરે' અને કેટલાક ખોટી પાઈ કે વસાયેલો પૈસો નાંખી પૂણ્ય કર્યું માની ચાલ્યા જતા હતા. આ વિભાગના છેલ્લા ભાગમાં એક સભ્ય ગૃહસ્થ પાસે એક ભંગીયો બે નાનાં બાળક સાથે રોગ અને ભૂખથી દયાજનક સ્થિતિમાં આવેલો પ્રાર્થના કરતો હતો; ત્હેની સાથે એક હૃષ્ટપુષ્ટ બ્રાહ્મણ કપાળમાં ટીલું કરી, હાથમાં ખડતાલ લઈ શેઠને આશીર્વાદ આપતો હતો. દૂર એક પાદરી પેલા ભંગીઆને 'આવ આવ' કહી બોલાવતો હતો. ભંગીઓ કહેતો હતો કે—'માબાપ હું મરી જાઉં છું—આ બે છોકરાં પણ ભૂખે હેરાન થાય છે. હું હિન્દુધર્મનો છું તો કૃપા કરી મ્હને ઉગારો. પેલો પાદરી મ્હને લુગડાં આપવા, પરણાવવા અને આ છોકરાંને ભણાવી ઠેકાણે પાડવા કબુલ કરે છે. પણ જ્યાં સૂધી આપ જેવા મહેરબાની કરી મ્હને ઉગારો ત્યાં સૂધી હું વટલવા નથી માગતો. એક બે દીવસનું આપો પછી મજુરી કરીશ ને પેટ ભરીશ.' પેલો બ્રાહ્મણ 'પૂણ્ય

પર્વણી હાથે તે સાથે ' કરતો હતો. 'બ્રાહ્મણને આપીયે તો જ સ્વર્ગ જવાય' એ વિચારથી ભંગીયાને ના કહી; ભંગીઆ તેમ જ ત્હેનાં બે છોકરાંએ બહુ આજીજી કરી. ભૂખથી તમર ખાઈ પડ્યાં પરન્તુ પાષાણ હૃદયના ગૃહસ્થને દયા ન આવી. 'એને કેમ અડકાય ?' એ જ વિચાર. તરત જ પેલો પાદરી આવ્યો—ધુંબા-માંથી ગુલાબજળ કાઢી છાંટયું—શુદ્ધિમાં લાવી પોતાના માણસ સાથે ઇસ્પીતાલમાં મોકલ્યા. આ દેખાવથી ઘણાનાં હૃદય પીગળ્યાં અને ઉષાકાન્તે ઠરાવ કર્યો કે ગુજરાતમાં આવું ન થાય ત્હેની તજવીજ કરવી.

એક વિભાગ પૂરો થયો અને બીજો વિભાગ 'ધર્મ' નો શરૂ થયો. ન્હાનાં મંદિરોમાં બાવાઓ—સાધુઓ ધુણી પાસે તાપતાં ગાંજો ફુકતાં બેઠાં હતાં; દરેક મંદિરના નિર્વાહ માટે ખેતર મકાન અથવા છેવટે ગામના દરેકને ઘેરથી અમુક વિભાગ જૂદો રાખ-વામાં આવ્યો હતો. આ ઉપજમાંથી માલપૂવા ને દુધપાક સાધુસંતને મળતા. આવા બાવાઓનો એક સમૂહ મળ્યો હતો ત્યાં એક મદ્રાસી જે ધર્મફંડની સ્થિતિ તપાસવા નિકળ્યો હતો તે આવી પહોંચ્યો અને બાવાઓને કહેવા લાગ્યો કે "મહા-રાજજી! આ મંદિરોના પૈસા ખાઈ લોકોની ધાર્મિક વૃત્તિ સતેજ કરો છો ? રામકથા, મહાભારત કે ગીતાનો બોધ કરો છો ? જેવા ત્હમે અલમસ્ત છો ત્હેવા ગામના છોકરાઓને ભેગા કરી કસરત કરાવી અલમસ્ત બનાવવા પ્રયત્ન કરો છો ?" એ યુવાનનું આ બોલવું સાંભળી બાવાઓ ચીપીયા લઈ ઉઠયા. આથી પેલો યુવાન ડગ્યો નહિ અને કહેવાનું હતું તેટલું કહી ચાલ્યો ગયો. એક મંદિરમાં દર્શનની ધમાલ ચાલતી હતી ત્યાં એક ગાડીમાં એક દ્રવ્યવાન શેઠીયો આવ્યો. આ શેઠીયાને

જોતાં પૂજારીએ બીજાને આઘાં ખસેડી પેલા શેઠીયાને અને ત્હેના કુટુમ્બને માગ કરી આપ્યો. નિરાંતે દર્શન થાય તો ઠીક એટલી શેઠાણીએ ઇચ્છા દર્શાવી કે તરત જ પુજારીએ એક ભૈયાને બીજાંને અટકાવવા કહ્યું. એક વૃદ્ધ ડોશી—"ભાઈ! મ્હારે દર્શનનો નિયમ છે, સાંજ પડી ગઈ છે ને મ્હારાથી દેખાશે નહિ માટે મ્હને જવા દે. ઇશ્વરના દરબારમાંએ ગરીબ તાલેવન ખરા કે?" 'ચલબે રંડી' કહી ભૈયાએ ડોશીને ધક્કો માર્યો. ડોશી પડી ગઈ. પૂજારીયે પેલા શેઠીયાને મંદિરનો પરસાદ પડીયો ભરી આપ્યો અને ગાડી સૂધી વળાવવા ગયો. ત્યાં એક ભીખારી ન્હાના છોકરાને લઈ આવ્યો અને પૂજારીને કહ્યું "માબાપ! આ છોકરો તરસ્યે મરે છે. જરા લોટો પાણી પાશો?" "હા! અત્યારે ત્હારે માટે નવરા હઇશું? છાંટો ઉડે તો ન્હાવું પડે. પાણી પીવું હોય તો જા નદીએ" કહી પૂજારીયે હાંકી કાઢયો. એક સ્થળે અમુક ધર્મ વેદિક છે કે નહિ તે માટે બે મ્હોટા ધર્માચાર્ય વચ્ચે તકરાર ચાલતી હતી. આ વાદથી જાણે સ્વર્ગપ્રાપ્તિ થવાની હોય તેમ બન્ને બાજુના માણસો વાદ-પક્ષાપક્ષમાં એટલો તો મશગુલ હતા કે ત્હેનું પરિણામ કેશાકેશી 'હસ્તાહસ્તી' માં આવ્યું અને મામલો કોર્ટે ચ્હડયો. કોર્ટમાં ઘણા વર્ષો લ્હડ્યા. પછી સમાધાની ઉપર આવ્યા અને આમ પૈસો બગાડયો એનાં કરતાં પોતપોતાના ધર્માવલમ્બી—ગરીબ ધર્માવલમ્બીની ઉન્નતિ અર્થે વાપર્યો હત તો વધારે લાભ થાત એમ બન્ને આચાર્યોએ ધાર્યું. સર્વ મંડળ આ બન્ને વિભાગનો વિચાર કરતું ત્રીજા વિભાગમાં દાખલ થયું.

ત્રીજો વિભાગ 'રાજ્ય' નો હતો. એક સ્થળે એક નિશાળના કમ્પાઉન્ડમાં 'વન્દે માતરમ્' 'લજપતરાય' વગેરેના પુંઠાવાળી

ફાટેલી નોટ બુકો પડી હતી. નિશાળની ભીંત ઉપર, છોકરાઓની ટોપી ઉપર સર્વત્ર 'વન્દે માતરમ્' લખેલું હતું. ત્યારે એકાદ બે યુરોપીઅન માસ્તરો બે દેશી માસ્તરની મદદથી ચાબકા લઈ છોકરાઓની પાછળ દોડતા હતા. જેમ જેમ ચાબકા હાલતા હતા તેમ વન્દે માતરમ્‌ના ઘોષ નિકળતા હતા. એક સ્થળે વર્તમાનપત્રને રક્તબીજ રાક્ષસનું રૂપ આપવામાં આવ્યું હતું; અને કાયદા—અંકુશરૂપી કુવાડા વાગતાંની સાથે લોહીનાં જે ટપકાં—જે શેરો ઉડતી હતી ત્હેમાંથી બીજાં વર્તમાનપત્રો રૂપી રાક્ષસો ઉદ્‌ભવતા હતા. આ સ્થિતિ જોઈ કુવાડા મારનાર બીજા કુવાડાની શોધ કરતો ઠેર ઠેર ગભરાતો ભમવા મંડયો ત્યાં એક બાહોશ બંગાલી બાબુએ ત્હેને તેમ કરતાં અટકાવી 'ભયથી નહિ પણ પ્રીતિથી સારૂં ને ઇચ્છિત કાર્ય થશે' એમ સ્હમજાવ્યું. આ સલાહનો અમલ કરતાંની સાથે શાન્તિ—સંપ ઉદ્‌ભવ્યાં. એક સ્થળે મહાન્ વિસ્તીર્ણ સમુદ્ર હતો. ત્હેને એક કિનારે સર્વ કાલ્પનિક સુખથી ભરપુર આકર્ષક 'સ્વરાજ્ય' નો મૂલક હતો ત્હેને સ્હામે કિનારે એક પ્રજા બાર ભૈયા ને તેરચોકા કરી રસોઈ કરતી હતી; અન્દર અન્દર એ જ દેશમાં રહેતી બીજી પ્રજા સાથે લ્હડતી હતી છતાં એકદમ સ્હામે કિનારે કાંઈ પણ સાધન વિના જવાને તલપાપડ થઈ રહી હતી. એ જ પ્રજાના કેટલાક અનુભવી વૃદ્ધ પુરૂષો 'ત્હમારૂં પ્રાપ્તવ્ય મ્હોટું છે અને માનનીય છે પરન્તુ અન્દર અન્દર એકતા કરી વચમાં આવેલા સ્વસ્થાનિક બેટોમાં મુકામ કરતા કરતા જશો તો જ સ્હામે કિનારે જવાશે; માટે પ્રથમ ત્યાં જવા એક થાઓ' એમ કહેતા હતા ત્યારે અન્ય વર્ગ 'અમે ટુકડે ટુકડે સંતોષ નહિ માનીયે પરન્તુ એકી વખતે અમે અમારી ઇચ્છા પાર પાડીશું એમ દૃઢ

આગ્રહી થઈ પોકાર કર્યા કરતા હતા. આ બેમાંથી એકેને શું મળે છે તે જોતા કેટલાક તટસ્થ ઉભા હતા અને ઘડીક એક પક્ષને ઉત્તેજતા અને ઘડીકમાં અન્યને હસી કાઢતા સ્વાર્થ સાધતા હતા.

ચોથો અને છેલ્લો વિભાગ 'સંસાર' નો હતો; એક સ્થળે બાર વર્ષના બ્રાહ્મણ યુવાનને બ્રહ્મચર્ય સૂચિત યજ્ઞોપવિત આપી તરત જ લગ્નાર્થે ઘોડા ઉપર બેસાડયો હતો. વરની માતા બ્હેન વહુને જોઈ પોમાઈ જતી હતી. એની એ જ વહુ ઘેર આવી ત્યારે સાસુ નણન્દ વહુને અછો અછો વાનાં કરી સંતોષતી. બે ચાર વર્ષ પછી પાડોશણને મ્હોંએ, કેટલીક વેળા વહુને જાતને કેટલીક વેળા પુત્રને લાંબા લાંબા હાથ કરી વહુનાં દુર્ગુણોનું વર્ણન થતું હતું. ઘોડા ઉપર બેસતાં સાસરા તરફ જતાં પરણુતી વખત અને થોડીક વખત પછી પણ વહુની આંખ્ય જોતાં–ત્હેનું વદન જોતાં જે પતિનું હૃદય ઉછળતું હતું, નેત્ર હસતાં હતાં તે જ પતિ એની એ જ વહુને બોલાવતો નથી; સ્હામું જોતો નથી—સ્વચ્છન્દથી વર્તે છે. એક જગાએ એક બાલવિધવા છે. દુઃખી છે એ જ વિચારે ત્હેનાં માબાપ ધર્મને બ્હાને મંદિરે મંદિરે ભટકવા દેતાં હતાં; એક સુધારકે આ બાલાનાં માબાપને, શ્વશુર પક્ષના માણસોને 'વિધવા વિશ્રામ' માં મૂકવા, પુનર્લગ્ન કરાવવા, અથવા ઘર આગળ ભવિષ્ય સુધરે એવી યોજના કરવા વિનંતિ કરી પણ 'સૂધારાવાળા' ને તિરસ્કાર વિના બીજું શું મળે? આ બાલા–પ્રથમ નિર્દોષ બાલા યુવાન્ ભાભીઓ સાથે, સ્વચ્છન્દી પાડોશણ સાથે બેસતી; ત્હેમનાં સંસારની વાતો સાંભળતી; આની આ બાલા કેટલેક વર્ષે સગર્ભા સ્થિતિમાં પિતાને ત્યાં રક્ષણ આપવા વિનવતી હોય એમ ઉભી હતી. પિતાએ તિરસ્કાર કર્યો, ત્યાંથી સાસરે ગઈ; સાસરીયાંએ તો આ

બાલા નજરે પડતાં જ બારણાં બંધ કર્યાં; અનાથ બાલા આત્મઘાત કરવા તત્પર થઈ અને અફીણ લઈ પોળને ઓટલે સૂતી; અફીણની અસર થતાં પ્હેલાં એક બાલકનો જન્મ થયો અને બાલા પોલીસની મદદ મળે તે પહેલાં પરલોકવાસી થઈ, નિર્દોષ મૃદુલ બાલક તરફડતું હતું. આ ચિત્ર જોઈ પ્રેક્ષકવર્ગનાં હૃદય એટલાં તો દ્રવ્યાં કે એમાંનાં કેટલાક તો આંખે રૂમાલ લગાડવા લાગ્યા અને કેટલાકે વિધવાઓની દશા સૂધારવા સ્મશાનવૈરાગની માફક દૃઢ પ્રતિજ્ઞા કરી.

આ ઉપરાંત એકાદ બે બીજા વિભાગ હતા પણ વખત બહુ થઈ જવાની બ્હીકે સર્વ મંડળ વચલા હોલમાં આવ્યું. સર્વના અન્તઃકરણમાં જૂદી જૂદી વૃત્તિઓ ઉદ્ભવી હતી અને તે વૃત્તિના અન્તઃકરણમાં સંસ્કાર પડ્યા પછી શોક દૂર કરવા માટે મધુર સંગીત રાખવામાં આવ્યું હતું. સંગીત પુરૂં થયું અને સર્વ મંડળ અગાશી તરફ ચાલ્યું. અરૂરીરામના બંગલાની આ અગાશી આરસપાણની હતી. અને તે પણ સફેત આરસપાણની હતી. આ અગાશી યમુના નદી ઉપર પડતી હતી. રાત્રિના અગીઆર વાગી ગયા હતા, આકાશમાં ચંદ્ર પ્રકાશી રહ્યો હતો અને ત્હેનું તેજ અગાશી ઉપરાંત ચોગાન અને નદીમાં પ્રસરી રહ્યું હતું. યમુનાના તરંગો ઉપર ચન્દ્રનું પ્રતિબિમ્બ પડી એકથી અનેક ચન્દ્ર નિપજતા હતા. સંગમ આગળ તીર્થગોરોની હોડીઓ અને સાથરાની લાંબી ધજાઓ ઉડતી હતી તે દૂરથી આકાશમાં ઉડતી સમળીઓ જેવી લાગતી હતી. મંદ મંદ પણ શીત પવનના સપાટાથી યમુનાનાં જળ કિનારે અથડાઈ મધુર ધ્વનિ કરતાં હતાં, અગાશીના એક વિભાગમાં ધોળી તાસકો શ્વેત ચાદરોવાળા મેજપર ગોઠવી દેવામાં આવી

હતી, અને મેજની સાથે હારબંધ ખુરશીઓ ગોઠવી દીધી હતી. માણસોની સંખ્યા કરતાં ખુરશી, મેજની સંખ્યા એટલી હતી કે બરાબર ગોઠવાયા પછી પણ કેટલીક ખુરશીઓ ખાલી પડી; બીજા વિભાગમાં માત્ર સાહેબ લોકોને માટે ગોઠવણ કરવામાં આવી હતી. એક મ્હોટા ટાટમાં બટલરો, માણસો રકાબીઓ લેમન સોડાના પ્યાલા લઈ જતા હતા અને શાન્તિથી સાહેબ લોકો લેઈ લેતા હતા. દેશીઓ માટેની આ ગોઠવણથી સામાન્ય રીતે વૈષ્ણવ મંદિરમાં દર્શનની પડાપડી થાય છે તેમ આઇસ્ક્રીમ, લેમન, ચાહ ઉપર પડાપડી થઈ નહિ અને સર્વ શાન્તિથી આનન્દ કરવા શક્તિવાન થયા. જગા એટલી વિશાળ હતી અને રચના એવી કરવામાં આવી હતી કે સર્વ ખુશ થયા હતા.

સ્ત્રીઓના વિભાગમાં પણ અરૂરીરામની સ્ત્રી તથા પુત્રીએ સર્વ વ્યવસ્થા કરી હતી. દસ વાગ્યા પહેલાં જ પાછલે રસ્તેથી સંગ્રહસ્થાન સ્ત્રીઓને બતાવવામાં આવ્યું હતું અને એમને માટે બીજી બાજુની અગાશીમાં ખાવાની ગોઠવણ થઈ હતી. બાર વાગ્યા અને મંડળ વિખરાવા માંડ્યું. મિજબાનીની ગોઠવણ અને ત્હેમાં પણ સંગ્રહસ્થાનની ખુબી અને ઉદ્દેશ સ્હમજનારા એટલા તો સંતુષ્ટ થયા કે **હિન્દસેવક સમિતિને** વાસ્તવિક સહાય્ય આપવા વચન આપ્યું. યુરોપીઅન ઓફીસરો તો સંગ્રહસ્થાનથી એટલા બધા આનન્દ પામ્યા કે એ જ સમિતિના પેટ્રન થવા ઉપરાંત અરૂરીરામને જ્યારે જ્યારે સલાહ લેવા બોલાવવામાં આવે ત્યારે જરૂર આવવા વિનંતિ કરતા ગયા.

અરૂરીરામ અને ઉમાકાન્ત અગાશીમાં એકલા પડ્યા.

"કેમ ઉષાકાન્ત! આજના સંમિલન વિશે હવે ત્હમારે શું કહેવું છે?"

"સંમિલનમાં નકામા પૈસા ખરચ્યા છે એવું હું કદી નહી કહું. આવું સંગ્રહસ્થાન ત્હમે ક્યાંથી કરી શકયા? શું આબેહુબ સ્થિતિ! જોતાંની સાથે જ હૃદયમાં લાગણી થાય. સમસ્ત આર્યાવર્તની રાજકીય, સાંસારિક, ધાર્મિક અને આર્થિક સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું છે એટલું જ નહિ પણ ઉત્સાહ છે, ઇચ્છા છે અને અનુકૂલતા છે ત્હેને દેશસેવામાં કેટલું કરવાનું છે ત્હેનું યથાસ્થિત ભાન થયું છે."

"ઠીક ત્યારે. હવે ત્હમારે શું કરવાનું છે? હમણાં તો રહેશોને?"

"આવી સંસ્થાઓ ત્હમારી મદદથી આ ભાગમાં સ્થાપવી અને ત્હેને માટે યોગ્ય માણસો ખોળવાના છે. એટલા માટે આ ભાગમાં મ્હારે કેટલાક શહેરની મુલાકાત લેવી પડશે. પરન્તુ મ્હારે ત્યાં થોડા દિવસમાં લગ્ન છે એટલો વાંધો છે."

"શું ત્હમારૂં લગ્ન! તો પછી ત્હમારાથી કેમ ફરાશે?"

"મ્હારૂં લગ્ન! ના, ના. એ થવાનો સંભવ નથી. આ તો મ્હારી બ્હેનનાં લગ્ન છે. એ લગ્ન મ્હારી ઇચ્છા વિરૂદ્ધ થતાં હોવાથી જવાની ઇચ્છા નથી પણ બ્હેનની ખાતર જ જાઉં ન જાઉં થાય છે તેમ રમેન્દ્રને મળ્યો નથી એ વસવસો છે. એને મળવાની ઉત્કંઠા મ્હારા જેવી જ હોવી જોઇએ."

આ વાત ચાલે છે ત્યાં સ્ત્રીવિભાગની અગાશીમાંથી હાર્મોનીયમનો સૂર આવ્યો; સૂરની સાથે જ એક બાલાનો કોમલ અવાજ કાને પડ્યો. મેઘની ગર્જનાથી મયૂરની સ્થિતિ થાય અને

કદમ્બ વૃક્ષને જેમ કુંપળો આવે તેમ ઉપાકાન્તના હૃદયની સ્થિતિ થઈ. એના સર્વ ગાત્ર ઢીલાં થયાં હૃદય શૂન્ય થઈ ગયું; **અરૂરીરામના** શબ્દો કાને સાંભળતો હતો પણ સ્હમજતો નહોતો; **હિન્દસેવક સમિતિ**ના ઉચ્ચ વિચાર ધસડાઈ ગયા, હૃદયના ધબકારા સ્પષ્ટ રીતે સાંભળવા લાગ્યો; આંખ્યો ચકળ-વકળ થઈ ગઈ, શું કરવું ત્હેની સૂઝ ન પડી 'શું **સરોજ** અહીં છે ? જેને હું દૂર કરવા માગતો હતો તે ‌વ્હેલું આવીને પડે છે. કેવો મીઠોસ્વર ! શું એ મ્હારી સ્થિતિ સ્હમજે છે ? ના, ના સ્હમજતી હોય તો આ ઉત્સાહ રહે જ નહિ. **પ્રભાકર** ! **પ્રભાકર** ! તું કેવો ભાગ્યશાળી ! ઇશ્વર ત્હને સુખી રાખે.'

સ્ત્રીવિભાગમાં **અરૂરીરામ**ના કુટુમ્બ ઉપરાંત બે ચાર સ્ત્રીઓ હતી; બીજું મંડળ ક્યારનુંએ વિખરાઈ ગયું હતું. એમના અત્યાગ્રહથી **સરોજ** અને ત્હેની માતા **શિવલક્ષ્મી** ત્યાં રહ્યાં હતાં. **બાલકરામ** તો ‌વ્હેલા ચાલ્યા ગયા હતા અને **બાલકરામ** તથા ઉપાકાન્તને પરિચય ન હોવાથી એકમેકને ઓળખી શક્યા નહોતા. બધાની ઇચ્છાનુસાર અને બ્હારનું મંડળ ન હોવાથી એકાદ ગુજરાતી ગીત સાંભળવાની તીવ્ર વૃત્તિએ **સરોજ**ને ગાવાનો આગ્રહ થયો. સહેજ આનાકાની પછી **સરોજે** નીચેનું ગાયન ઉપાડયું; અને આ ગાયનના જ સૂરથી કૌમુદીથી સુશોભિત રાત્રિયે યમુનાના શિતળ જળકણુવાહી પવને ધીરે ધીરે ઉપાકાન્તનાં કર્ણદ્વારા હૃદયમાં આઘાત કર્યો.

"અમે તો આજ તમારા, બે દિનના મેમાન,"

સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એ જ નિદાન—અમે૦

'સરોજ! હા, હું બે દિનનો જ મેમાન છું. તું સમાગમ સફળ કરવા કહે છે પણ પરિણામનો વિચાર કર્યો છે? તું મ્હારે માટે નિર્ણીત નથી. તું પ્રભાકરને રંજન કરીશ. મ્હારો અને ત્હારો સંબંધ બીજી જ તરેહનો થશે. અલ્હાબાદ આવવાનું થયું અને ત્હેમાં ત્હારે ત્યાં ન ઉતર્યો ત્યારે ચાલી ચાલી તું અહીં આવી એ પણ દૈવયોગ!'

"આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન;
પાછા કોઈ દિને નહિ મળીયે, ક્યાં કરશો સન્માન?"—અમે૦

'ખરેખર હવે મળવાનાં નથી. જુદા જ પ્રસંગોમાં અને જુદા જ સંબંધમાં મળીશું.'

"સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન,
સંપી સદ્દગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન;"—અમે૦

'સરોજ! આ સંબંધ શી રીતે સચવાય! સંપ! હા સંપ રાખીશ. પ્રભાકર, રમેન્દ્ર અને હું એક જ છીએ. અમારૂં કલ્યાણગ્રામ છે; એમાં કલેશ; ઇર્ષ્યા નથી, જેટલો હું ત્હેમને ચાહું છું તેટલા જ—તેથી વિશેષ તેઓ મને ચ્હાય છે.'

"લેશ નથી અમને અન્તરમાં, માન અને અપમાન"
હોય કશી કડવાસ અમારી; તે પ્રિય કરજો પાન.—અમે૦*

'સરોજ! ત્હારામાં કડવાશ કેવી? હોય તો એ કુવીનાઈનની. જેથી ખાનારનું હીત થાય. સરોજ! સરોજ! ત્હારા ભવિષ્યની ત્હને ખબર છે? મુંબાઇમાં બંદર ઉપર પ્રભાકર અને ઉષાકાન્ત એ બેના શબ્દોચ્ચાર કરવામાં ત્હને જુદી જ વૃત્તિ નહોતી

* રાગ કાફી.—કેશવકૃતિમાંથી.

થતી? ગુલાબભાભી શિવલક્ષ્મીબ્હેનને સ્હમજાવી ત્હારો સંબંધ પ્રભાકર સાથે કરાવે છે તે ત્હને ખબર છે? ના, ના. નહીં હોય. હોય તો આ બુલબુલની વાણી અસ્ખલિત હોય નહિ. આ ઉત્સાહ—આ મિષ્ટતા હોય જ નહિ.' ગાયન બંધ થતાં વીણાના મૃગની માફક એનું હૃદય 'બજાવી લે! બજાવી લે, તારૂં બીન હજી હજી' કહેવા લાગ્યું અને સ્તબ્ધ થઈ અગાશીના કઠેડા ઉપરથી યમુનાનું વહન, ચન્દ્રના પ્રતિબિમ્બને તરંગો તરફ શૂન્ય દૃષ્ટિ નાંખવા લાગ્યો!

"ઉષાકાન્ત! આમ એકાએક ગાયનમાં લુબ્ધ થયા લાગો છો, હોં. સરોજનો કંઠ કેવો મધુર છે! સરોજને અને બાલકરામને તમે મળ્યા છો? એ પણ ગુજરાતી છે."

"હા, હું એમને સરોજને તેમ જ ત્હેમના માતાને ઓળખું છું, મ્હારી જ જ્ઞાતિનાં છે."

"એમ! ત્યારે ચાલો એમની પાસે જઇએ. અમારી લાજ નથી રાખતાં."

ઉષાકાન્તની ઇચ્છા એમ હતી કે સરોજ ન મળે તો ઠીક. એના હૃદયને મળવું ગમતું હતું; એનાં નેત્રને દર્શનની પીપાસા હતી, અરૂરીરામ આગળ અને ઉષાકાન્ત પાછળ એમ સ્ત્રીવિભાગમાં દાખલ થયા. અરૂરીરામને જોતાં જ સર્વ ઉભાં થયાં.

"સરોજ! ત્હમે બહુ સારૂં ગાયું હો! મ્હને બહુ જ આનન્દ થયો. આ ભાઈને પણ બહુ ગમ્યું. એ ગુજરાતી છે અને મ્હારા મ્હેમાન છે."

'આ ભાઇને બહુ ગમ્યું' એ શબ્દ સાંભળતાં જ સરોજે ઉષાકાન્ત તરફ નજર કરી. બન્નેની નજર મળતાં જ વાયરલેસ

ટેલીગ્રાફીનો વિદ્યુત્ પ્રવાહ શરૂ થયો. એક બીજાનાં હૃદય ઉછળવા લાગ્યાં; અન્યોન્યના ધબકારા સાંભળવા લાગ્યાં, અને “બ્હેન, ઉષા”—એટલું જ શિવલક્ષ્મીને કહી શકી. શિવલક્ષ્મી ઉષાકાન્તને જોઈ ઉભી થઈ અને બોલી “ઉષાકાન્ત ! આ સારૂં કહેવાય કે ? અમે છતાં બીજે ઉતરાય કે ? દયાકોરબ્હેન ગયાં એટલે સંબંધ તૂટયો કે ? ના, ના. સ્હમજી ! ત્હમે શા કારણથી મ્હારે ત્યાં ન ઉતર્યા એ. એવું મનમાં ન લાવીયે ! અને એ પણ કોણ જાણે શું થશે ? ચાલો, અત્યારે અમારી સાથે જ. મુંબાઇમાં બંદર ઉપરથી લઈ ગઈ; અહીં અરૂરીરામભાઇને ત્યાંથી લઈ જાઉં.”

ઉષાકાન્ત મુગો જ હતો. મુંબાઇમાં બંદર ઉપરથી સરોજને ઘેર જતાં હૃદયમાં જે વૃત્તિ થઈ હતી ત્હેમાં ને આમાં કેટલો ફેર ! મુંબાઇમાં ઉત્સાહ હતો. અહીં નિરાશા હતી.

“કેમ બોલતા નથી ? ચાલો ! એમને ખોટું લાગશે ?”

“બ્હેન અત્યારે તો અહીં રહેવા દો. એમ હશે તો કાલે તમ્હારે ત્યાં આવશે. હજી તો અહીં રહેવાના છે. બે ચાર દીવસ આડા અવળા જઈ પાછા અહીં જ આવશે. આ પણ ત્હમારૂં ઘર માનજો.” અરૂરીરામને શિવલક્ષ્મી બહુ કહી શકી નહી પણ “ઉષાકાન્ત ! કાલ ત્યાં આવ્યા વિના નહીં ચાલે” એટલું જ બોલી રાત્રના એક વાગે બાકીનું મંડળ વેરાયું, માત્ર ઉષાકાન્તને એમ થયું કે ‘અત્યારે જ ગયો હત તો સારૂં’ અને સરોજને એમ થયું કે ‘આવે તો સારૂં’ એકના હૃદયમાં નિરાશાભર આશા હતી ત્યારે અન્યમાં ઉત્સાહ હતો. પરિણામ નિરાશામાં આવશે કે કેમ તે કહી શકાતું નહોતું.

# પ્રકરણ ૧૧ મું.

## લગ્ન.

"ઢોલા ઢમક્યા ને વરવહુના હાથ મળ્યા."

લોકગીત.

ઉષાકાન્તે નોકરી લીધી અને અલ્હાબાદ ગયો તે ગુલાબવહુને એક રીતે બહુ ગમ્યું હતું; ધીરજલાલને પૈસા આપવા નહિ પડે એ સંતોષ હતો; સરોજના વિવાહને લીધે ગુલાબનું મન ઉષાકાન્ત ઉપરથી ઉતરી ગયું હતું અને ઉષાકાન્ત જ ખટપટ કરે છે એમ ત્હેનું માનવું હતું. ત્હેમાં કાકતાલીયવત્ ઉષાકાન્તના અલ્હાબાદ જવાથી વધારો થયો. ધીરજલાલનું અન્તઃકરણ ઉષાકાન્ત તરફ ખેંચાતું હતું પણ "પ્રભાકરને સરોજ ન મળે તો ઠીક" એમ ઉષાકાન્ત યત્ન કરતો હતો એમ શંકા ગઈ હતી; આ શંકાને ગુલાબવહુએ પરિપોષી હતી.

કાન્તિનાં અને ઇન્દુનાં લગ્ન ભેગભેગાં કરવા ગુલાબવહુની ઇચ્છા હતી. ઇન્દુનાં લગ્ન માટે પ્રીતમલાલે જુદા રૂપીઆ મૂકયા હતા અને એના ખર્ચ ભેગા જ કાન્તિનું લગ્ન થાય તો સારૂં એ ગુલાબનો હેતુ હતો. ધીરજલાલે બ્હેનને પરણાવી કહેવાય અને પૈસાનું બ્હારોબ્હારથી થાય. ઉષાકાન્ત સ્હમજતો હતો પણ વાંધો લેવાથી કલેશ શિવાય બીજું કાંઈ બને એમ નથી તે જાણતો હતો. ધીમતને બદલે પિનાકીને આપી એમાં જ ગુલાબની દોંગાઈ હતી એ એણે સારી રીતે જાણ્યું

હતું. વડીલ સાથે—જેણે ન્હાનપણથી જ ભણાવી ગણાવી મ્હોટો કર્યો, જેમને તે માતાપિતા માનતો હતો, જેઓ પોતાના સ્નેહી પ્રભાકરના માતાપિતા હતા તેમની સ્હામા બોલવું, તેમની અવજ્ઞા કરવી એ કરતાં "ચાહો અને સહો, સહન કરો અને મજબુત થાઓ." આ સિદ્ધાન્ત વધારે હતો. ધારે તો બેંકમાંથી રૂપીઆ ઉપાડી ભાઇથી જુદો રહી ભણી શકત; પણ એમ ન કરતાં નોકરી લઈ સ્વતંત્ર થવું વધારે શ્રેયસ્કર માન્યું. ભાઈ પાસે, ભાભી પાસેથી બેંકની ચોપડી માગવી, પ્રીતમલાલનું વિલ માગવું એ રખે ખોટું લાગે એમ માનતો અને આવા વિચારને લીધે સર્વ સહન કરતો.

"વખતે લગ્ન કરશે માટે વ્હેલો આવજે" એમ ભાભીએ ઉષાકાન્તને અલ્હાબાદ જતાં કહ્યું હતું. લગ્નની તૈયારીઓ થઈ અને છોકરીઓનાં લગ્નમાં જ સરોજનો વિવાહ થાય તો સારૂં એ ઇચ્છાથી ગુલાબવહુએ શિવલક્ષ્મીને કાગળ પણ લખી નાંખ્યો હતો એટલું જ નહી પણ ઉષાકાન્તની સાથે સરોજ આવશે એમ દ્રઢ માનતી હતી.

ઇન્દુ અને કાન્તિનાં લગ્ન એક જ દિવસે હતાં; માત્ર સમયમાં ફેર હતો. જેથી ધીરજલાલ અને ગુલાબવહુ બન્નેને કન્યાદાન દઈ શકે. ધીરજલાલને ત્યાં આ છેલ્લું પગરણ હોવાથી અને ખર્ચમાં શાલિગ્રામ ભેગા શંખ પુજાવાના હોવાથી ગુલાબના ઉત્સાહનો પાર નહોતો. ઇન્દુનું લગ્ન, કાન્તિનાં લગ્ન ભેગું ગર્ભાંક જેવું લેખાતું હતું; માત્ર પ્રભાકર નથી એટલો જ ગુલાબને ખેદ હતો; પણ એ ખેદ ઉષાકાન્તને સરોજ ન મળતાં પ્રભાકરને મળશે એ વિચારથી નષ્ટ થયો હતો. સરોજનું

ઉષાકાન્ત સાથે થયું માટે જ રમેન્દ્ર કે મંજુ ફરકતાં નથી એમ ગુલાબને થયું. મંજુ માત્ર સરલાને વખતો વખત મોકલતી, ઉષાકાન્ત અને સરોજની વાટ જોવાતી હતી; દર-રોજ કાગળ લખાતા; માત્ર સરોજના વિવાહનું નક્કિ કરવા અને સરોજ નણંદના લગ્નમાં વહુ તરીકે ઘરમાં ફરે એ જ ઉદ્દે-શથી પત્રો લખાયા હતા; ઉષાકાન્ત એકલો અલ્હાબાદ હત અને એટલા જ આગ્રહથી લખાત કે કેમ તે શક છે.

લગ્નના બે દિવસ બાકી રહ્યા ને શિવલક્ષ્મીનો પત્ર ગુલાબ ઉપર આવ્યો.

અલ્હાબાદ, તા.

સો. ગુલાબ બ્હેન!

વિ. ત્હમારા બધા કાગળો મળ્યા. ચિ. ઇન્દુ તથા કાન્તિનાં લગ્ન કરવાનો વિચાર રાખ્યો તે સારૂ કર્યું પણ આમેને આમે પ્હોર પ્રભાકરના આવ્યા પછી રાખ્યાં હત તો સારૂ. ચિ૦ ઉષાકાન્ત એક દિવસ મળ્યા હતા; હાલમાં તેઓ અમૃતસર—લખનૌ તરફ ગયા છે. કયારે આવશે તે કહી ગયા નથી. પરન્તુ હાલમાં જ નોકરી મળેલી હોવાથી રજા મળે એમ લાગતું નથી એટલે નયે આવે. અહીં બે ચાર દિવસમાં આ-વશે. ચિ. સરોજ માટે ત્હમારો બહુ ભાવ જોઈ અમે ખુશી થયાં છીએ. પ્રભાકર જ્યારે ગામમાં નથી તો પછી અત્યા-રથી વિવાહ કરી રાખવાથી શું વિશેષ છે ? પ્રભાકરના આવ્યા પછી થઈ રહેશે. હજી સૂધી તો અમારા વિચાર બદલાયા નથી. સરોજ ત્હમારે ત્યાં જ આવશે એ ખાત્રી. લગ્ન માટે ત્યાં મોકલવા લખ્યું પણ સંગાથ વિના ફાવે એમ નથી અને એમને

શરીરે હમણા રગડ દગડ ચાલ્યાં કરે છે એટલે મ્હારાથી પણ શી રીતે અવાય? માટે ખોટું ન લગાડશો. બન્ને છોકરીયોને મ્હારી તરફથી ચાંલ્લાંના પાંચ પાંચ રૂપાયા કરજો અને એને માટે આ સાથે દશ રૂપીઆની નોટ મોકલી છે. તે પહોંચે કાગળ લખજો. એ જ.

લી૦

સૌ. શિવલક્ષ્મીના પ્રણામ.

કાગળ વાંચી ગુલાબવહુના હોશ કોશ ઉડી ગયા. 'વહુને બોલાવીશ, લુંગડાં આપીશ, અને ન્યાત જાતમાં ફેરવીશ' એ આશા આકાશકુસુમવત્ લુપ્ત થઈ, 'આ બધું કરાવનાર ઉષાકાન્ત જ. એણે ત્યાં જઈ ખટપટ કરી; ખેર, પણ સરોજ ત્હમારે ત્યાં જ આવશે, એમ શિવલક્ષ્મી લખે છે એટલે વિવાહનો વાંધો નથી, ઉષાકાન્ત પણ ન આવ્યો; ઇન્દુને ધીમતને કેમ ન આપી એ એને લાગ્યું છે અને તેથી જ રીસમાં ન આવ્યો.' આ સઘળા બળાપા ધીરજલાલના મ્હોં આગળ નીકળતા અને દેવતાથી બહુ દૂર બેઠા હોઇયે છતાં એની ઉન્હી હવા પણ આવ્યા વિના ના રહે તેમ ઉષાકાન્ત વિશે ધીરજલાલને કાંક લાગણી થઈ.

લગ્નને દિવસે ગુલાબ અને ધીરજલાલ આમતેમ ઘુમતાં હતાં; ધીમતના કુટુમ્બીઓ શાન્ત અને સરળ સ્વભાવના હતાં. ત્યારે પિનાકીનો પક્ષ તામસી અને ઘડી ઘડીમાં ખોટું લગાડે એવો હતો.

લગ્ન સંધ્યાકાળનાં હતાં. ધીમત અને કાન્તિનાં લગ્ન થયાં અને બંને બાજુ આનંદ વર્તી રહ્યો. ગુલાબના હૃદયમાં શાન્તિ

થઈ. 'મ્હારી કાન્તિ સારે ઠેકાણે પડી, હવે ઈન્દુનું ગમે તેમ થાવ' એમ ધારતી હતી. પિનાકીની પ્રથમ પત્ની લગ્ન થયા પછી તરત જ મરી ગયેલી હોવાથી જો કે આ બીજીવારનાં લગ્ન હતાં છતાં પ્રથમ વરની માફક જ ધામધુમ હતી. લગ્ન થતાં સૂધી શાન્તિ હતી, પણ લગ્નક્રિયા પુરી થઈ કે સારાં ખોટાં લાગવા શરૂ થયાં; 'પેલા વહેવાઇને આગળ બેસાડ્યા અને અમને પાછળ બેસાડ્યા.' 'ધીમતને ધીરજલાલે પોતાની પાસેની ગાદી ઉપર બેસાડયો અને મ્હને આવોએ ન કહ્યું' આવા આવા ઉદ્ગારો નિકળવા માંડ્યા. આ સર્વમાં વાસ્તવિક સત્ય કેટલું હતું ત્હેની તપાસ અગાઉ જ સ્ત્રીમંડળમાં રજનું ગજ થયું. વરકન્યા વળાવતી વખત પિનાકીનો મ્હોટો ભાઈ રીસાયો. ધીરજલાલ અને ગુલાબવહુએ થોડીકવાર તો આંખ આડા કાન કર્યાં પણ 'જ્યાં સૂધી ભાઈ ન આવે ત્યાં સૂધી હું આવું નહિ એમ પિનાકીએ હઠ લીધી, અને પિનાકીને ન વળાવાય તો ધીમતને પણ શી રીતે વળાવાય?' આ જ વિચારથી ધીરજલાલ ઈન્દુના જેઠને બોલાવવા ગયો; માંડ માંડ રાત્રિના દસ વાગ્યે આવ્યો અને વરકન્યા વળાવવાની તૈયારી થઈ; બન્ને વરકન્યાની ગાડી પિનાકીના પ્હેલાં સાસરાના ઘર આગળ આવી ત્યાં ઘરના બધાં બ્હારી બારણા બંધ હતાં છતાં ઘરમાંથી રોવાનો અવાજ સંભળાતો હતો; તપાસ કરતા જણાયું કે પિનાકીની પ્હેલી સાસુ 'મ્હારાથી શેં જોવાય! કાળજાં બળી જાય છેરે બાપલીયા!' કરી રોતી હતી. આપણો છોકરો બીજીવારને બદલે મરજીમાં આવે એટલી વાર પરણે એ ખમાય અને પરણેસ્તો એમ લાંબા હાથ કરી કહેવાય પરંતુ આપણો

જમાઈ આપણી છોકરી મરી જાય ને પરણે એ ન ખમાય. એ પરણે જ કેમ? આવા વિચાર આપણા સંસારમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. વર કન્યાની બગીઓ આગળ ચાલી અને પાંચ છ યુવાન્ કન્યાઓ પિનાકી અને ઇન્દુને જોઇ રાજી થતી હતી ત્યાં હેમની પાસે ઉભેલો હેમની જ જ્ઞાતિનો એક બટક બોલો યુવાન બોલી ઉઠયો કે 'હમે મરી જશો ત્યારે હમારા વરો પણ આમને આમ બીજી લાવશે. પુરુષોનો વિશ્વાસ શો?' પેલા યુવાનના આ શબ્દો પેલી હસતી યુવતિઓનું હસવું બંધ કરવા બસ હતી. પ્રત્યેકના મનમાંથી પિનાકી અને ઇન્દુની છબી આંખ્ય આગળ હતી છતાં મનમાંથી જતી રહી અને 'શું એ વાત ખરી? મ્હને આટલા સ્નેહથી પાસે ને પાસે રાખે છે; મ્હારા વિના ઘડીએ એમને ચાલતું નથી તોપછી મ્હારા પછી બીજીને ચાહી શકશે? ઘણાયે પે'લી વહુ માટે ગાંડા થઈ જતા હતા; હેમના મૃત્યુ પછી કાવ્યોનાં કાવ્યો લખ્યાં હતાં; હેમનાં અભાવે સંસાર અસાર થઈ ગયો એમ માનતા હતા તેઓ બીજીવાર પરણ્યા તો એ કેમ ન પરણે? તો પછી પરણવાની ના કોણ કહે છે પણ સ્નેહ સ્નેહ શા માટે કરતા હશે!'

આગળ ચાલતાં એક સ્થળે કેટલુંક યુવાનનું ટોળું મળ્યું હતું હેમાં અંદર અંદર વાતો થતી હતી કે 'શ્રીમતને ઇન્દુ મળી હત તો કેટલું સારૂં? ઇન્દુનાં ભરત કામ, ઇન્દુનાં ચિત્રકામ, ઇન્દુનો વાંચવાનો શોખ, ઇન્દુના ઉન્નત વિચાર પિનાકી પાસે નષ્ટ થશે; બીચારીને ઘરમાં પૂરાઈ રહેવું પડશે. જે ઇન્દુ અત્યારે સુવિકાસિત પુષ્પ જેવી છે તે જ ઇન્દુ વર્ષ દિવસ પછી ફીક્કી, નિસ્તેજ, નિરાશ થશે. ઇન્દુ અત્યારે કેવા આનંદમાં છે? પિનાકી કેવો ઘડીએ ઘડીએ ઇન્દુ તરફ જૂવે છે? એનો

એ ભાવ રહેશે? ધીમત! ધીમત! જનસમાજમાં પ્રથમ પંક્તિયે છે ત્યારે કાન્તિ બ્હેન બોલવામાં, રોકડા જવાબ આપવામાં, ધાર્યું કરાવવામાં પણ પ્રથમ છે. ધીમત કાન્તિને દુઃખી નહિ કરે પણ પોતે દુઃખી થશે! કાન્તિને કેળવવામાં આવે તો સારી થાય પણ તે કોણ કરે એમ છે?' જો લગ્ન વખતે પતિપત્નીમાં, બન્ને પક્ષના માણસોમાં, જે આનન્દ, જે સ્નેહભાવ, જે ઉત્સાહ, દૃષ્ટિગોચર થાય છે તેટલો આનન્દ, તેટલો સ્નેહભાવ, તેટલો ઉત્સાહ પછી રહેતો હોય, પછી રાખવા પ્રયત્ન થતો હોય તો સંસાર કેવો મીઠો લાગે? પછી સ્વર્ગપ્રાપ્તિની લોલુપતા રહે ખરી? લગ્ન કરતી વેળા હાથ મેળવવા જેટલો પ્રયાસ થાય છે તેથી અડધો પણ મન મેળવવા પ્રયાસ થાય છે? શારીરિક કજોડાં નથી એટલું જ જોવાય છે પણ માનસિક કજોડાં નથી એ જોવાય છે? નવાં યુવાન હૃદયોમાં નિસ્તેજ, નિરાશ, અશક્ત હૃદયો વિશેષ દૃષ્ટિગોચર કેમ થાય છે ત્હેની તપાસ કરી?

વરકન્યા ગૃહે પહોચ્યાં. ઈન્દુને ઉષાકાન્તની ગેરહાજરી સાલતી હતી; ત્હેને પ્રેમથી બોલાવનાર રમેન્દ્ર, સરલા કે મંજુ સિવાય કોઈ નહોતું. એ પણ ઉષાકાન્તના કારણને લીધે બહુ આવતાં નહિ.

લગ્નને બે ચાર દિવસ અગાઉ ઉષાકાન્તનો એક પત્ર ઈન્દુ ઉપર આવ્યો હતો:

ચિ૰ ઈન્દુ!

વિ. ત્હારૂં લગ્ન નક્કી થયું તે જાણ્યું છે; ત્હારા લગ્ન ઉપર મ્હારે આવવું જ જોઇએ પણ અચાનક કારણોને લીધે અવાય

એમ નથી. બ્હેન, તું મનમાં કાંઈ લાવીશ નહિ. ત્હારે માટે મ્હને બહુ જ થાય છે પણ એ લાગણી બતાવવાનો પ્રસંગ આવ્યો નથી. ઈશ્વર ત્હને નવા સંસારમાં સુખી રાખે અને દયાબ્હેનને કીર્તિ અપાવીશ એ મ્હારી ખાત્રિ છે. તું મ્હને કાંઈ પણ લખતાં સંકોચાઈશ નહિ. રમેન્દ્ર અને મંજુ ત્યાં છે એટલે હું ત્હારે માટે નિશ્ચિન્ત છું. જેની સાથે સંબંધ બંધાય ત્હેને આપણો કરી લેવાનો યત્ન કરવો. મ્હારા શરીરમાં સહેજ સહેજ તાવ રહે છે. તું ફિકર કરીશ નહિ. લગ્નને દિવસે ખુશાલીનો તાર કરીશ. એ જ,

લી૦

શુભેચ્છક,

ઉષાકાન્તના આશીર્વાદ.

લગ્ન થઈ ગયું; વર કન્યા વળાવાયાં પણ ઉષાકાન્તનો તાર ન આવ્યો તેથી ઇન્દુને ચિંતા થવા લાગી; સરલા મારફત રમેન્દ્રને ત્યાં ખબર કરાવી તો એટલો જ જવાબ આવ્યો કે ‘કાગળ આવ્યો છે એમાં શરીર સારૂં નથી એમ લખે છે. ફિકર કરશો નહિ.’ ધીરજલાલને ઉષાકાન્ત સહેજસાજ સંભારતો હતો પણ ગુલાબને તો ‘જાણી જોઇને ન આવ્યો અને સરોજ માટે જ ત્યાં રહ્યો’ એમ ખાત્રિ થવાથી રીસે ભરાઈ હતી.

બીજે દિવસે સ્હવારમાં તાર આવ્યો; તાર આવતાં જ ખુશાલીનો તાર હશે એમ માની ઈન્દુ વ્હેલી વ્હેલી તાર લેવા દોડી. “આ શી ગાંડાઈ! હવે તો પરણી! જરા ઠાવકાઈ રાખ, ઠાવકાઈ!”

ગુલાબના આ શબ્દે ઇન્દુને ઢીલી ઢબ બનાવી. તાર લઈ ઈન્દુએ વાંચ્યો "ઉષાકાન્ત ભય ભરેલી માંદગીમાં છે." આટલો તાર વાંચતાં વાંચતાં ઈન્દુની આંખ્યમાં આંસુ પડવા લાગ્યાં અને નીચે જ બેસી ગઈ.

"શું છે ? ભસી મર્ય ને !" ધીરજલાલથી ગુલાબની આ વર્તણુક સહન ન થઈ શકી અને ગુલાબને ધમકાવી કહાડી. ઇન્દુને પાસે બોલાવી તાર વાંચ્યો.

ધીરજલાલના મનમાં ભાઈ પ્રત્યેની સર્વ લાગણીઓ જાગૃત થઈ. ઉષાકાન્ત નજરે તરવા લાગ્યો.

ઉષાકાન્તનો નમ્ર સ્વભાવ, ઉષાકાન્તની બાલચેષ્ટા, ઉષાકાન્તનો ભાઇ અને ભાભી પ્રત્યેનો અસ્ખલિત સ્નેહ, પ્રભાકર અને ઉષાકાન્તનું જોડકું એ સર્વ ધીરજલાલને સાંભર્યાં. અને શું હશે એ વિચારથી આંખ્યમાં ઝળઝળીયાં આવ્યાં. ઇન્દુને પાસે બોલાવી છાતી સરખી ચાંપી અને 'બ્હેન ગભરાઇશ નહિ હોં ! મટી જશે. હું એને માટે બધી તજવીજ કરૂં છું.' એમ કહી કાન્તિને રમેન્દ્રને તેડવા મોકલી. ગુલાબ પોતાની સ્થિતિ સ્હમજી, ગંભીર વાતને હસી કહાઢવામાં ભૂલ કરી એમ ખબર પડતાંની સાથે જ ઇન્દુને પાસે બોલાવી, ઉષાકાન્ત માટે જીવ બાળવા લાગી અને હું અને ઇન્દુ અત્યારે ને અત્યારે અલ્હાબાદ જઇએ એમ કહેવા લાગી.

કાન્તિ ઓરણું ઓઢી ઘર બ્હાર નિકળે છે ત્યાં રમેન્દ્ર ઉતાવળો ઉતાવળો આવ્યો અને "ધીરૂભાઇ ! ઉષાકાન્ત બહુ માંદો છે ! એનું શું થશે ? અહીંથી ગયો ત્યારે અને તે પહેલાં

પણ બે દિવસ મળ્યો નહોતો. તે કેટલો પરદેશમાં સોસાતો હશે ?"

આટલું બોલતાં બોલતાં કોમલ હૃદયનો રમેન્દ્ર ડુસકાં ખાવા લાગ્યો.

"રમેન્દ્ર! ઇન્દુ અને ગુલાબ આજ અલ્હાબાદ જવા ધારે છે. હું જાત પણ રજા લીધા શિવાય જવાય નહિ એટલે મ્હારાથી આજ જવાય એમ નથી."

"ગુલાબભાભી ! ત્હમારે કે ઇન્દુબ્હેનને એમાંથી કોઇને જવાની જરૂર નથી. હું જાઉં છું અને ઠીક હશે તો એમને અહીં લઈ આવીશ. પણ શું ઉષાકાન્તને નહિ મટે ?" આટલું કહેતાં રમેન્દ્રની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં.

"રમેન્દ્ર! એવું ન બોલશો. બળ્યું હવે મ્હને એમ થાય છે કે મ્હેં ના બોલવાના શબ્દ બોલી ઉષાકાન્તને બહુ કનડયા છે. હવે એ ક્યારે આવે અને ફ્રરીને રાતના બાર વાગ્યા સૂધી બાજી રમીયે ? હું ત્હમારી સાથે જ આવીશ."

"ના, ભાભી. હજી ત્હમારે લગ્નને લીધે બહુ કામ હશે. ઇન્દુ કાન્તિને સાસરે નાતો હશે. માટે ત્હમારો ત્યાં ખપ નથી. હું આજ જ અને અત્યારની ગાડીમાં જાઉં છું."

"ગુલાબ! રમેન્દ્રને પંદર રૂપીઆ આપ."

"ના, ધીરૂભાઈ! એવું ન બોલશો. શું મ્હારામાં ને ઉષાકાન્તમાં ફેર છે? મ્હને તો એ ગયો ને મળાયું નહિ તે હવે બહુ સાલે છે. ન કરે નારાયણ ને કાંઈ અનિષ્ટ થયું તો મ્હને તો જીવનપર્યંત વસવસો રહેશે."

"રમેન્દ્ર! જઈને તરત ખબર લખજે. ઠીક હોય તો અહીં જ લાવજે. મ્હારા તરફથી ખાસ ખબર પૂછજે અને મ્હારા બોલવા સ્હામું ન જુવે એમ કહેજે."

"રમેન્દ્રભાઈ! ભાઈને કેમ હશે? એમના ખબર લખજો, હોં. મ્હારા ઉપર પત્ર હતો ત્યારથી જ મ્હને ફિકર થતી હતી. ભાઈને મ્હારી તરફથી શરીર સંભાળવા ખાસ કહેજો."

"રમેન્દ્ર! ઉષાકાન્તને અહીં જ લાવજો. એને માટે ખર્ચનો વિચાર ન કરશો. પ્રભાકર કરતાં પણ મ્હારે એ વ્હેલો છે."

ઉષાકાન્તનો મંદવાડ સાંભળી ગુલાબ અને ધીરજલાલ ગળગળાં થઈ ગયાં. ઉષાકાન્તે કદિપણ બેમાંથી એકને દુભવ્યાં નહોતાં પણ ઉલટું એમની સર્વ ઇચ્છા પ્રમાણે વર્ત્યો હતો. ગુલાબમાં ઉષાકાન્ત વરફનો વિસરાયેલો ભાવ જાગૃત થયો અને એની જ ચિંતા કરવા લાગી; રમેન્દ્ર તે જ દિવસની ગાડીમાં અલ્હાબાદ ગયો.

# પ્રકરણ ૧૨ મું.

## સરલા.

**न जाने भोक्तारं कमिह समुपस्थास्यति भुवि ॥**

**—कालिदास.**

**સરલા**-હલેતી **સરલાને** માતા સિવાય કોઈ નહોતું; પરન્તુ જ્યારથી **મંજુ** પતિની માનીતી થઈ, પતિના મનની રાણી થઈ ત્યારથી **સરલા રમેન્દ્રને** ત્યાં બહુ રહેવા લાગી; **રમેન્દ્રને** પણ ન્હાનાં ભાઈબ્હેન ન હોવાથી અને **સરલા** રાંક અને હસમુખી હોવાથી સાળીને આગ્રહપૂર્વક પોતાની પાસે રાખી. સાસુ ગુજરી ગયાં એટલે **રમેન્દ્ર સરલાને** પોતે જ પાળવા લાગ્યો એટલું જ નહિ પણ ત્હેની કેળવણી ઉપર પોતે તેમ જ **મંજુ** દેખરેખ રાખતાં હતાં. આપણે ધારીએ છીએ ત્હેના કરતાં ન્હાનાં બાલકોની ઇન્દ્રીયશક્તિ વધારે તીવ્ર હોય છે અને ત્હેને લીધે જ **સરલા** બ્હેનબ્હનેવીના સુધરેલા સંસારના આનંદમાં ભાગ લેવા લાગી એટલું જ નહિ પણ અસ્ફુટ સંસ્કારો હૃદયમાં પડવા માંડ્યાં.

**સરલા સરોજને** ઓળખતી નહોતી કહીયે તો ચાલે; ઉષાકાન્ત-**પ્રભાકરની** ઝાંખી હતી પણ પરિચયમાં નહોતી આવી. ઉષાકાન્ત મળ્યા વિના **અલ્હાબાદ** ચાલ્યો ગયો ત્યારે ઇન્દુ મારફત ચિઠ્ઠી મળી હતી; આ ચિઠ્ઠીમાં ઉષાકાન્તે લખ્યું હતું કે:—

પ્રિય ભાઈ રમેન્દ્ર !

એક દિવસ, બે દિવસ વાટ્ય જોઈ પરન્તુ દર્શન જ ન થયાં; સૌ. મંજુબ્હેને આવવાની ના કહી હશે ! ત્હમારા આનંદમાં વિઘ્નરુપ થવા નથી માગતો. હું આવત પણ આવવાનો પરિચય નહી એટલે જ આવ્યો નહોતો. છતાં ઘેર ખબર કહડાવી હતી; સરોજ મુંબાઈ બંદર ઉપર ન મળી હત અને તું અમીરી હોટેલમાં ન મળ્યો હત તો આટલું ન થાત; ખેર ! આજ જ્યાં ન જવું જોઇએ ત્યાં જ જાઉં છું પણ એને ત્યાં ઉતરવાનો નથી. પત્ર લખવાની જરુર પડે તો રા. અરુરીરામ બી. એ. બી. એલ. ને ત્યાં એટલું કરજે. એ જ ત્હારો

ઉષાકાન્ત.

આ ચિઠ્ઠી આવી તે વખતે મંજુ ખાટ ઉપર બેઠી હતી; રમેન્દ્ર ખાટમાં પડયો હતો અને સરલા સ્હામી બ્હારી પાસે બેઠી બેઠી કબજો સીવતી હતી. ચિઠ્ઠી મ્હોટેથી વંચાઈ. “ મંજુ બ્હેને આવવાની ના કહી હશે ” એ શબ્દે પતિપત્નીને હસાવ્યાં અને મંજુ બોલી: “ જુવો ! હલકું લ્હેણું હવાલદારનું. હું તો ત્હમને રોજ કહું છું પણ આળસમાં જતા જ નહોતા. એમને કેટલું લાગ્યું હશે ? ”

સરલા:—“ બ્હેન ! એમ તો નહિ પણ રમેન્દ્રભાઇને હવે બ્હાર જવું જ ગમતું નથી. ”

રમેન્દ્ર:—“ સરલા ! ત્હારૂં કહેવું ખરૂં છે. એમનામાં એવું આકર્ષણ છે કે જવાતું નથી. ”

સરલા:—“ સરોજ કોણ છે ? કેટલા વરસની છે ? ઉષાકાન્તભાઇનો વિવાહ એમની સાથે થયો છે ? ”

**મંજુ**—"**સરોજ** આપણા પાડોશમાં પેલાં શિવલક્ષ્મી માશી ખરાંને! ત્હેમની છોકરી. ત્હને બરાબર સાંભરતું નથી પણ આપણે ત્યાં આવી ગયાં છે. **સરોજનો** વિવાહ ઉષાકાન્ત સાથે થવાનો હતો અને **સરોજની** પણ સહેજ મરજી ખરી પણ હવે કાંઈ કારણથી પ્રભાકર સાથે થશે."

**સરલા**:—"**સરોજ**બ્હેન ત્યારે સ્હામાં કેમ થતાં નથી? પરણવું **સરોજ**બ્હેનને છે કે શિવલક્ષ્મીમાશીને?"

**રમેન્દ્ર** ખડખડાટ હસ્યો:

**મંજુ**:—"**સરલા**! તું તો હજી છોકરીવાદી રહી! એમ તે બોલાતું હશે?"

**સરલા**:—"ત્યારે ઉષાકાન્તને કોણ પરણશે?"

**રમેન્દ્ર**:—"તું."

**સરલા**:—"જાઓ, જાઓ, આમ શું બોલતા હશો? ઉષાકાન્તને તો **સરોજ** પરણવી છે."

**રમેન્દ્ર**:—"**મંજુ**! તું સ્હમજી કે? ઉષાકાન્તને **સરોજને** પરણવી છે માટે **સરલાને** વાંધો છે, નહિ તો નથી."

**મંજુ**:—"**સરલા**! હવે તું મ્હોટી થઈ. આ તો ઘર છે પણ વિચારીને જવાબ આપીયે."

આ પ્રમાણે **સરલાના** દેખતાં ઉષાકાન્ત, પ્રભાકરના વિવાહ તેમ જ જ્ઞાતિની બીજી વાતો ઉપરાંત વાંચવાની, ઘરકામની વગેરે વાતો થતી; **રમેન્દ્ર** અને **મંજુ** **સરલાના** વિવાહ માટે બહુ જ ચિંતા કરતાં હતાં; **સરલા** મ્હોટી થઈ હતી; ગુજરાતી જ્ઞાન નિશાળમાં તેમ જ ઘર આગળ આપ્યું હતું; રાંધવાનું

તેમ જ ગૃહકામનું શિક્ષણ પણ લીધું હતું; એકાદ બે ઠેકાણેથી માગાં આવેલાં હતાં અને મંજુની માતાને દઈ દેવાની અને જીવતાં લગ્નનો લ્હવો લઈ આંખ ઠારવાની પ્રબળ ઇચ્છા હતી પરન્તુ રમેન્દ્ર તથા મંજુના ના કહેવાથી તે ઇચ્છા ફલિભૂત ન થઈ.

દિવસ પછી દિવસ જવા લાગ્યા અને સરલાનો કાંઈ પત્તો લાગ્યો નહિ. મંજુની આંતર ઇચ્છા એમ હતી કે જો સરોજનું પ્રભાકર સાથે થાય તો સરલાનું ઉષાકાન્ત સાથે નક્કિ કરવું. પરન્તુ તે વાત તો ચકડોળ ચ્હડી હતી એટલું જ નહિ પણ જો સરોજનું પ્રભાકર જોડે થાય અને ઉષાકાન્ત ખિન્ન થાય તો સરલા સુખી થાય કે કેમ? તે શક હતો. પ્હેલેથી વિવાહ કરી રાખ્યો હત તો ઠીક એમ મંજુને પળવાર થયું; આગળ ઉપર થઈ રહેશે એવો વિચાર કરી પતિપત્ની શાન્ત થયાં.

સરલા નિશાળના વખત ઉપરાંતનો કાળ વાંચવામાં, મંજુનું ઘર સંભાળવામાં, શિવવા ભરવામાં અને એવા જ કાર્યમાં ગાળતી; વાર તહેવારે પાકશાસ્ત્રની ચોપડી લઈ શેર બશેરની નવી વાની કરવાનો ઉમંગ સરલાને હતો. મસાલા, એલચી, લવીંગ, જૂદીજૂદી જાતનાં તેલ બનાવવા, ત્હેને સારી ચોખ્ખી શીશીઓમાં કે ડબ્બામાં ભરી ત્હેના ઉપર તે તે વસ્તુના નામની ચિઠ્ઠી ચ્હોડી ગોઠવી રાખવાં તે સરલાનું નિત્યકામ હતું; ચોપડી વાંચતાં કાંઈ શબ્દ ન આવડતા તો રમેન્દ્રને પૂછતી. પ્રવાહી પદાર્થો ઉઘાડા મૂક્યાથી ઝેરી વસ્તુ પડે તો તે ઝેર દૂર કરવાના શા શા ઉપાયો છે? અમૂક ઝેર અમૂક જ છે એ શાથી પરખાય, લુગડાં ને વાસણને પડેલાં અમુક ડાઘ શી ક્રિયાથી જાય? વગેરેના વર્તમાનપત્રો, માસિકોમાં આવતા ફકરા કાપી લેતી

અને જુદી નોટબુકમાં ભેગા કરી રાખતી. પોતાનો વિવાહ ન થાય એમ ન હોવાથી એ વિષેથી મનમાંથી વાત ક્‌હાડી નાંખી હતી અને રમેન્દ્રભાઈ અને મંજુબ્હેન મ્હને સારે ઠેકાણે જ આપશે અને મ્હારી સલાહ લેશે એમ એને વિશ્વાસ હતો.

ઈન્દુનાં અને કાન્તિનાં લગ્ન પાસે આવ્યાં, ગુલાબ તરફથી મંજુ ને રમેન્દ્રને અત્યાગ્રહ થયો પરન્તુ ઈન્દુને માટે ઉષાકાન્તને લીધે મનમાં થતું હોવાથી આગળ પડતો ભાગ ન લેવા બન્નેએ ઠરાવ કર્યો. આમ છતાં ઈન્દુ મુંઝાય નહિ અને એને ઓછું ના આવે માટે સરલાને ઈન્દુ પાસે મોકલતાં. એક દિવસ સ્હાંજે સરલા ઈન્દુ પાસે હતી અને મંજુ અને રમેન્દ્ર એકલાં જ હતાં. આવો એકાન્તનો લાગ જોઈ મંજુએ વાત ઉપાડી.

“ત્હમે તો સરલા વિશે કાંઈ વિચાર જ કરતા નથી!”

“ગાંડી! હું શો વિચાર કરૂં? મ્હારા મનથી તો એમ છે કે સરોજનું જેની જોડે નક્કિ થાય પછી બાકી રહે તે સરલાને માટે યોગ્ય જ છે. કાંઈ સરોજ ઉષાકાન્ત અને પ્રભાકર એને તો નહિ પરણે ને?”

“આમ શું મશ્કરીમાં હસી ક્‌હાડતા હશો? પ્રભાકર તો ઠીક પણ ઉષાકાન્તને કરવાનો વખત આવે તો એની શી સ્થિતિ થાય ત્હેનો વિચાર કર્યો?”

“એમાં શો વિચાર કરવાનો હતો? સરોજને બદલે સરલા.”

“શું ઉષાકાન્ત સરલાને ચાહી શકશે?”

“અરે! પુરૂષના સ્નેહનો વિશ્વાસ શો? એ તો સ્નેહ નહિ પણ મોહ. ઘણાએ ગાંડા થઈ જતા, બાવા સન્યાસી થઈ જતા બીજીને પરણ્યા. સરલાને દેખી સરોજ ભૂલી જશે!”

"શું ઉષાકાન્તનો સ્નેહ એવો માનો છો ?"

"એક દિવસ ત્હમને મળતા નથી! ત્હમે મળ્યા નથી એટ-લામાં આવા થઈ ગયા હતા તો સરોજને માટે શું ન કરે? બધા દુનિયામાં એવા ન હોય હો! સરોજ નહિ મળે તો એ બીજું લગ્ન જ કરશે નહિ. એ ખાત્રિ છે. ત્હમે બીજી લાવો તો કોણ જાણે?"

"મંજુ! મંજુ! તું આ શું બોલે છે? કહ્યા કરતાં કરી દેખાડવું વધારે સારૂં છે. ઉષાકાન્ત પણ મ્હારા જેવો છે. પણ હવે જરા સમજશે તો સ્હમજાવીશું."

"એ ન સ્હમજે તો પછી સરલાનું શું?"

"ત્યારે બ્હારગામ દેવી છે?"

"બ્હારગામનો વાંધો નથી પણ આપણે એમને વિશે શું જાણીયે?"

"ઘર હોય, પૈસો હોય, ઓરડાની કુંચી જાય એવી આવે એવી હોય પછી શું જોઇએ?"

"મોટો વાંધો એ નથી. ઘર પૈસો હું જોવાની નથી. ગરી-બને પરણાવીશું તો સરલાને ભુખી નહિ મારે. ઘર કરતાં વર જોવાનો છે."

"વર પણ સારો હશે, ભણેલો હશે તેમ રૂપે રંગે ઠાઠમાં પણ સારો મળશે."

"પરગામની વાતમાં ત્હમે કેમ ઉડાવતા હોય એવા જવાબ આપો છો? વર સારો હોય તો બતાવોને?"

"ખરૂં પૂછાવે તો જ્યાં સુધી ત્યાં જઈ થોડોક વખત રહી જાતે ખાત્રિ કરી શકીયે નહિ ત્યાં સુધી બ્હારોબ્હારથી વર ખોળવો મ્હને પસંદ નથી. હૃદય જોવાની પહેલી જરૂર છે. સ્નેહવૃત્તિ ઉત્પન્ન થઈ શકે એમ છે કે કેમ એ જોવાનું છે. માત્ર પશુવૃત્તિથી લગ્ન કરનાર બહુ હોય છે અને એનું પરિણામ આપણી ઉન્નત વિચારોની કન્યાના માનસિક દુ:ખ અને અન્તે મૃત્યુમાં પર્યવસાન થાય છે."

સરલાના વિવાહ માટે આમ નિરંતર વાતો થતી હતી; છેવટે ઉષાકાન્ત કે પ્રભાકરને જ આપવી એમ નિર્ણય ઉપર આવતાં હતાં. રમેન્દ્ર અને મંજુ સરલાને સુખી થાય એમ કેળવતાં હતાં. એના મનના વિચાર એવા બનાવવા યત્ન કર્યો હતો કે સરલાને માનસિક દુ:ખ અનુભવવું ન પડે. સરલાને વિશે આવા વિચાર થતા હતા ત્યાં તેમની ચિંતામાં વધારો કરતો નીચેનો પત્ર રમેન્દ્રને મળ્યો.

અલ્હાબાદ.

પ્રિય ભાઈ રમેન્દ્ર,

વિ. ત્હારા કાગળો મળ્યા. હમણાં અમૃતસર, કાનપુર, કાશી વગેરે સ્થળે ગયો હતો એટલે પત્રના ઉત્તર બરાબર લખાયો નથી. ત્યાંથી મ્હને તાવ લાગુ પડયો છે અને દરરોજ સ્હાંજનાં ચાર ડીગ્રી રહે છે. સ્હવારમાં ઠીક હોય છે. સરોજનું પ્રભાકર જોડે નક્કિ થાય છે એમ ગુલાબભાભીના કાગળ ઉપરથી લાગે છે. હવે સરોજની આશા તદ્દન લુપ્ત થઈ છે. તું પણ મ્હને મળ્યો નહિ. આવતાં પહેલાં મળ્યો હત તો હૃદયનો ભાર ઓછો થાત; આવવાના પાંચ છ દિવસ અગાઉ મળ્યો ત્યારે એકાદ બે

સાથે હતા એટલે કેટલીક સલાહ લેવાની હતી તે ન લેવાઈ. તે દિવસે ભોજન લેવા તું જતો હતો ત્યારે રસ્તામાં સ્હેજ મળ્યા હતા એ. ખેર, જીવનમાં ઉત્સાહ ઉત્પન્ન કરાવનાર એક પણ વસ્તુ નથી. આ તાવ અન્ત લાવશે અને સરોજનો રસ્તો ખુલ્લો થશે. પ્રભાકરના પત્ર આવે છે; હવે એ થોડા માસમાં આવશે. ન મળાયું એને, નહિ મળાયું ત્હને અને સરોજને તો મળાય જ કેમ ? મંજુબ્હેનને મ્હારા પ્રણામ. એમને કદિ દુભવીશ નહિ. તાવ ઉતરે તો ત્યાં આવું ને ? ત્યાં આવીને પણ શું કરૂં ? ગુલાબભાભીને હેરાન કરવાં શા માટે ? અહીં ઇસ્પીતાલમાં પડીશ; બીલના રૂપીઆ થાય તો ધીરજભાઇના મનમાં ઉતરે તો પ્રીતમભાઈ મૂકી ગયા છે ત્હેમાંથી અપાવજે. રમેન્દ્ર ! ત્હને અને પ્રભાકરને ન મળ્યાનો વસવસો રહેશે. ત્હારા અને સૌ. મંજુબ્હેનના હૃદયમાં મ્હારે માટે કાંઈ લાગણી હોય તો—અને ધારૂં છું કે તે અનન્ય છે—તો—

"થાઉં વિલુપ્ત ભવચિત્ર પટેથી જો હું,
કર્ણે પડે ખબર એ તુજ કોઈ કાળે,
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે"*

લી૦
ત્હારો,
ઉષાકાન્ત.

આ પત્ર મળતાં જ રમેન્દ્ર અને મંજુનાં હૃદય દ્રવ્યાં: "વ્હાલા ! હું ત્હમને કહેતી હતી કે ત્હમે ઉષાકાન્તભાઇને

---

* રા. નરસિંહરાવ.

મળો. ન કરે નારાયણ ને એમને કાંઈ થયું તો જીવતાં લગી ન મળ્યાનો ડાઘ રહી જશે!”

“મંજુ! ત્હારૂં કહેવું ખરૂં છે. શું ઉષાકાન્ત ચાલ્યો જશે? ના, ના, એ બને જ નહિ. એનું હૃદય આટલું કોમળ હશે એ મ્હને ખબર નહિ. હું જાતે અલ્હાબાદ જઇશ અને મળીશ. મ્હારે માટે મ્હને મળવા માટે આટલો તલપાપડ થાય અને હું આનન્દ કરૂં? સરોજ! સરોજ! ત્હેં કેટલાને દુઃખી કર્યાં? ઉષાકાન્તનું મૃત્યુ? અરે, એ વિચાર જ ગભરાવી નાંખે છે.”

“ઉષાકાન્ત! મ્હારા જીવનમાં અમૃત વર્ષાવનાર તું છે. મ્હારા હૃદયમાં શાન્તિ રેલાવનાર તું છે. તે દિવસ જમવા જતો હતો ત્યાર પછી નિરાંતે મળી શક્યો જ નથી! હિન્દસેવક સમિતિ, જનસમાજની અને આનન્દની કેટલીક વાત અધુરી જ રહી છે. ભાઈ ઉષાકાન્ત! ખાત્રિ રાખજે કે ત્હારા પછી મ્હારૂં કોઈ નથી. ત્હારી સાથે જ મ્હારી સર્વ વૃત્તિઓનો અન્ત આવશે. મંજુ! વ્હાલી મંજુ! ઉષાકાન્ત જશે તો એના જેવો બીજો ભાઈ, એનાં જેવું બીજું હૃદય કયાંથી લાવીશ? બસ, જાઉં છું.” આટલું બોલી મંજુના ખોળામાં માથુ મૂકી રમેન્દ્ર સૂતો અને શૂન્ય હૃદયથી આંખમાં આવતાં અશ્રુને ખાળતો વિચારમાં તલ્લીન થયો.

“વ્હાલા! આમ ગભરાતા હોઇશું? ઉષાકાન્તને મટી જશે. તાવ તો ઘણાયેને આવે છે. એમનું હૃદય પોચું છે, સરોજનું કારણ બન્યું છે અને ત્હમે નથી મળી શક્યા એ લાગ્યું છે. ત્હમે અલ્હાબાદ જાઓ અને અહીં લઈ આવો; આપણે ત્યાં રાખી દવા કરીશું; વળી સરોજની ખરી સ્થિતિથી શિવ-

લક્ષ્મીમાશીને વાકેફ કરો જેથી કામ થાય. ત્હમે ગભરાવ ત્યારે અમારી શી સ્થિતિ ?”

રમેન્દ્રે અલ્હાબાદ જવાનો ઠરાવ કર્યો પણ જતાં પહેલાં ધીરજલાલ ગુલાબબ્હેનને! મળવું જોઇએ એમ માની બીજે દિવસે ત્યાં ગયો પણ કાંઈ ખાસ ખબર મળ્યા નહિ. ઉષાકાન્તના તાવની વાત ગુલાબને કરી પણ એણે માની નહિ. “અરે એ તો ઢોંગ! અહીં લગનમાં આવવું પડે એટલે બ્હાનું. સરોજ, સરોજ થઈ રહ્યું છે એટલે ત્યાં રહ્યા હશે. વિવાહ થાય એટલે ઉષાકાન્તને જૂદો કાઢું. સરોજ ઘરમાં આવતી જતી થાય ને ઉષાકાન્ત પણ રહે એ મ્હને એના લક્ષણ ઉપરથી ફાવે નહિ.”

ધીરજલાલ—“ગુલાબ! ગુલાબ! તું શું બોલે છે? ક્યાં બોલે છે? ત્હેનું ત્હને ભાન છે? ઉષાકાન્તની વર્તણુક વિશે જરા પણ બોલી તો ત્હારી વાત તું જાણી. એને તાવ આવતો જ હશે. આજ હું તાર કરી બાલકરામ મારફત ખબર પુછાવું છું.”

રમેન્દ્ર તો ગુલાબવહુના શબ્દથી સ્તબ્ધ થયો હતો; હૃદયમાં મિત્રની લાગણીને લીધે ક્રોધ આવ્યો હતો પણ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો ગયો.

અચાનક કારણથી એ ચાર દિવસ રોકાઈ રહેવું પડ્યું અને ઈન્દુ કાન્તિના લગ્ન પછી તરત જ તાર આવ્યો. ભય ભરેલી માંદગી વાંચી બે દિવસ પ્હેલો કેમ ન ગયો? એમ રમેન્દ્રને થયું અને ગુલાબ વધારે નરમ થઈ. રમેન્દ્રનો ઉષા-

કાન્તને અમદાવાદ લાવવા, અને ત્હેની ખબર લખવા વિનવવા લાગી.

રમેન્દ્રને Never part with a friend in sorrow 'ઉંચા મનથી–દિલગીરીમાં અથવા હૃદય શાન્ત ન થયું હોય તો આપણા સ્નેહીઓથી એકદમ છૂટા ન પડવું' એ સિદ્ધાન્ત મનને દુભવવા લાગ્યો. 'ઉષાકાન્તનું મ્હોં જોઈ શકીશ કે નહિ?' 'અને ભાન હશે કે કેમ?' 'મ્હને ઓળખશે?' એવા એવા વિચારો કરતો રમેન્દ્ર ગાડીમાં બેઠો અને આગળ પાછળ શું થાય છે ત્હેનું ત્હેને ભાનપણુ રહ્યું નહિ. ઉષાકાન્તની ફીક્કી મૂર્ત્તિ, ઉષાકાન્ત ઠપકો આપતો હોય એવી છબી, ઉષાકાન્ત સ્નેહયુક્ત નમ્ર ચહેરાથી મળવા ઉત્સુક હોય એવું રૂપ રમેન્દ્રની દૃષ્ટિ આગળ તરવા લાગ્યાં.

રમેન્દ્રના ગયા પછી મંજુ અને સરલા એકલાં પડ્યાં; બન્નેના હૃદયમાં જૂદી જૂદી વૃત્તિઓ થતી હતી. ઉષાકાન્તને માટે મંજુ જીવ બાળતી હતી; 'એમને કાંઈ થાય તો રમેન્દ્રનું કેમ?' આ વિચાર થતાં સરલા તરફ નજર ગઈ–એ નિર્દોષ બાલાના ભવિષ્ય વિશે વિચાર થયો. 'ઉષાકાન્ત જાય તો સરોજ પ્રભાકરને જ મળે તો પછી સરલાનું કોણ?'

આ વિચાર થતાં જ મંજુ હૃદયને ઠબકો આપવા લાગી. 'ઉષાકાન્તના મૃત્યુના વિચાર સાથે સરલાના લગ્નના વિચાર શા? પ્રથમ ઉષાકાન્ત પછી બધી વાત.'

સરલાએ ઉષાકાન્તના કાગળની વાત સાંભળી હતી; તાર વાંચ્યો હતો; રમેન્દ્ર અલ્હાબાદ ગયા છે એ જાણતી હતી.

એના હૃદયમાં પ્રથમ વિચાર સરોજના જ આવ્યા. ઉષાકાન્તના અભાવે સરોજની શી સ્થિતિ? શું બીજાને પરણશે? જો ઉષાકાન્ત માટે એને લાગણી હોય તો શિવલક્ષ્મીમાશીને કહેવામાં શી શરમ? માત્ર લોકલાજ—શરમને માટે—સહેજ ખોટું લગાડવાની બ્હીકે, ખોટું દેખાય એ બ્હીકે આખું જીવન બગાડવું? 'જીવન બગાડવું' એ વિચારની સાથે પોતાનું જીવન બગાડવાનો વિચાર સ્ફુર્યો! 'ઉષાકાન્તને કાંક થાય તો પછી પ્રભાકર સરોજને જ પરણે. અને પછી મ્હારૂં કોણ? શું સ્ત્રીથી કુંવારા ન રહેવાય? ગમે તેવાની સાથે પાનું પડે ત્હેના કરતાં કુંવારા રહી સેવાસદનમાં જીવન ગાળું તો કેમ? હા! એ જ! હવે બીજો શો ઉપાય? પ્રભાકર માટે સ્હેજ આશા હતી તે ઉષાકાન્તના મન્દવાડથી નષ્ટ થઈ.'

બન્ને બ્હેનો આમ જૂદા જૂદા વિચાર કરતા રમેન્દ્રના પત્રની, ઉષાકાન્તના શુભ સમાચારની વાટય જોતાં દિવસ વ્યતિત કરવા લાગી.

# પ્રકરણ ૧૩ મું.

## મંદવાડ.

લલાટે રાખ કર તારો, પછી એ તાવ પણ પ્યારો.

—કલાપિ.

અરૂરીરામને ત્યાંના સ્નેહસંમિલન પછી ઉષાકાન્ત બીજે દિવસ બાલકરામને મળી આવ્યો પણ 'હું બે ચાર ગામ જવા ધારૂં છું તે જઈ આવ્યા પછી આપને ત્યાં ઉતરીશ' એમ કહી નિકળી આવ્યો. એ દિવસ અરૂરીરામની સાથે હિન્દસેવકસમિતિ વિશે કેટલીક વાતચિત કરી, દુકાળ વગેરે માટે ગુજરાતમાં કાગળ લખ્યા, રમેન્દ્રને દુકાળ ફંડ ઉઘરાવવા લખ્યું, પુનાની મુખ્ય ઓફીસમાં કરેલા કાર્યની નોંધ મોકલી ગામમાં ફરવા નિકળ્યો. ગંગા યમુનાનો સંગમ જોવાની તીવ્ર ઇચ્છા હતી પણ મોડું થવાથી બીજા દિવસ ઉપર મૂલતવી રાખ્યું; સ્ટેશન ઉપર ફરવા જવાની ઇચ્છાથી એ બાજુ ગયો ત્યાં સ્ટેશન પાસેની ધર્મશાળા આગળ બે ચાર ચોબા જેવા હાથમાં ચોપડા લઈ તીર્થગોરો મળ્યા; 'આપને ક્યાં રહેવું? જ્ઞાતિએ કેવા છો? જય ગંગા માઇ!' કરી એની આસપાસ વીંટાઈ વળ્યા. આ તીર્થગોરો જ્યાં સુધી આપણું નામ, ઠામ, ન આપીયે ત્યાં સુધી એટલા કનડે છે કે જાણે બગાઇઓ વળગી. બીજાં સર્વ સ્થળો કરતાં પ્રયાગ—અલ્હાબાદમાં તીર્થગોરોનું

બહુ જ જોર છે. આટલાંજ માટે અલ્હાબાદમાં તીર્થગોરોને સ્ટેશનની હદમાં આવવા દેતા નથી અને આવી—કોઇપિણ ઉતારૂને કનડતા માલમ પડે તો ત્હેમનો સરકાર તરફથી ભારે દંડ થાય છે. ઉષાકાન્ત 'હું તીર્થસ્નાન કરવા નથી આવ્યો પણ બીજા કામે આવ્યો છું. કાલ સ્હવારે તીર્થ ઉપર આવજો' એટલું કહી ચાલ્યો ગયો. સ્ટેશનપાસેની ધર્મશાળામાં ત્હેની આસપાસ રહેતાં સામાન્ય વર્ગનો લોકોમાં ફરી ત્હેમની સાથે વાતચિત કરી મુકામપર આવ્યો.

સ્હવારે પાંચ વાગ્યે ઉઠી અરૂરીરામની ગાડીમાં સંગમ ઉપર ગયો. સ્હામેથી વિશાળ ગંગાજીનો જબરજસ્ત પ્રવાહ નજરે પડયો અને ઉત્તરરામનાં 'જય ભગવતિ ભાગીરથિ!' ની સ્મૃતિ થઈ. ગાડીમાંથી ઉતરી અરૂરીરામના માણસની સાથે સંગમ તરફ ચાલ્યો. કિનારા ઉપર હજારો લોકો સ્નાનાર્થે ફરતા હતા; એમની ધાર્મિક ભાવનાઓનો લાભ લઈ બ્રાહ્મણો ઠેર ઠેર દાન કરવા પાઇ પૈસો નંખાવવા આગ્રહ કરતા હતા. તીર્થગોરોએ પોતાના સાથરા તંબુઓ મ્હોટી ધજાઓ બાંધી ઠેર ઠેર નાંખ્યા હતા. અને લશ્કરી કૅંપની માફક પ્રત્યેક ગોરને પોત પોતાની નિશાની હતી. કોઈની ધજા ઉપર ગણુપતિની મૂર્ત્તિ, તો કોઈની ધજા ઉપર વિષ્ણુનું તિલક, કોઈની ધજા ઉપર મોરનું ચિત્ર તો કોઇની ધજા ઉપર શંખ એવાં એવાં ચિત્રો હતાં; બાવાઓ લાલજી, શાલિગ્રામની ન્હાની મ્હોટી મૂર્ત્તિઓ સ્થાપી કામ ચલાઉ મંદિરો ઉભાં કરી ધર્મને બ્હાને આજીવિકા ઉત્પન્ન કરતા હતા; ડાબીબાજુ ગંગાજી અને જમણી બાજુ કિલ્લો ઉષાકાન્તની નજરે પડતાં મુસલમાન બાદશાહના વૈભવ,

દીર્ઘદૃષ્ટિ અને ડહાપણ વિશે માનવૃત્તિ થઈ. રસ્તામાં બાંધેલા ભોંયરા જેવા ખાડામાં સૂતા હરમાનની વિશાલ મૂર્ત્તિ નજરે પડી. એ મૂર્ત્તિની ભવ્યતાનો, એની ઉત્પત્તિનો વિચાર કરેછે ત્યાં તીર્થગોરો વળગી પડ્યા. ગામ ઠામ બતાવ્યું અને ગોરો ચોપડા ફીંદવા લાગ્યા. આખરે 'મોર પંખવાળા' તીર્થ-ગોરના ચોપડામાં પ્રીતમલાલના પિતાના અક્ષર, પ્રીતમલાલ, દયાકોરનાં નામ જોયાં. એ જોતાં જ જૂના સંસ્કાર નજર આગળ તરી આવ્યા અને માતાપિતા સાંભર્યાં. આ તીર્થના ચોપડા ઐતિહાસિક દૃષ્ટિએ કેટલા કામના છે? એમના ચોપડા ઉપરથી અમૂક વંશોનો ઇતિહાસ જોઇતો હોય તો મળી આવ્યા વિના રહે નહિ; આ ગોરો જો કે લોભી હોય છે છતાં યજમા-નને દરેક જાતની અનુકૂળતા, સગવડ કરી આપવામાં સંકોચ કરતા નથી એટલું જ નહિ પણ વીસમી સદીમાં જે કામ મ્હોટી મ્હોટી હોટેલો નથી કરતી તે કામ આ તીર્થગોરો કરે છે એ સર્વનો વિચાર કરતાં તીર્થગોરોનો ઉપયોગ સ્હમજ્યો. પોતાના ગોર સાથે ગંગા યમુનાના સંગમ આગળ ગયો. કિલ્લાની દક્ષિણ બાજુથી યમુના આવતી હતી અને એ સંગમ ઉપર હજારો ન્હાની મ્હોટી હોડીયો ફરતી હતી. છુપી વહેતી સરસ્વતીનો જ્યાં સંગમ થઈ ત્રિવેણી સંગમ થતો હતો ત્યાં એકાદ બે હોડી હતી અને એમાં પતિપત્નીનાં યુગ્મો, વૃદ્ધ સ્ત્રીપુરૂષો લોટે લોટે સ્નાન કરી નમ્ર ચિત્તે ઈશ્વરને સંભારી સ્વર્ગ પ્રાપ્તિની આશા રાખતાં હતાં. ઉષાકાન્ત તીર્થગોરની કિનારે બાંધેલી હોડીમાં દાખલ થયો. લુગડાં કાઢી સ્નાન કર્યું. ગોરે આણેલા દુધથી જળમાં અભિષેક કર્યો. ગંગા યમુનાના સંગમ આગળનો વિશાળ પટ, કાલિન્દીનાં કાળા જળના ગંગાજીના

શ્વેતજળની સાથે ઓળખાઈ આવતા સંગમ ઉપર ઉગતા સૂર્યના કિરણોનો ઝગઝગાટ, કિનારા ઉપરથી આવતા શંખ, આરતિ, શ્લોક સ્તોત્રના નાદ, બાજુએ દૂર દેખાતાં ન્હાનાં ઝાડમાંથી દેખાતાં છાપરાં–બન્ને નદીઓનો દૂર સમુદ્રની માફકનો પ્રવાહ, પક્ષીઓનો કલરવ, મંદમંદ પવન અને સ્વચ્છ શીતલ પાણીના સ્પર્શથી ઉષાકાન્તનું હૃદય શાન્ત થયું અને 'માદ્રી વિલાસ' સરોવરમાં સ્નાન કરી નિકળેલા પાંડુરાજાની માફક

"સ્નાનથી થઇને શાન્ત પડયો એ નિત્ય કર્મમાં;
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રુપ ધર્મમાં"*

'આવા સ્થળે આવી પવિત્ર જળમાં સ્નાન કરતાં કેમ સંકોચ આવતો હશે ? આવા સ્થળનું વાતાવરણ જ–આવા સ્થળનું સૃષ્ટિસૌંદર્ય જ મનુષ્યને નમ્ર બનાવવા–ઈશ્વરનું અસ્તિત્વ દર્શાવવા બસ છે તો પછી સ્નાનનું શું પૂછવું ? પ્હેલા હાઇકોર્ટના જડજમાં, પણ નર્મદાની પવિત્ર નદીમાં, પૂર્ણિમાની રાત્રિએ પત્થર સાથે અથડાતા પાણીના ખળખળાટે, શીત પવને અને ચારે બાજુની સૃષ્ટિ શોભાએ, નિરક્ષર મજુરના માથા ઉપરની પેટી નાંખી 'જય મા, જે નર્મદા માજી' કરી માથા ઉપર ને આંખે પાણી લગાડવાના ચાળા, ઈશ્વર પ્રત્યેનો ભાવ ઉત્પન્ન કરાવ્યો તો પછી બીજાનું શું પૂછવું ! આવા સ્થળે શુભ મુહૂર્તે દેવો ન્હાવા આવે છે એ આપણી કથા હું ખોટી નથી માનતો ! દેવો આવતા હોય વા નહિ પણ આપણાં હૃદય–આપણા આત્મા પળવાર તો દિવ્યાંશી બને છે જ; સ્નાન કરી ઈશ્વરનો

*રા. મણિશંકર રત્નજી ભટ્ટ.

વિચાર થાય છે જ. અને જેટલા વખત આપણામાંથી દુષ્ટ વાસના દૂર થઈ તેટલી ઘડી તો આપણે દેવ જ. એવા પવિત્ર વિચારો વર્તનની સાથે આપણામાં સતત રહે એટલે આપણે દેવ. ઉષાકાન્ત ન્હાઈ લુગડાં બદલી હોડી ઉપર જ નદી તરફ—સંગમ તરફ જોતો બેઠો અને સંગમ અન્દર કુદતાં માંછલાં, સૂર્યના કિરણોનાં પ્રતિબિમ્બ, ઉપર ઉડતાં પક્ષી, જેમ જેમ જોતો ગયો તેમ તેમ ત્હેનું હૃદય વધારે પ્રફુલ્લ થતું ગયું, વધારે ઉદ્દાત્ત થતું ગયું અને આવે સ્થળે નિત્ય સ્નાન કરવાનું હોય તો જરૂર માનસિક શાન્તિની સાથે શારીરિક સ્ફુર્તિ જણાય એમ ધાર્યું. માત્ર દેખાવ જોવાની જ ઇચ્છાથી પૂર્વને બદલે પશ્ચિમ તરફ મ્હોં ફેરવ્યું તો કિલ્લામાંના એક છજામાંથી એક લશ્કરી ઇંગ્રેજ અમલદાર પોતાની પત્નીસહ નદી ઉપર ન્હાતાં ધોતાં લોકને જોતો હતો. પત્નીના હાથમાં દશ બાર મહિનાનું બાલક સ્હવારના પવનથી ખુશખુશ થઈ કુદતું હતું. ઉષાકાન્તની નજર યમુના નદીના કિનારે આવેલા કિલ્લાના એક છજામાં ગઈ. ત્યાં એક ગોર વર્ણની બાલા ન્હાઈ ધોઈ કપાલમાં કંકુના ચાંલ્લો કરી ઉભી હતી; પહેરવેશમાં કબજો અને લાલ સાળુ હતો. પૂર્વાભિમુખી ઉભી હતી અને હાથમાં તાસક લઈ ઉગતા સૂર્યની પૂજા કરી, આખા જગતને પ્રવૃત્ત કરનાર સવિતાને, પવિત્ર ગંગાને અને તે સર્વના પણ અન્તરમાં રહી દોરી ખેંચનાર ઈશ્વરને, પ્રેમભર માથુ નીચું કરી પ્રણામ કરતી હતી; આ બાલાના ચ્હેરા ઉપરથી શાન્તિ, ધીરતા અને શ્રદ્ધા સ્પષ્ટ જણાતાં હતાં. ઉષાકાન્ત દૂરથી ઓળખી ન શકયો પણ ગુજરાતી વેશમાં આ કોણ છે એમ સહજ શંકા થવાથી,

**नवामिंदुकलां लोकः केन भावेन पश्यति ॥** એમ માની તીર્થગોરને પૂછ્યું. એનો ઉત્તર મળ્યો કે, "એ **બાલકબાબુની** **સરોજ** બ્હેન છે. દરરોજ આ વખતે સૂર્યપૂજા અને ગંગાપૂજા કરે છે. કિલ્લાના પાછલા બારણાથી આવી બહુ જ વ્હેલાં સ્નાન કરી જાય છે."

'શું **સરોજ**! અહીં પણ **સરોજ**! સ્હવારમાં વ્હેલી ઉઠી આ કાર્ય કરે છે! **સરોજ**! **સરોજ**! તું મ્હારી પાછળ કેમ પડી છે? તું જાણે છે કે ત્હારા વિચાર–ત્હારી દૃષ્ટિ માત્ર મ્હને કેટલો હેરાન કરે છે? સ્નાન કર્યાં પછી મ્હારી સર્વ ચિંતાઓ જતી રહી હતી તે પાછી સતેજ થઈ! **સરોજ**! શું તું **પ્રભા**કરને ચાહે છે? શું તું એની થઈશ? રમેન્દ્ર! તું આવો કેમ થયો? ત્હારો પત્ર જ નહિ? **પ્રભાકર**! **સરોજ** માટે તું મ્હને હકીકત પૂછે પણ હું શી રીતે કહી શકું? આ સર્વ મ્હને વિના કારણે ગ્લાનિમય બનાવે છે.'

'કાંઈ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં
ને કૈં તેથી વધુ હશે પ્રેમીને દાઝવામાં.' *

'ના, ના, **સરોજ** પોતાનું ભવિષ્ય જાણતી જ નહિ હોય. રમેન્દ્ર અન્યના સહવાસમાં મ્હને ભૂલે એમ નથી. એનો સ્નેહ પણ અનન્ય જ છે. **પ્રભાકર** ખરી હકીકત જાણતો જ નથી, નહિ તો અમારા કલ્યાણગ્રામમાં આ કલેશ, આ ચિંતા શી?'

ઉષાકાન્ત પરવારી **સરોજ**ના વિચાર કરતો અરૂરીરામની ગાડીમાં ઘેર આવ્યો અને બપોર પછી સ્હાંજના પાંચ વાગ્યાની

---

* કલાપિ.

ગાડીમાં અમૃતસર જવા નિકળ્યો. અમૃતસર સ્હવારમાં પહોંચ્યો. સ્ટેશન ઉપર અફરીરામના એક સ્નેહી હુરદયાલસિંહ આવ્યા હતા; હુરદયાલસિંહને ત્યાં જ ઉષાકાન્તે મુકામ રાખ્યો હતો. હિન્દસેવક સમિતિની શાખા માટે પ્હેલેથી જ પત્ર વ્યવહાર ચાલ્યો હતો એટલે એ વિશે બહુ કહેવાનું નહોતું. એકાદ બે સભ્ય ઉત્સાહી સદ્‌ગૃહસ્થો અને યુવકોને મળ્યો અને એ દિશામાં વાસ્તવિક કેટલું કામ થયું છે અને થઈ શકે એમ છે ત્હેની તપાસ કરી. હુરદયાલસિંહની વગથી એક અનાથાશ્રમ, તથા કન્યાશાળા ઉઘાડવામાં આવ્યાં હતાં; યુવાનોને ન્હાનપણથી જ હુરદ્વારના ગુરૂકુળમાં મોકલી દેવામાં આવતા. જેઓને આર્યસમાજના સિદ્ધાન્ત રૂચિકર નહોતા ત્હેમને માટે નવી જ પ્રજાકીય નિશાળ સ્થાપવામાં આવી અને ત્યાં હિન્દના વાતાવરણ મુજબ યુરોપીય અને અત્રેનું મિશ્ર શિક્ષણ આપવામાં આવતું હતું; રોમ, ગ્રીસ, ઇંગ્લાન્ડના ઇતિહાસની સાથે દેશમાં હાલમાં શું શું ચાલે છે ત્હેનું યોગ્ય જ્ઞાન અપાતું એટલું જ નહિ પણ સામાન્ય વર્ગની પ્રત્યેક તરેહની સ્થિતિ ઉન્નત કરવાનું કામ આ સમિતિએ લીધું હતું; ઉષાકાન્તના આવ્યા પછી જ આ સમિતિએ ખરેખરૂં કામ હાથમાં લીધું, સમિતિની અન્દર કામ કરનારાઓ ઉમંગથી, પોતાને માટે જ કરતા હોય એમ કામ કરતા હતા અને ત્હેને લીધે જ પરિણામ સંતોષકારક આવતાં.

બે ચાર દિવસ કર્તવ્યપરાયણ રહી હુરદયાલસિંહની સાથે ઉષાકાન્ત શિખદેવાલય જોવા નિકળ્યો. અમૃતસરના શિખમંદિર, સૂવર્ણમંદિરમાં જતાં પ્હેલાં ઊંચા ઓટલા ઉપર એક સુશોભિત ટાવર આવી રહ્યો છે. એ ઓટલા ઉપરથી નજર

કરતાં એક વિશાળ તલાવ નજરે પડયું. તલાવની ચારે બાજુ છોબંધી લગભગ બે ગાડીએ જાય એટલી છોબંધી છે. અમૃતસરમાં ગામના લોકો ઘણુંખરૂં સાંજરે અહીં જ ફરવા આવે છે; ગામ બહાર વિશાળ અને ભવ્ય બગીચો છે પણ ત્હેનો ઉપયોગ દેશી કરતાં પરદેશી વિશેષ કરે છે. તલાવ ઉપર આવતાં જ વચમાં શિખનું સૂવર્ણમંદિર અસ્ત થતાં સૂર્યના કિરણે ઝગમગતું જણાયું; અને દિવ્ય તેજથી ચર્મચક્ષુઓ અંજાવા લાગી. તલાવ ઉપર શિખ સ્ત્રીપુરૂષો જ ફરતાં એમ નહિ પરન્તુ અન્ય વર્ણના યુવાનો પણ ફરતા હતા. છોબંધી ફરતી ન્હાની મ્હોટી ગલીઓ એટલી હતી કે ત્હેનો દુરોપયોગ પણ થતો હશે એમ ત્યાં ફરતાં યુવાનોની આંખ્યો ઉપરથી શંકા થઈ. કોઈ સુગંધીદાર ફૂલ ગજરો વેચનાર માલણો, સૂવર્ણમંદિરની છબીયો વેચનાર છોકરાઓ મારફત અજાણ્યાં સ્ત્રીપુરૂષો વાર્તા વિનોદ કરતાં હતાં.

આજ શિખનો મહાન્ દિવસ હતો. સૂવર્ણમંદિર ઉપર તેમ જ આખા તલાવને ફરતા દિવા કરવાની ગોઠવણ થતી હતી; હરદયાલસિંહ અને ઉષાકાન્ત શિખ મંદિરમાં પેઠા. મંદિરની અન્દર મધ્યમાં ‘ગ્રન્થ સાહેબ’ હતા. ત્હેની આગળ પાછળ પહેલવાન ધર્મચુસ્ત શિખો માથાના ફેંટા ઉપર, હાથમાં લોખંડના કડા પહેરી, સિતાર, મૃદંગ અને સારંગીની સાથે કબીરનાં પદ ગાતા હતા અને હજારો ભાવિકજનો સાંભળી કર્ણને પાવન કરતા હતા. હરદયાલસિંહ તથા ઉષાકાન્ત શિખધર્મની, શિખ સ્ત્રીપુરૂષોના બલની, ત્હેમના સૌન્દર્યની, ત્હેમના આચાર વિચારની, ત્હેમના રાજકિય વિચારની વાતો કરતા કરતા મંદિર બ્હાર નિકળ્યા. અને રાત્રિ થઈ જવાથી

ઘર તરફ વળ્યા. તળાવની છોબંધ ઉપર ન્હાના બાળકો દોડતાં હતાં, રમતાં હતાં; આ બાલકોમાં એક ગૌરવદનનો ન્હાનો છોકરો ત્હેની માતાની આંગળીએ વળગી ચાલતો હતો; અને માતા પાસે દોડવાની રજા માગતો હતો. 'પડી જવાય, છો ઉપર લપસી જવાય' એ બ્હીકથી તે ત્હેના બ્હાલા બચ્ચાને રજા નહોતી આપતી. આખરે બાળહઠ વધારે શક્તિવાન થઈ અને અન્ય છોકરાંની સાથે આ બાલક પણ દોડવા માંડ્યું. આગળ દોડતાં એક પાણી ભરી નિકળતી સ્ત્રીની સાથે આ બાલક અથડાયો અને ત્હેની અડફટથી પગથીઆં ઉપર ગોલટીયો ખાતો તલાવમાં પડ્યો. પડતાંની સાથે ત્રાસ વર્તી રહ્યો અને ઘડીભર શું કરવું તે કોઈને સુઝે તે પહેલાં હુરદયાલસિંહ અને ઉષાકાન્ત છોકરાંને બચાવવા દોડ્યા. આ તલાવ પવિત્ર મનાતું હોવાથી ત્હેના કિનારા ઉપર પણ જોડા પ્હેરી ફરાતું નથી. અને તેટલા માટે જ ટાવર પાસે જોડા, બુટનો ગંજ આખો દિવસ પડેલો માલમ પડે છે એટલું જ નહિ પણ એકાદ બે જણનો નિર્વાહ જ બુટ સાચવવામાંથી થાય છે. હુરદયાલસિંહ અને ઉષાકાન્ત દોડી તલાવમાં પડ્યા. હુરદયાલસિંહને આ તલાવ જાણીતું હોવાથી છોકરાને ખોળી કહાડતાં બહુ મુશ્કેલી ન નડી. ઉષાકાન્ત ફાંફાં મારી બ્હાર નિકળ્યો; હુરદયાલે છોકરાને ઉપાડી લેવા ઉષાકાન્તને કહ્યું. બેશુદ્ધ થયેલા બાલકને એક હાથમાં લઈ ટાઢથી થરથરતો ઉષાકાન્ત પગથીયાં ચ્હડવા લાગ્યો ત્યાં ત્હેનો પગ લપસ્યો. સદ્ભાગ્યે પેલા બાલકને એક શિખ સદ્ગૃહસ્થે લઈ લીધો પણ ઉષાકાન્ત પડ્યો; પડતાંની સાથે જ તલાવના પગથીયાંનો એક

પથ્થર માથામાં વાગ્યો અને લોહી વહેવા લાગ્યું. હરદયાલસિંહ ભીને ને ભીને લુગડે ઉષાકાન્ત પાસે આવ્યો. પરન્તુ ઉષાકાન્તને સખ્ત વાગેલું હોવાથી બેશુદ્ધ પડ્યો હતો અને માથામાંથી લોહી વહે જતું હતું. હરદયાલસિંહ પોતાના માણસ પાસે ઉચકાવી ગાડી મારફત ઘેર લઈ ગયો અને તરત જ દાક્તરની સારવાર હેઠળ મૂક્યો. રાત્રિના નવેક વાગતાં ઉષાકાન્તને કાંક ભાન આવ્યું. માથાનું દરદ કાંઈ કમી લાગ્યું પણ તે સાથે તાવ શરૂ થયો. 'વાગ્યાનો તાવ છે ને બીજે દિવસે ઉતરી જશે.' માની અમૃતસર રોકાયો. એક દિવસ સારૂં રહ્યું એટલે ત્યાંથી બ્હારોબ્હાર કાશી અને લકનૌ ગયો. એ બન્ને લાંબી મુસાફરી અને રસ્તાની અથડામણથી તાવ પાછો શરૂ થયો. દિવસે દિવસે તાવ વધવા માંડ્યો. એટલે ઉષાકાન્ત હિંમત હારી અલ્હાબાદ ગયો. ત્યાં અરૂરીરામને ત્યાં જ મુકામ કર્યો. 'તાવ ઉતરી જાય તો અમદાવાદ જાઉં.' એ ઇચ્છાથી એકાદ બે દિવસ વ્યતીત કર્યાં પણ તાવની સાથે જ અશક્તિ વધી. આ જ અરસામાં ત્હેણે રમેન્દ્રને કાગળ લખ્યો; શિવલક્ષ્મીને તાવની ખબર પડતાં જ આગ્રહ કરી ઉષાકાન્તને પોતાને ત્યાં લઈ ગઈ.

ગંગાજી ઉપર પડતા એક હોલમાં ઉષાકાન્તનો ખાટલો હતો. ખાટલાની પાસે ટેબલ ઉપર દવાની શીશી, ખારી ખાટી કાળી દ્રાક્ષ નારંગી વગેરે તાસકમાં હમેશાં તૈયાર રહેતું; બાલકરામ દિવસમાં બે ચાર વખત ખબર કહાડવા આવતાં; શિવલક્ષ્મી બપોર ત્યાં જ ગાળતી અને ઉષાકાન્તને જે કાંઈ પીવાનું, મમરા, પુરી, મેવો જોઇએ તે સરોજ હાજર કરતી. લશ્ક-

રનો ડૉક્ટર દિવસમાં બે વખત ખબર કહાડી જતો અને **અરૂરીરામ** તેમ જ **અલ્હાબાદ**ના ઘણાખરા સભ્ય ગૃહસ્થો જેમને ઉષાકાન્ત બહુ પ્રિય થઈ પડયો હતો તેઓ સર્વે ખબર કહાડી જતા.

ઉષાકાન્તને એવડું દુઃખ થયું હતું. તાવના દુઃખ ઉપરાન્ત **સરોજ**ની હાજરી શાન્તિની સાથે ઉદ્વેગકારક થઈ પડી હતી. **સરોજ** ઉપચારિકા તરીકે એટલી તો સેવા ઉઠાવતી કે ઉષાકાન્તને દુઃખમાં કાંઈ શાન્તિ વળતી હોય તો તે **સરોજ**ની જ; પરન્તુ **સરોજ** મ્હારી નથી એ વિચાર ત્હેનું લોહી બાળી નાંખતો.

દવા ચાલુ જ હતી; **શિવલક્ષ્મી**, **બાલકરામ** દવા માટે ખોરાક માટે સર્વ સગવડ કરી આપતાં હતાં; **સરોજ** ઉભીને ઉભી રહેતી પણ ઉષાકાન્તનો તાવ ગયો નહિ. બેભાન થતો ગયો. ગાંડુ ઘેલું લવવા લાગ્યો. અને તાવ ચાર ડિગ્રી થવા માંડયો; રહેવા લાગ્યો. ‘એના માબાપને બોલાવવા હોય તો બોલાવો’ એવું દાકતરે કહ્યું ને **સરોજ**ના હોશકોશ ઉડી ગયા. ‘શું ઉષાકાન્તને નહિ મટે? મ્હારે જ એમની ચાકરી કરવાની આવી અને તે પણ આમ? **શિવલક્ષ્મી** ન હોય ત્યારે **સરોજ** ઉષાકાન્તના ખાટલા પાસે ઉભી રહેતી; મીનીટોની મીનીટ એકી ટશે ઉષાકાન્તના ફિક્કા ચહેરા તરફ જોઇ રહેતી; અને કવચિત્ આંખમાંથી અશ્રુ પણ નિકળતાં. ઉષાકાન્ત આ સર્વ નિહાળતો. અર્ધ ભાનમાં હોવાથી કહી શકતો નહિ પણ હાથ લાંબો કરી, **સરોજ**નો કોમળ હાથ ધગધગતા કપાળ

ઉપર મુકી. 'લલાટે રાખ કર તારો, પછીએ તાવ પણ પ્યારો' એમ લવતો;

બાલકરામનો તાર પહોંચતાં જ રમેન્દ્ર આવી પહોંચ્યો અને મિત્રને જોયો. રમેન્દ્ર આવ્યો તે વખત ઉષાકાન્તની આંખ્ય ઉઘાડી હતી પણ ભાન નહોતું; તાવ જરા પણ ઉતર્યો નહોતો. દવા દુધ માત્ર સરોજ જ પાઈ શકતી; ડૉકતરો આવી ગયા 'બે ચાર દિવસમાં દવાની ટીકડી લાગે તો ઠીક નહિ તો આશા નથી.' દાક્તરના આ શબ્દોએ શિવલક્ષ્મી અને બાલકરામને ખિન્ન કર્યાં; રમેન્દ્ર અને સરોજનાં તો જીવ શૂન્ય બનાવી દીધા. ઉષાકાન્ત શાન્ત હોય એમ તાવથી ફડફડતો અર્ધ ભાનમાં પડયો હતો; સંગમનો ધુધવાટ સંભળાતો હતો; મ્હારીના બારણા ઉપર પોપટયુગ્મ વિનોદ કરતું હતું; હમણાં જ સંધ્યાકાળ પડી હોય એમ લાગતું હતું; સરોજ મ્હારી પાસે નિત્યની માફક ઉષાકાન્તની પાસે ઉભી હતી; બીજી બાજુ ખાટલા ઉપર રમેન્દ્ર ખિન્ન હૃદયે ઉષાકાન્તની છાતીએ હાથ ફેરવતો હતો ત્યાં ઉષાકાન્ત એકદમ લવવા લાગ્યો. "સરોજ! સરોજ! અમારા કલ્યાણગ્રામમાં કલેશ ઉત્પન્ન ન થાય એટલા માટે હું જાઉં છું. તું મ્હને મુંબાઈ શું કામ મળી? જ્યાં જાઉં છું ત્યાં તું નજરે પડે છે! ત્હારા હાથની દવા! ત્હારી પૂરી ફરી ફરીને આપ્ય. કપાળ ઉપર હાથ મૂકયો? હાશ! હાશ! આવો તાવ રોજ આવજો; પ્રભાકર સુખી થશે! દયા બ્હેન! હું આવું છું હો! ત્હમારી પાસે જેવું સુખ છે ત્હેવું અહીં નથી. ત્હમારા ગયા પછી મ્હારૂં કોઈ રહ્યું નથી. સરોજને મ્હારી ધારતો હતો પણ ગુલાબભાભી આડે આવ્યાં. પ્રભાકર એકલો

મૂકી નાશી ગયો. રમેન્દ્ર! હા. મ્હારો હતો. છે પણ મ્હને મળ્યો જ નહિ. મ્હને કોણ મળે? જ્ઞાતિભોજનમાં જતાં જતાં છેલ્લા નિરાંતે મળ્યા એ જ. હોય! ભલે એ સુખી રહે પણ હું તો ત્હમારા—ત્હારા—સરોજ ત્હારા, પ્રભાકર ત્હારા ને રમેન્દ્ર ત્હારા સ્નેહ ખાતર જ મરૂં છું. ત્હમે જ મ્હારૂં ખુન કરો છો! ઇશ્વર કલ્યાણ કરે. રમેન્દ્ર! આવ્યો. આવ્ય, ભેટવા દે! હાશ! ત્યારે આટલા દિવસ કયાં છુપાઈ ગયો હતો? મંજુબ્હેને ન આવવા દીધો? મ્હારા માટે જેવો ભાવ છે તેવો બીજા માટે નથી તે હું જાણું છું! સરોજ! ત્હારો હાથ તો કપાળે જ રહેવા દેજે! પ્રભાકર! તું સરોજને સુખી કરજે હોં!" આમ બડબડતો ઘડીકમાં રમેન્દ્રને ભેટતો હોય તોય તેમ, ઘડીકમાં ત્હેના ખોળામાં માથું મુકી રડતો હોય તેમ ઉષાકાન્ત કરવા લાગ્યો. રમેન્દ્રને ભેટતો સરોજનો હાથ લેતો પણ તે સરોજ છે કે રમેન્દ્ર છે તે ઓળખતો નહિ.

સરોજ પંખો નાંખ્યા કરતી હતી; એક હાથ ત્હેના કપાળે હતો અને નિસ્તેજ ચ્હેરે, આંખમાં અશ્રુ સાથે જોયાં કરતી હતી. "આ શું! ગુલાબભાભી આડે આવ્યાં એ શું? પ્રભાકર! સરોજને સુખી કરજે એમ કેમ બોલે છે? શું ઉષાકાન્ત જશે જ? કેવી રીતે એમનો તાવ ઉતારૂં? જો મ્હારો હાથ કપાળે રાખવાથી શાન્તિ વળતી હશે તો હું દિવસ ને રાત્ય તેમ કરવા તૈયાર છું. રમેન્દ્ર! બ્હેનને બોલાવું? ડૉકટરને બોલાવો! આ જ એમ કેમ છે?"

સરોજના કહેવા ઉપર બીલકુલ લક્ષ આપ્યા વિના રમેન્દ્ર ઉષાકાન્તની છાતીએ હાથ ફેરવતો હતો; હું રોઇશ તો સરોજ

વધારે ગભરાશે એ બ્હીકથી જ છાતીનાં દુખો કહાડી શકયો નહોતો "ઉષાકાન્ત! ઉષાકાન્ત! ત્હેં શું આટલા માટે જ મ્હારી જોડે સ્નેહ બાંધ્યો? નિઃસ્વાર્થપણે ન્હાના મ્હોટાનો વિચાર કર્યાં વિના કેવળ અન્તર્‌ની લાગણી દર્શાવી તે આટલા માટે? હું કેવો મૂર્ખ! ત્હને મળ્યો જ નહિ. આજ મળીશ, કાલ મળીશમાં ગયું. હું બીજાને આટલા સ્નેહ પછી ચાહી શકું! કદિ નહિ. પ્રથમ તું ને પછી મંજુ. એ શિવાય મ્હારૂં અન્તરનું સ્નેહી કોઈ નથી. પણ એ બધું શા કામનું? મ્હારૂં હૃદય ત્હને શી રીતે બતાવું. ઉષાકાન્ત! જો તું એક વખત ઉઠે તો હું કહેવો છું તે બતાવું! ઉષાકાન્ત! ટુંક સમયમાં તું કેટલાંને પ્રિય થઈ પડયો? સરોજને, પ્રભાકરને, મ્હને રઝળતાં મૂકી જવા બેઠો છે? એકલાં મૂકી કોઈ દિવસ ગયો નથી ને આજે જઈશ? મંજુ બીચારી કેટલી દુઃખી થશે. હિન્દ સેવક સમિતિના સભાસદો ત્હારા જેવો બીજો માણસ કયાંથી લાવશે? ત્હારો મંદવાડ સાંભળી અહીંના હજારો ગરીબો બારણે આવી ત્હારી ખબર પૂછાવે છે અને આરામ કરવા ઇશ્વરની પ્રાર્થના કરે છે. એક વખત તો ભાનમાં આવ્ય! જેથી હું અહીં આવ્યો છું તે ખબર પડે. બેભાન અવસ્થામાં ભેટે છે તે કરતાં સાવધપણે ભેટી લે! હો ઇશ્વર! મ્હારો ઉષાકાન્ત! આમ ચાલ્યો જશે? હું શું કરૂં? એક વખત સાજો થાય તો મ્હારી ભૂલો માટે ક્ષમા માગું અને કદિ પણ મળ્યા વિના રહું નહિ પણ એ દિન કયાં? ઉષાકાન્ત! તુંજ મ્હારૂં સર્વસ્વ છે!

"હૈયું હનુમાનનું ચીર્યું, નિહાળી રામની મૂર્ત્તિ;
હૃદય મ્હારૂં અરીસો છે, ઉઘાડી તું ભલે જો તે. *

* કલાપિ.

“ એને શાન્તિમાં લાવવા શો ઉપાય કરવો ? હા, એક છે. જો આમને આમ પંદર દિવસ કાઢે તો ? લાવ પ્રભાકરને તાર કરૂં. કાગળ લખું ? કાગળ તો લખ્યો છે. હકીકત લખી છે હવે તાર કરૂં.” આમ રમેન્દ્ર વિચારતો હતો ત્યાં ઉષાકાન્ત એકદમ શાન્ત થઈ પડયો. આંખો બંધ કરી. સરોજ અને રમેન્દ્ર એકી વખત ઉષાકાન્ત ઉપર માથું નાંખી પડ્યાં અને રોવા લાગ્યાં. આ બેમાંથી એકકેને પોતાનું–પોતાનાં શરીરનું ભાન નહોતું. ત્યાં શિવલક્ષ્મી દાખલ થયાં.

“ સરોજ ! રમેન્દ્ર ! આ શું ? શું છે ? આમ કેમ એના ઉપર પડ્યાં છો ? એને કેમ છે ? ”

“ બેન ! મ્હને સ્હમજણ પડતી નથી. હું ગભરાઈ ગઈ છું. એ બોલતા ચાલતા નથી માત્ર ‘ લલાટે રાખ કર તારો ’ કર્યાં કરે છે.”

“ માશી ! ઉષાકાન્તે આજ સૂધી મ્હને ઓળખ્યો નથી અને આજે તો બહુ જ લવવા માડયું હતું. હમણાં એકદમ શાન્ત થઈ ગયા છે. માથે તાવ ચ્હડી ગયો છે અને એમની આંખ જોતાં ચિહ્ન સારા ન લાગવાથી હું ગભરાયો. માશી ! શું ત્યારે ઉષાકાન્ત .........” આટલું કહેતાં રમેન્દ્ર ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો. અને સરોજ લુગડાનાં છેડાથી આંસુ લ્હોતી ગઈ તેમ તેમ વધારે આંસું પડતાં હતાં.

“ સરોજ ! રમેન્દ્ર ! આમ ગભરાવ નહિ. ઉષાકાન્ત માટે મ્હને કેવી કેવી ઉમેદો હતી ? આજ સઘળી નષ્ટ થવા બેઠી છે. જા, જઈ એમને બોલાવી લાવ અને ડૉક્તરને બોલાવવા માણસ મોકલ ! ” સરોજ ઉષાકાન્તને કેમે કરે મટે છે એ વિચારે એકદમ દોડી. રમેન્દ્ર અને શિવલક્ષ્મી ઉષાકાન્તની પાસે ડૉક્તરની વાટય જોતાં હતાં.

# પ્રકરણ ૧૪ મું.

## પ્રભાકર.

The noblest minds their virtue prove,
By pity, sympathy, and love ;
These are feelings truly fine,
And prove their owner half-divine. *—*Cowper.*

પ્રોફેસર પ્યુની ઘરની સ્થિતિ બહુ સારી હતી અને સાયન્સનો અભ્યાસ કરી હિન્દુસ્થાનનો કાંઈ અનુભવ લેવા આવ્યો હતો; ગુજરાત કૉલેજમાં જેટલો વખત રહ્યો તેટલા સમયમાં ત્હેણે વિદ્યાર્થી તેમ જ બીજાની પ્રીતિ સારી સંપાદન કરી હતી; એનું શિક્ષણ જેટલું સુરસ અને ઉત્તમ હતું તે જ પ્રમાણે ત્હેનો હિન્દવાસી પ્રત્યે પ્રેમ હતો. રજા દરમિયાન હિન્દુસ્થાનની જૂદી જૂદી જગાઓ જોઈ આવ્યો હતો; દેશની ઉન્નતિના કાર્યમાં ભાગ લેતો એટલું જ નહિ પણ યોગ્ય સલાહ આપતો. પ્રભાકર ઉપર ત્હેની ખાસ પ્રીતિ હતી. પ્રભાકરની બુદ્ધિ, સાયન્સ પ્રત્યેની ત્હેની અભિરૂચિ જોઈ ઈંગ્લાન્ડ જઈ અભ્યાસ કરી આવે તો દેશને વધારે લાભ છે એમ માનતો હોવાથી ઈંગ્લાન્ડ જવા પ્રભાકરને વખતો વખત સૂચવતો; પ્રભાકરની જ્ઞાતિમાં

---

* ઉદાત્ત વૃત્તિના મનુષ્યો દયા, અનુકંપા અને સ્નેહથી પોતાના સદ્ગુણો પ્રદર્શિત કરે છે. આ આ જ વૃત્તિઓ સત્યત: ઉત્તમ છે અને આ વૃત્તિઓવાળા મનુષ્ય અરધા દેવ છે એ સૂચવે છે.—કાઉપર.

યુરોપ જવામાં હવે એટલો બધો વાંધો રહ્યો નહોતો છતાં આપણાં માબાપો આપણને વેગળા કાઢતાં કેટલા સંકોચાય છે તે ક્યાં અનુભવ નથી? પ્રભાકરે આડકતરી રીતે ધીરજલાલને, ગુલાબને પૂછેલું પણ 'ના' થયેલી. પ્રો. પ્યુને ઇંગ્લાન્ડ જવાનું થયું અને પ્રભાકરને પોતાને ખર્ચે ઇંગ્લાન્ડ લઈ જવા ઇચ્છા દર્શાવી. પ્રભાકર ઇંગ્લાન્ડ જવા તૈયાર થયો અને મ્હારોમ્હાર ઘેર ખબર કર્યાં સિવાય સ્ટેશન ઉપર જઈ પ્રો. પ્યુની સાથે મુંબાઈ ગયો. મુંબાઈ જતાં બે ચિઠ્ઠીયો મોકલી હતી તે સુવિદિત છે. મુંબાઈ બંદર ઉપર સરોજને જોઈ, ઓળખી પણ પકડાવાની બ્હીકે બોલ્યો નહિ. ઉપાકાન્ત મોડો પડયો એટલે મળી શકયો નહિ. એડન જઈ તાર કર્યો ત્યારે જ ધીરજલાલ વગેરેએ જાણ્યું. ગયા પછી ગુલાબે કહ્યું કે 'કહીને ગયો હત તો શું? અમે રજા ન આપત?' થોમસ કુક એન્ડ સન્સ મારફત પ્રભાકરની ટપાલ જવાની હતી. પ્રો. પ્યુની ઇચ્છાનુસાર કેમ્બ્રીજ પાસેના ન્હાના ગામડામાં પ્રો. પ્યુને ઘેર જ થોડા દિવસ રહ્યો. કેમ્બ્રીજ કૉલેજમાં સાયન્સ કલાસમાં દાખલ થયો. ઇંગ્લાન્ડ અને હિન્દુસ્તાનની શિક્ષણ પદ્ધતિમાં, શિક્ષણની અનુકૂળતામાં, પરીક્ષામાં, ફેરફાર જોયો. કેલવણીમાં હિન્દુસ્તાન બહુ જ પછાત છે એમ એની ખાત્રી થઈ. આપણા વિદ્યાર્થીઓ યુરોપના વાતાવરણમાં રહે, યુરોપની પદ્ધતિનું શિક્ષણ લે તો યુરોપીઅન વિદ્યાર્થીઓ કરતાં ચડી જાય એમાં સંદેહ નહિ એમ જણાયું. રજામાં પ્રો. પ્યુની સાથે સાથે ઇંગ્લાન્ડના લોકોના સહવાસમાં આવ્યો અને ઇંગ્લાન્ડ વિશેનો, એમની સાંસારિક સ્થિતિનો મોહ નષ્ટ થયો. કેલવણીના પ્રભાવે કેટલી રૂઢીયોમાં, કેટલા વ્હેમોમાં, કેટલાક વિચારોમાં ફેર કરીયે

તો હિન્દુસ્તાનના રીત રીવાજો, હિન્દુઓની સાંસારિક પદ્ધતિ વધારે સુખમય, શાન્તિપ્રદ છે અને અનુકરણીય છે એમ લાગ્યું. કર્તવ્યબુદ્ધિ, નિયમિતતા, સ્વચ્છતા, શારીરિકબલ અને કેલવણીમાં આપણે એમની પાસે બહુ શિખવાનું છે. પ્રભાકર આ સર્વે નિહાળતો અને નવરાશે 'ઈસ્ટ અને વેસ્ટ' તેમ જ ગુજરાતી માસિકોમાં પોતાનો અનુભવ લખી મોકલતો. કેમ્બ્રીજમાં પારસી, બંગાળી, મદ્રાસી, પંજાબી, દક્ષણી, ગુજરાતી વિદ્યાર્થીઓ હતા; દર પંદર દિવસે ભેગા મળતા અને હિન્દુસ્તાનની સાંસારિક, રાજકીય પ્રવૃત્તિનો અભ્યાસ કરતા. ઈંગ્લાન્ડમાં કેમ્બ્રીજમાં ઉપર કથિત હિન્દવાસીઓમાં જૂદી જૂદી જ્ઞાતિના છીએ એવો વિચાર નહતો; આનો અર્થ એવો નથી કે સર્વે મદિરા વગેરે અભક્ષ્ય ભોજન લેતા. પરંતુ કોન્ગ્રેસ કોનફરન્સનાં પ્લેટફોર્મ ઉપર જેમ એક હિન્દના હિતને માટે એવા પેટાભેદનો વિચાર દૂર કરી મળે છે તેમ ઈંગ્લાન્ડમાં મળતા. અમૂક પત્રમાં ત્હેમાં મુખ્યત્વે કરી હિન્દુસ્તાનનાં પત્રોમાં કોઈ વખત પારસીઓ સ્હામે હિન્દુ પત્રકારે લખ્યું હોય, કોઈ વખત હિન્દુ પત્રે મુસલમાન સ્હામું લખ્યું હોય, મુસલમાને પારસી કે હિન્દુને વખોડ્યા હોય, દક્ષણીયોએ ગુજરાતીને નિંદ્યા હોય તો ત્હેમની તરફ તિરસ્કારની નજરે જોતા. માત્ર ઐક્ય શી રીતે થાય એ જ ઉદ્દેશ સાચવતા અને પ્રભાકર એમાં મુખ્ય ભાગ લેતો.

હિન્દુસ્તાનથી ટપાલ આવવાની હોય અથવા જવાની હોય તે વખત ઈંગ્લાન્ડમાં રહેતા હિન્દવાસીઓની ઉત્સુકતા જોવા જેવી જ થાય છે. ટપાલ લખતી વખત ઓછામાં ઓછા ત્રણ કલાક ગાળવા પડતા અને એમ છતાં કેટલાકને પત્ર નહોતા

લખાતા અને ખોટું લગાડતા. પત્રો આવવાના હોય ત્યારે સ્હવારથી બીજું કાંઈ કરવું ગમતું નહિ અને ક્યારે પત્ર આવે, શી ખબર હશે, એ જ થતું. પત્રનો થોકડો ટેબલ ઉપર પડતાંની સાથે કોનો પત્ર પ્હેલો ફોડવો એની ભાંજગડ મનમાં થતી; પત્ની, માતા, પિતા, મિત્રોમાં કોને પ્રથમ પદ આપવું એ પ્રશ્ન થતો અને જેના સ્નેહનું આકર્ષણ વધતું ત્હેના પત્રો વ્હેલા ફોડાતા.

પ્રભાકરે કેમ્બ્રીજમાં રહી સાયન્સનો અભ્યાસ કર્યો, પણ બીજા જાણીતા સાયન્ટીસ્ટોની લેબોરેટરીમાં ( પ્રયોગશાળામાં ) પૈસા આપી જતો, નિરીક્ષણ કરતો, શિખતો. આ રીત્યે સામાન્ય રીતે થાય છે ત્હેના કરતાં સાયન્સનું જ્ઞાન ત્હેનું સારૂં થયું. એની સાથે સાથે ઇલેકટ્રીસીટી (વિજળી) ના સિદ્ધાન્તો પણ શિખ્યો. હિન્દુસ્તાન જઈ કોઈ કોલેજમાં નોકરી કરવાને બદલે બને તો કોઈ મંડળ અથવા રાજાની સાહાય્યથી લેબોરેટરી ( પ્રયોગ-શાળા ) સ્થાપવા વિચાર કર્યો હતો, અને એને માટે જોયતો સામાન પોતાને ખર્ચે માત્ર હિન્દુસ્તાન પ્રત્યેના ભાવના પરિ-ણામે જ પ્રો. બ્યુએ આપવા ઇચ્છા દર્શાવી હતી. આ ઇચ્છા અમલમાં મૂકાય, અને લેબોરેટરી સ્થપાય તો ત્હેનું નામ બ્યુ પ્રયોગશાળા આપવું એમ પ્રભાકરે ધાર્યું હતું.

ઇંગ્લાન્ડમાં પોતાને મળતા ખર્ચમાં ગરીબ ઇંગ્રેજોને દાન કરતો અને ગરીબ વર્ગોનાં ઘર, સ્થિતિ નિહાળી ત્હેમને સુખી કરવામાં ‘ આ ક્રિશ્ચીયન છે, પરદેશી છે; આ જ પ્રજા મ્હારા હિન્દવાસીને હક આપતી નથી ’ એ વિચારે પાછો પડતો નહિ. આપણે આપણું કર્તવ્ય બજાવવું અને તે પણ ઇશ્વર પ્રીત્યર્થ એ પ્રભાકરનો દૃઢ નિશ્ચય હતો. આનું પરિણામ એ આવ્યું કે

ઈંગ્લાન્ડમાં પ્રભાકર ગરીબ વર્ગમાં પ્રીતિપાત્ર થયો એટલું જ નહિ પણ ઉંચા વર્ગમાં ત્હેના ઘણા મિત્રો થયા. ત્હેના જીવનમાં, ઈંગ્રેજ કુટુમ્બોના સહવાસમાં એટલી બધી લાલચો આવી હતી, આવતી હતી છતાં ઇશ્વર ઉપરના દૃઢ વિશ્વાસે ત્હેની અસર થઈ નહિ. પ્રત્યેક દિવસ સ્હવારમાં ઇશ્વર પ્રાર્થના કરતો અને રાત્રે બૃહત્ રત્નાકર સ્તોત્રમાંથી માત્ર બરબડીને નહિ પણ સ્હમજીને—ત્હેના ભાવમાં ઉતરીને સ્તોત્ર વાંચતો અને શાન્ત ચિત્તે સૂતો. થેમ્સ નદિના પ્રવાહમાં, વેલ્સના સૃષ્ટિસૌન્દર્યમાં, સ્કોટલાન્ડના પર્વતોમાં ઇશ્વરની મૂર્ત્તિ, ઇશ્વરનું અસ્તિત્વ જોતો અને ચિત્ત નમ્ર બનાવી શીર્ષ અને હૃદય નમાવી ઇશ્વરત્વના અંશો હૃદયમાં રેડતો.

લગ્ન વિશે પ્રભાકરના જૂદા જ વિચાર હતા; લગ્ન કર્યાં પછી જીવન્મિત્ર થવાને બદલે જીવન ક્લેશનું કારણ થઈ પડે એમ હોય તો ત્હેવા લગ્નથી શો લાભ ? દુનિયાનાં બીજા પ્રવૃત્તિમય વ્યવહારોથી દૂર રહી શાન્ત એકાન્ત સ્થળમાં પ્રયોગો કરવામાં જીવન ગાળવાનો જેનો ઉદ્દેશ હતો ત્હેને શાન્તિની મુખ્ય આવશ્યકતા હતી–સાહાય્યકારિણીની જરૂર હતી; હવે એ ન મળે તો શા કામનું ? આ જ ઉદ્દેશથી યોગ્ય પત્ની ન મળે ત્યાં સૂધી પરણવું નહિ એ નિશ્ચય હતો. સરોજની કીર્ત્તિ ફેલાવા માંડી હતી; કાંઈ પણ વિચાર વિના પ્રભાકર અને ઉષાકાન્ત સરોજની, સરોજના ગુણની ને સરોજના માતપિતાની વાતો કરતા પરન્તુ તે સમયે બેમાંથી એક્કેના મનમાં લગ્નનો વિચાર નહોતો. ઈંગ્લાન્ડ ગયા પછી, ઈન્દુ કાન્તિના લગ્નના અરસામાં સરોજના વિવાહની વાત બ્હાર આવી. 'ઉષાકાન્તને આપવા મરજી છે'

એ સાંભળીને મ્હારો પ્રભાકર રહી જશે એમ ગુલાબના મનમાં થયું એમ થતાંની સાથે જ એક પત્ર શિવલક્ષ્મી ઉપર અને એક પત્ર પ્રભાકર ઉપર લખ્યો. પ્રભાકરના પત્રમાં માત્ર નીચે પ્રમાણે હતું.

અમદાવાદ.

ચિ. પ્રભાકર.

"વિ. ત્હારા પત્રો આવે છે એમ બરાબર લખતો રહેજે. શરીર બરાબર સંભાળજે. હવે તો તું આવે તો ઠીક. ઈન્દુ, કાન્તિનાં લગ્ન મ્હારા કાગળમાં લખ્યું હતું ત્યાં નક્કિ કર્યાં છે. સરોજને તું ઓળખે છે. સૌ. શિવલક્ષ્મીબ્હેનનો વિચાર ત્હારે માટે છે. સરોજ ડાહી ને ભણેલી છે. ત્હને જો ઠીક પડે તો એની ગોઠવણ કરીયે. ન્યાતમાં બીજી કોઈ એના જેવી નથી માટે વિચાર કરી લખજે. એ જ."

લી૦

સૌ. ગુલાબના આશીર્વાદ.

આ પત્રથી પ્રભાકર શું સ્હમજે? સરોજ જશે તો બીજી નહિ મળે એ ગુલાબનું કહેવું વાસ્તવિક હતું. પણ પ્રભાકરને ન થાય તો બીજે ક્યાં દેવાની હતી એ લખ્યું નહોતું. ઉષાકાન્તનું નામ પણ નહોતું. વળી શિવલક્ષ્મીની ઇચ્છા છે પછી શું જો-ઇએ? સરોજની ઇચ્છા છે કે કેમ તેનો વિચાર યુવાનને આવે જ શી રીતે? કોઈ દિવસ કન્યાની ઇચ્છા મુજબ થયું છે? કન્યાને ભણાવવી, કન્યાને મ્હોટી કરવી, એના દેખતાં જ્ઞાતિના સારા ખોટા છોકરાઓની વાતો કરવી પણ એની મરજી પૂછાય? કદિ

નહિ. આવી સ્થિતિ શી ? **સરોજ** વિશે ઉષાકાન્ત શિવાય બીજા કોને પૂછે? **પ્રભાકર**ના કાગળથી જ ઉષાકાન્તને ગુલાબની ખટપટની ખબર પડી. ઉષાકાન્ત શી રીતે અને શો ઉત્તર લખે ? હું **સરોજ**ને ચાહું છું; મ્હારે **સરોજ** જોઇએ છીએ. એમ લખી શકે ? **સરોજ** વિશે પત્રમાં કાંઈ જ ન લખવાનો નિશ્ચય કર્યો. ઉષાકાન્તને માનસિક ચિન્તા વધી અને **પ્રભાકર** **સરોજ**ને પરણવા ઉત્સુક થયો. **પ્રભાકર**નો હિન્દુસ્તાન આવવાનો સમય પાસે આવતો ગયો. પરીક્ષામાં નિષ્ફળતા, **સરોજ** નહિ મળે એ વિચાર, **રમેન્દ્ર** જેને પોતાના જીવ કરતાં પણ વધારે ચહાતો હતો ત્હેના પત્રનો, આન્તર્ સ્નેહના આવિર્ભાવનો અભાવ, **પ્રભાકર** **સરોજ** પરણશે તો મ્હને કેટલું દુ:ખ થશે, અને નહિ પરણે તો કલ્યાણગ્રામમાં ક્લેશ થશે એ વિચાર, ઉષાકાન્તને પીડવા લાગ્યા. હિન્દ સેવક સમિતિના કામમાં પુરેપુરૂં મન આપી શકયો નહિ; બી. એ. થવાની ઇચ્છા ફલિભૂત થઈ નહિ. ત્યાં **અ**મૃતસરનો અકસ્માત્ થયો અને તાવ લાગુ પડયો. **સરોજ**ની સંન્નિધમાં **સરોજ**ના વિચાર બહુ આવવા લાગ્યા. અન્ય કામના અભાવે **સરોજ**, **રમેન્દ્ર** બહુ સાંભરવા લાગ્યાં. **રમેન્દ્ર** ઉષાકાન્તને માત્ર આળસથી જ પત્ર લખી શકયો નહોતો. ત્હેને ઉષાકાન્ત સિવાય અન્ય કોઈ જ નહોતું. ત્હેમ અન્યની અપેક્ષા પણ નહોતી, ઉષાકાન્તને જ પોતાનો માન્યો હતો પણ તે ભાવ દર્શાવવાનો પ્રસંગ નહોતો આવ્યો; આવ્યો તે વખતે ઉષાકાન્ત ભાનમાં નહોતો. **સરોજ** ઉષાકાન્તને જ ચાહતી હતી પણ કાંઈ બોલી શકતી નહિ. **પ્રભાકર**ને ખરી સ્થિતિની માહિતી નહોતી. આમ હોવાથી ઉષાકાન્તના મૃદુ, કોમલ હૃદય ઉપર ગંભીર અસર થઈ અને પરિણામ મૃત્યુશય્યા જેવું

થયું. રમેન્દ્ર મિત્રસ્નેહથી—મિત્રનું અવસાન થશે અને એ અવસાનનું હું કારણ થઇશ માની બહુ ગભરાયો, મુગા રહેવા માટે આન્તર્‌ની લાગણી પ્રદર્શિત ન કરી શકયો ત્હેને માટે પસ્તાયો અને ભગવતી કામન્દકીની માફક

यन्मां विधेयविषये सभवान् नियुंक्ते
स्नेहस्य तत्फलमसौ प्रणमस्यसारः ।
प्राणैस्तपोभिरथवाभिमतं मदीयैः
कृत्यं घटेत सुहृदो यदि तत्कृतं स्यात् ॥ *

રમેન્દ્રે ઉષાકાન્તને મૃત્યુશય્યા ઉપરથી ઉઠાડી–સ્નેહનો આવિર્ભાવ દર્શાવી સુખી કરવા પ્રતિજ્ઞા લીધી અને પ્રભાકરને પત્ર લખ્યો:—

અલ્હાબાદ.

પ્રિય ભાઈ પ્રભાકર.

"વિ. ત્હમારા પત્ર આવે છે, હવે ત્હમારા આવવાના દિવસ થોડા રહ્યા છે અને જેમ જેમ દિવસ પાસે આવતા જાય છે તેમ તેમ હૃદયની ઉત્સુકતા વધતી જાય છે.

મ્હ્યુ પ્રયોગશાળાનું કામ ચાલે છે અને ત્હમે આવી હાથમાં લ્યો એટલી વાર છે. ભાઈ ઉષાકાન્તને સ્હેજ તાવ આવે છે

* 'ત્હેમણે મ્હને જે કરવા યોગ્ય કાર્ય સોંપ્યું છે તે ત્હેમના મ્હારા પ્રત્યેના સ્નેહનું ફલ છે. એ પ્રણયનો સાર છે. કદાપિ મ્હારા મૃત્યુથી અથવા તપથી મ્હારા મિત્રનું કાર્ય થતું હોય તો જ તે થયું કહેવાય.'
—ભવભૂતિ.

એમ મ્હેં લખ્યું હતું પરન્તુ દિવસે દિવસે તાવ–અશક્તિ વધતી જાય છે અને દાક્તરોએ આશા મૂકવા માંડી છે. ભાઈ પ્રભાકર! ઉષાકાન્તનું શરીર જોતાં, એના મૃત્યુનો વિચાર કરતાં મ્હારૂં ચિત્ત વ્યથિત થાય છે. ન કરે નારાયણ ને એને કાંઈ થયું તો મ્હારૂં શું થશે તે કહી શકતો નથી. છેવટે હું–અમે મનની વાતો કરી શકયા જ નથી. દિવસ ને રાત્રિ ઉષાકાન્તની પથારી પાસે બેસી રહું છું અને આ પત્ર પણ પથારી ઉપર બેસીને જ લખ્યો છે. આ પત્રનો ઉત્તર આવે ત્યાં સુધી–ઉષાકાન્ત હશે કે કેમ તે કહી શકતો નથી. પ્રભાકર! ત્હમારી ઝંખના બહુ કરે છે. ઉષાકાન્તના આ મંદવાડનું કારણ હું ત્હમને શું કહી શકું? આટલા દિવસ મનમાં રાખ્યું પણ મિત્રનું મૃત્યુ–ઉષાકાન્તના આંસુ, ઉષાકાન્તનો ફિક્કો ચ્હેરો હવે મ્હારાથી જોઈ શકાતો–નથી. એની છાતી ઉપર મ્હારો હાથ ફરે છે ત્યારે જ શાન્તિ વળે છે. એને ભાન નથી પણ મ્હારો હાથ ઓળખે છે. હાથ ફરતાંની સાથે 'હાશ! હાશ! રમેન્દ્ર આવ્યો!' કહે છે. આટલા બધા સ્નેહ પછી હું તે સ્નેહ માટે–ત્હેને માટે કાંઈ ન કરૂં તો હું જ ખૂની કહેવાઉં. ઉષાકાન્ત મ્હારો પોતાનો આત્મા છે અને એના સિવાય મ્હારે કોઈ જોડે એવો સંબંધ નથી તો પછી એને માટે મ્હારે જીવ પણ આપવો જોઇએ. અને એને બની શકે તો ઉગારવાની પ્રબળ ઇચ્છાથી જ આ પત્ર આ રીતે લખ્યો છે."

"ત્હમે વિલાયત ગયા ત્યારે ત્હમારી પાછળ એ મુંબાઈ આવ્યો હતો પણ મોડો પડયો. ત્યાં સરોજને મળ્યો. સૌ. શિવલક્ષ્મીમાશી તથા બાલકરામની ઇચ્છા સરોજને ઉષાકાન્તને

આપવાની હતી. પણ ગુલાબભાભીએ ખટપટ કરી **સરોજ** ત્હમારે માટે લેવા યત્ન કર્યો. ઉષાકાન્તને આ બહુ લાગ્યું. ત્હમે **સરોજ** વિશે પુછાવો. પણ એ શી રીતે લખે? **સરોજ** એને ચ્હાય છે. માત્ર આપણા કલ્યાણગ્રામમાં કલેશ ઉત્પન્ન કરી ત્હમને ખોટું લગાડવાને બદલે એ મનમાં ને મનમાં મુંઝાયાં કરતો હતો. ત્હેની જ પીડાનો તાવ લાગુ થયો અને અત્યારે આપણને છોડી ચાલ્યો જવા બેઠો છે. **પ્રભાકર**! ત્હમે આવો અને કોઈ પણ રીતે મ્હારા ઉષાકાન્તને બચાવો—બચાવો નહિ તો તેનું મૃત્યુ શાન્તિથી થાય એમ કરો. એણે કોઇને દુભવ્યા નથી, એણે પોતાનું જીવન પરને માટે જ ગાળ્યું છે. ઉષાકાન્ત એક વખત સાજો થાય એ જ ઇચ્છા છે. એ મ્હારો છે—હું એનો છું—એને બચાવો એની કુંચી ત્હમારા હાથમાં છે. ઉષાકાન્ત જશે અને મ્હને કોણ પ્રેમથી બોલાવશે? મ્હારૂં હૃદય ભરાઈ જાય છે. વધારે લખી શકતો નથી. યોગ્ય લાગે તે કરજો. ઉષાકાન્તને બચાવી મ્હને બચાવો. એ જ.”

ત્હમારો,

સ્નેહાધીન રમેન્દ્ર.

આ પત્ર વાંચતાં જ **પ્રભાકરના** નેત્ર ઉઘડ્યાં. **સરોજ** વિશે ઉષાકાન્ત શા માટે જરાપણ ઉલ્લેખ નહોતો કરતો ત્હેનું કારણ સ્હમજ્યો. **રમેન્દ્રના** ઉષાકાન્ત પ્રત્યેના અનન્ય ભાવ માટે માનની વૃત્તિ થઈ અને ગુલાબના અતિ વાત્સલ્ય-પ્રેમના પરિણામે ઉષાકાન્તને સહન કરવું પડયું તે સ્હમજ્યો. ઉષાકાન્ત મૃત્યુશય્યા ઉપર એ જ વિચારે ‘**હિન્દુસ્તાન** વિમાનમાં જાઉં કે ઉડીને જાઉં એમ થયું. તાર કરૂં પણ ઉષાકાન્તથી વંચાવાનો

છે ? ઉષાકાન્ત આટલો બધો સાલસ! મ્હને ખોટું લાગશે એ બ્હીકથી–પ્રભાકરને ઓછું આવશે એ શંકાથી મનમાં ને મનમાં બળ્યા કર્યું અને આ પરિણામ આવ્યું. ઉષાકાન્ત! ત્હારા જેવા માણસો દુનિયામાં થોડા જ હશે. રમેન્દ્ર! શાબાશ છે ત્હને! મિત્રને–સ્નેહી–માટે મ્હને ખોટું લાગશે કે કેમ ત્હેની દરકાર રાખ્યા વિના પત્ર લખવા બેઠો. રમેન્દ્ર! ઉષાકાન્ત પ્રત્યેનો ત્હારો સ્નેહ અનન્ય જ છે. એમ રહી ઉષાકાન્તને સન્તોષજે.

ઉષાકાન્તને પ્રભુ બચાવશે. હિન્દના જે હજારો ગરીબોની સેવા કરે છે તે ગરીબોની દાદ ઇશ્વિર સાંભળશે. રમેન્દ્રનો સ્નેહ સંરક્ષશે, મ્હારી આન્તર્ લાગણી એનું દુ:ખ દૂર કરશે.'

પ્રભાકર પત્ર વાંચતાની સાથે હિન્દુસ્તાન જવાની તૈયારી કરવા લાગ્યો. અભ્યાસ પૂરો કર્યો હતો. યુરોપના કેટલાક ભાગમાં ફરવાનું બાકી હતું તે માંડી વાળ્યું અને ઉષાકાન્ત માટે તલપાપડ થયો. 'આવું છું' એવો રમેન્દ્રને તાર કર્યો. નિકળવાને દિવસે 'ઉષાકાન્ત ભય ભરેલી હાલતમાં–જલ્દી આવો' એવો તાર આવ્યો. આ તાર વાંચતા જ પ્રભાકર નરમ ઘેંશ જેવો થઈ ગયો. ઉષાકાન્તની મૂર્ત્તિ આંખ્ય આગળ તરવરવા લાગી અને વિદેશમાં સ્નેહીને માટે ગુપ્ત આંસુ પાડવા લાગ્યો. સ્ટીમરમાં બેઠો. પણ દરિઓ–ત્હેમાં જણાતાં વિધવિધ તરેહનાં પ્રાણીયો, આકાશમાં પ્રકાશતા તારાઓ, પાણી ઉપર ઉડતાં પક્ષીઓ, દૂરથી દેખાતા કિનારાઓ કાંઈ પણ આનન્દ આપવાને બદલે ખિન્ન કરવા લાગ્યા. વિલાયત જવા નીકળ્યો તે વખત પાછળ રહેલા સ્નેહીઓની ચિન્તા હતી, આ વખતે

કાંઇક સ્નેહીઓ પ્રભાકરની ઉન્નતિમાં. હર્ષ દર્શાવવાની આશામાં ને આશામાં ચાલ્યા ગયાં હતાં. 'ઉષાકાન્તને જોઇશ કે નહિ ?' એ જ વિચાર પ્રભાકરનું હૃદય મન્થન કરતો હતો. પ્રો. પ્યુની ઇચ્છા પ્રભાકરને થોડા દિવસ રાખવાની હતી પણ લાચારીથી રજા આપી હતી.

મુંબાઇના કિનારા ઉપર પગ મુકતાં ધીરજલાલને પ્હેલો પ્રશ્ન 'ઉષાકાન્તને કેમ છે' એ પૂછ્યો. વિલાયતથી સાયન્સની મ્હોટી પદવી લઇ આવ્યો હતો માટે એને માન આપવા બન્દર ઉપર ગોઠવણ થઇ હતી પણ ત્હેમાં ત્હેનું ચિત્ત નહોતું. વાતાવરણ ઉષાકાન્તથી જ ભરેલું દેખાયું. જ્યાં ત્યાંથી સ્નેહીઓને ખોટું ન લાગે માટે જ માનપત્ર લીધું; ટુંકાણમાં ઉત્તર આપ્યો અને અમદાવાદ ગયો. ઉષાકાન્ત પીડાય છે. માત્ર પ્રભાકરના આવવાની રાહ જોતો હોય તેમ 'પ્રભાકર આવ્યો ? રમેન્દ્ર આવ્યો ? ત્હમે બેએ મ્હને છોડી દીધો. સરોજ !' આમ બોલ્યાં કરે છે એમ ખબર આવી. ગુલાબને પ્રભાકરે રમેન્દ્રના પત્ર વિશે જરાયે વાત કરી નહોતી. તે જ દિવસે રાત્રે ધીરજલાલ અને પ્રભાકર અલ્હાબાદ જવા નિકળ્યા. અલ્હાબાદ આવી પ્રભાકર એના એ જ વેશે ઉષાકાન્તવાળા ઓરડામાં ગયો અને ઉષાકાન્તને જોયો. પાસે જઇ માથે હાથ મૂકી 'ઉષાકાન્ત ! ઉષાકાન્ત !'—કહ્યું પણ કોણ બોલે ? માથા ઉપર બરફ ઘસવો ચાલુ હતો; સરોજ ખિન્ન મુદ્રાએ ઉભી હતી અને રમેન્દ્ર ઘડીમાં છાતીયે તો ઘડીમાં પગે હાથ ફેરવતો હતો. દાક્તર આવ્યો અને ઉષાકાન્તને તપાસ્યો. દવા આપી. ગમે તો દવાની અસર થઇ અથવા દિવો ઓલવાતાં પહેલાં જરાક

તેજ આપે છે તેમ અન્ત પહેલાં ચૈતન્ય આવે તેમ ઉષાકાન્તને ભાન આવ્યું, અને બોલ્યો 'હાશ! કોણ સરોજ? ત્હારો હાથ છે? રમેન્દ્ર આવ્યો? પ્રભાકર! તું ક્યાંથી?'

"ભાઈ ઉષાકાન્ત! હું વિલાયતથી આવી ગયો છું. હવે ત્હને મટી જશે હો."

"સરોજને સુખી કરજે! રમેન્દ્રને કહેજે કે ઉષાકાન્ત ત્હને સંભારતો મરી ગયો. ઈન્દુને સાચવજે. જય, પ્રભુ!"

આ શબ્દોએ ત્યાં ઉભાં રહેલાં સર્વ મનુષ્યોનાં હૃદયો ધડકાવ્યાં. કાંઇક આડુ જોઈ રોવા લાગ્યાં અને બીજા, આંખ્યો પહેરણના, ધોતીયાના છેડાથી લ્હોવા લાગ્યા.

"ઉષાકાન્ત! રમેન્દ્ર અહીં છે. આ રહ્યો આજ કેટલા દિવસ થયાં લાગટ ત્હારી સેવા કરે છે."

"રમેન્દ્ર! આવ્ય ભાઈ! મ્હને ભેટવા દે!"

રમેન્દ્ર પાસે ગયો અને ધ્રગધ્રગતા શરીરને ભેટયો. એકને શારીરિક તેમ જ માનસિક શાન્તિ થઈ ત્યારે અન્યને ઉષાકાન્તના ઉન્હા શરીરે પણ શાન્તિ પ્રસારી એટલું જ નહિ પણ હૃદયનો ભાર હલકો કર્યો.

"ઉષાકાન્ત! તું કાંઈ પણ વાતની ચિન્તા કરીશ નહિ હો. હું પરણાવવાની બ્હીકે વિલાયત ગયો હતો તો પછી એ વિચાર ફરી ગયા નથી. હું પરણવાનો જ નથી. સરોજ ત્હારી છે હો. સરોજ મ્હારી બ્હેન થાય!"

'સરોજ મ્હારી બ્હેન થાય.' એ શબ્દ પ્રભાકરના મ્હોંમાંથી નિકળતાં જ ઉષાકાન્ત પ્રભાકરની સ્હામું જોઈ રહ્યો. 'શાબાસ

પ્રભાકર! આવું ઉન્નત હૃદય ક્યાંથી લાવવું? આ ન્હાનો સૂનો સ્વાર્થ ત્યાગ નથી. કલ્યાણગ્રામ નામ સાર્થક થયું. ઉષાકાન્ત વધારે ઉન્નત કે પ્રભાકર? રમેન્દ્ર! આ બધા આટલો મ્હોટો ઉન્નત ભાવ સ્નેહ દર્શાવે તો તું મળવામાંથી પણ ગયો? હવે ભવિષ્યમાં એ ભૂલ કદિ ન થાય! ઉષાકાન્ત! તું હવે મ્હારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખજે! ત્હારા સિવાય કોઈ જ નથી. સરોજને કેવી શાન્તિ વળી હશે?' રમેન્દ્ર આમ મનમાં બડબડતો હતો ત્યાં પ્રભાકરના શબ્દે શાન્તિ પ્રસારી હોય ત્હેમાં અથવા ગમે તે કારણથી ઉષાકાન્ત ધીરે રહીને બોલી ઉઠયો 'દુધ પાશો?'

'હા!' ની સાથે ત્રણે જણાં દુધની તજવીજ કરવા મંડ્યાં. શિવલક્ષ્મી તથા બાલકરામ ત્યાં નહોતાં. સઉથી પ્હેલી સરોજ દુધ લઈ આવી અને ઉષાકાન્તને દુધ પીવડાવવા યત્ન કરવા લાગી. માથું નીચું પડતું હતું.

"સરોજ બ્હેન! એમ નહિ ફાવે. જરા ખોળામાં લઈ પાઓ." પ્રભાકરના આ શબ્દની સાથે વાતાવરણમાં દિવ્યતા પથરાઈ હોય એમ જણાતું અને સરોજે ઉષાકાન્તનું માથું પોતાના ખોળામાં લઈ દુધ પાવાનું શરૂ કર્યું. માથું ખોળામાં આવતાં જ સરોજના શરીરમાં-મનમાં સરસરાટ થયો. પરન્તુ ઉષાકાન્તની મુદ્રા શાન્ત થઈ, એના પછાડા બંધ થયા અને ઘડીભર શાન્ત નિદ્રામાં પડયો આજ કેટલે દિવસે ઉષાકાન્ત ઉંઘ્યો. ઉદાત્ત હૃદયના મનુષ્યોના શબ્દ માત્ર શાન્તિ પ્રસારી શકવા સમર્થ છે તો પછી ત્હેમનાં વર્તન શું ન કરી શકે?




કૉપીરાઈટ. ] સરોજે...દુધ પાવાનું શરૂ કર્યું. —પૃષ્ઠ ૧૯૬.

Manoranjan Press.

# પ્રકરણ ૧૫ મું.



## શું આવી સ્થિતિ છે?



"But whose hath the world's goods, and beholdeth his brother in need, and shutteth up his compassion from him, how doth the love of God abideth in him! My little children, let us not love in word, neither with the tongue, but in deed and truth.*

—*1 Epis. St. John 11. 14.*

સરલા:—" સરોજ ! ઉષાકાન્તને કેમ છે ? "

સરોજ:—" અલ્હાબાદથી આવ્યા પછી કાંક શરીર ઠીક થતું જાય છે; બંગલાની હવા માફક આવી છે."

મંજુ:—" ઉષાકાન્ત જઈ આવ્યાં, જઈ આવ્યાં શું કરે છે?

સરોજ:—" અરે માંદા માંદાએ 'ગરીબોની તપાસ કરી ? મ્હારી ચાકરી કરનાર તો ત્હમે છો પણ એમનું કોણ ' એમ કહ્યાં કરે છે. આજ આપણે ત્રણે જઈશું ! "

---

* જેની પાસે દુનિયામાં જરૂરની વસ્તુઓ છે અને પોતાના બન્ધુને તંગ હાલતમાં જુવે છે અને ત્હેની પ્રત્યે દયાની લાગણી દર્શાવતી નથી ત્હેનામાં ઈશ્વરસ્નેહ ક્યાંથી હોય ? મ્હારા વ્હાલા બાલકો ! માત્ર જીભથી-શબ્દથી જ પ્રેમ ન બતાવતાં વર્તનથી, સત્યથી સ્નેહ દર્શાવો.

**મંજુ**:—"હાસ્તો. મ્હારા મનથીએ થયાં કરે છે પણ સંગાથ વિના જવાતું નથી."

**સરલા**:—"એમાં સંગાથ શો જોયતો હતો? એવાં પુણ્યનાં કામમાં ઢીલ શી? એમ કોણ ખાઈ જાય છે?"

આ પ્રમાણે નિશ્ચય કરી સરોજ, મંજુ અને સરલા સ્હાંજના ચારેક વાગે શહેર બ્હાર મીલના મજુરો, ભીખારીઓ અને અન્ય ગરીબ–વર્ગના લત્તા તરફ ગયાં; આ ત્રણે સાદા વેશમાં હતાં; સાથે એક નોકર હતો અને એ જ ભાગમાં એક મહાદેવનાં દર્શન કરવાનું નિમિત્ત હતું. મહાદેવનાં દર્શન કરી–અંદરના ચોગાનમાં થોડીવાર બેસી સંધ્યાકાળ સમયે મહાદેવની પાછલી બાજુ તરફ ગયાં. વાંસની ચીપોની ઓરડીઓની હાર આવી રહી હતી. આ ઓરડીઓમાંની કેટલીક છાણમાટીથી લીંપી હતી ત્યારે કેટલીકનું લીંપણ ઉખડી ગયું હતું કેટલાંકના બારોંટીયાં પણ ભાગી ગયાં હતાં; માત્ર ટેકા રાખી જેમ તેમ ચલાવ્યું હતું. આ ઓરડીઓને એક જ બારણું હતું અને તે બારી, બ્હારણાં, જાળી જેમાં ગણો તે જ હતું; બે ઓરડીની વચમાં ભીંત પણ ખપાટીયાંની જ હતી એટલું જ નહિ પણ પાછળ પણ પાછલા બારણાંની ઓરડીઓ હતી; ત્રણ બાજુ ખપાટીયાની ભીંત અને ચોથી બાજુ બારણું એવી આ ઓરડીઓ હતી. સંધ્યાકાલ થયો હતો એટલે મજુરવર્ગે આવી ગ્યાસલેટના દિવા સળગાવ્યા હતા; એક બાજુ ગ્યાસલેટની ધુણી, બીજી બાજુ ચુલાની ધુણી આખી ઓરડીમાં પ્રસરી હતી; ફાટયા તુટયા ખાટલા ઉપર છોકરાં સૂતાં હતાં અને દોરડાં ઉપર લુગડાંના ગાભા લટકતા હતા.

આમાંની એક ઓરડી આગળ સરોજ સરલા અને મંજુ આવી પહોંચ્યાં. એ ઓરડીની બ્હાર બે ન્હાના છોકરાં ઉઘાડાં રમતાં હતાં; બીજું ધાવણું છોકરૂં આંખ્યો દુખવા આવ્યાથી પડયું પડયું રડતું હતું, ઓરડીની અંદર ચૂલો સળગાવ્યો હતો અને એક બાઈ માટીની ઠીબમાં રોટલો શેકતી હતી. ઘર બ્હાર અંધારામાં પડોશનાં પંદર પંદર સોળ સોળ વરસનાં છોકરાં સાથે રમતાં હતાં. પાસેની એક ઓરડીમાં એક જણ 'સદેવંત સાવળીંગાની' વાત વાંચતો હતો અને ત્હેની આસપાસ ટોળું વળ્યું હતું. ત્રીજી ઓરડીમાં એક જણ એક તારો લઈ ભજન કરતો હતો અને બે ચાર ગાંજાની ગોટી તેયાર કરતા હતા; ચોથી ઓરડીમાં ઘરનો મુખ્ય પુરુષ દારૂ પીને આવ્યો હતો અને ત્હેનાં બાયડી છોકરાં ઉપર ધુમાધુમ મારફાડ કરી ત્રાસ વર્તાવતો હતો. સરોજ અને ત્હેની બ્હેનપણીઓ આ સ્થિતિ જોઈ આભી જ બની ગઈ.

સરોજ:—"મંજુ! આપણે તો દેશની ઉન્નતિના વિચાર કરીયે છીએ ને આમની સ્થિતિ તો જૂવો!"

મંજુ:—"સરોજ, ઉષાકાન્ત ભાઈ અને એ હમેશાં સાથે ફરવા જતાં તે મ્હને રોજ કહેતા. આ એક ઓરડીમાં કેટલાં રહે છે તે જૂવો છોને?"

સરલા:—"શું એક ઓરડીમાં રહેતાં હશે? છોકરાંઓની વહુઓ, દીકરીયો બધું એક ઓરડીમાં! મંજુ! સરલા! આપણા પેલા ચન્દુભાઇને પ્લેગના વખતમાં બ્હાર રહેવા જવું પડયું ત્યારે પોતાને અને પોતાનાં રાણીસાહેબ માટે જૂદો હોલ

જોયતો હતો તે સાંભરે છે કે ? આ ગરીબ માણસ જૂદા જૂદા હોલ ક્યાંથી લાવે ?"

**સરોજ**:—"બ્હેન, આ તો ઠીક છે પણ મ્હેં અલ્હાબાદ ભણી બાલકભાઈ સાથે જોયું છું. ત્યાં તો આના કરતાં પણ ન્હાની ઓરડીમાં ધણી ધણીઆણી છોકરાં અને વખત છે વહુઓ પણ રહેતી હોય છે એટલું જ નહિ પણ સર સુવાવડ પણ ત્યાં જ."

**સરલા**:—"હાય! હાય! ત્યારે લાજ મરજાદા તો શી રીતે સચવાય?"

**મંજુ**:—"લાજ મરજાદાની વાત જ શી? આમ ત્રણે બાજુ એક ઓરડીમાંથી બીજી ઓરડીમાં દેખાય. વળી જો હ્મણું પેલાં મ્હોટાં છોકરાઓ છોકરીઓ ભેગાં રમે; પછી નીતિનું કેટલું જોર હોય ?"

**સરલા**:—"ત્યારે જૂદી જૂદી ઓરડીઓ રાખે તો શું? એમાંનાં દરેક જણ કમાય છે પછી શો વાંધો ?"

**સરોજ**:—"મંજુ! એમાં વાંધો ઘણો છે. આવડી ન્હાની ઓરડીનું ભાડું રૂપીઓ એક હોય છે હોં! વળી મજુરોને મીલમાં મુકાદમને, પગાર આપનારને રોજ આપવું પડે છે. આ ઉપરાંત જો પેલી દુકાન દારૂની; મીલની મહેનત પછી, લાકડાં કાપ્યા પછી અથવા સખ્ત મહેનત કર્યા પછી દારૂ પીવાથી થાક ઉતરી જાય છે એમ માનતા હોવાથી દર રોજ સાંજરે ત્યાં જઈ દારૂ પીએ છે. દુકાનની પાસે જ ઉન્હા ઉન્હા ભજીયાંની દુકાન પછી કેમ ખાવાનું મન ન થાય? તેલ મશાલો ખરા-

બમાં ખરાબ પણ પૈસા મ્હોં માગ્યા મળે. કેટલા પૈસા તો આમ જાય. રોજનું ખાવાનું લાવવા માટે પેલી દુકાનો છે. ત્યાંથી પૈસાના લાકડાં, શેર લોટ વગેરે લાવે. મોંઘાનું પૂછવું જ નહિ. માલ ખરાબ.”

સરલા:—“શાક નહિ ખાતા હોય ?”

મંજુ:—“શાક એ ક્યાંથી ખાય ? રોટલો ને મરચું કે બહુ તો ડુંગળી. મીઠું આપણે મનથી સસ્તું છે પણ એમને મોઘું છે. શેમાં ખાય ? તેલ, ઘી તો બાપ જન્મારામાં જોતાં નથી. છાશ એ જ એમનો ખોરાક છે.”

સરોજ;—“આવો ખોરાક હોય અને આવાં ઘર હોય પછી એમનાં શરીર ક્યાંથી સારાં થાય ? જલન્ધર, હાથપગ દોરડી અને પેટ ગાગરડીવાળાં છોકરાં; ક્ષય, કોઢ, ખસ એમને થાય એમાં નવાઈ શી ?”

સરલા:—“બ્હેન ! ત્હણે તો જૂવો, પેલો વાંસનો ઢગલો છે ત્હેના ઉપર પથારી પાથરી પેલાં ધણીધણીયાણી સૂતાં છે. માથા ઉપર વાંસનું કામ છાપરૂં કરી ત્હેના બે ટેકા સાથે ઘોડીયા જેવું બાંધી છોકરૂં સુવાડયું છે. આજ એમનું ઘર હશે ?”

સરોજ:—“હા બ્હેન ! ગામડેથી વાંસ લાવી શહેરમાં વેચતા હશે. એ જ એનું ઘર; એ જ એનો ઘરવાખરો. ઉન્હાળાનો તાપ–શિયાળાની ટાઢ–અને ચોમાસાનો વરસાદ છોકરાં સાથે ત્યાં સહન કરવાનો. એ ઉપરાંત રોફ મારનાર સરકારી અમલદાર હોય તો વાંસની લાકડી મફતમાં લઈ જાય એ જૂદી

આવા દુ:ખમાં એક દિવસ આપણી નાજુક સ્ત્રીઓને રાખી હોય તો ?"

સરલા:—"સરોજ બ્હેન! હવે પેલી સ્ત્રી કેમ રૂવે છે તે જોઈશું ?"

સરોજ:—"હા, ચાલોને."

થોડે દૂર એક ન્હાની ઝુંપડીમાંથી રોવાનો આવાજ આવતો હતો; તે આર્તસ્વર સાંભળી આ ત્રણ યુવતિઓ તે તરફ ગઈ; અંદર જઈ જૂવે છે તો પ્રકાશ આવવાનું-હવા આવવાનું-એક બાકુ નહતું. ઓરડી બાંધી હશે ત્યાર પછી સૂર્યનારાયણનાં કિરણે પ્રવેશ કર્યો નહોતો; ભોંય એક પુરૂષ મૃત્યુવશ પડયો હતો; પાસે બે ન્હાના છોકરાં અધમૂવા હુંકારા કર્યાં કરતાં હતાં અને પેલી બાઈ બારણા પાસે રડતી હતી. આ સ્થિતિ જોઈ સરોજે તપાસ કરી તો જણાયું કે મૃત્યુ પામેલો પુરૂષ તાવથી પંદર દિવસ પીડાઈ મરી ગયો હતો; બાઈ સુવાવડમાંથી હમણાં જ ઉઠી હતી અને બે ન્હાનાં છોકરાં કાંઈ મજુરી કરે એમ નહોતાં; ઘરમાં ખાવાનો અચ્છેર લોટ નહોતો; અને ઓરડીનો માલિક ઘરભાડાની ઉઘરાણી કરતો હતો; કમાનાર મુખ્ય માણસ ચાલ્યો ગયો; સુવાવડની સ્થિતિમાં મજુરી થઈ શકતી નહોતી છતાં સ્ટેશન ઉપરથી એકાદ બે પોટલાં લઈ દિવસના બે ચાર પૈસા પેદા કરતી હતી. એના ચણા લાવી ખાંડી પાણીની સાથે મેળવી પતિને, છોકરાંને પાતી અને પીતી. ગામમાં આવેલા એકાદ બે સદાવ્રતના શેઠ પાસે ગઈ, પોતાની હકીકત કહી પણ સાધુસન્તને માટેના સદાવ્રતમાંથી ત્હેને આપવાનું નથી એવો ઉત્તર મળતો. એક ઠેકાણે બાવાઓને

જમાડતા હતા ત્યાંથી પણ કાંઈ મળ્યું નહિ અને આજે બ્રાહ્મણોની ચોરાશી હતી પણ કાંઈ પ્રાપ્ત થયું નહિ. પતિ સાજો થાય તેટલા માટે મ્યુનિસીપાલીટીના ધર્માદા દવાખાના તેમ જ ખાનગી ગૃહસ્થોના ધર્માદા દવાખાનામાં ગઈ પણ 'અમે કાંઈ ત્યાં આવવાને નવરા નથી' 'પૈસા લાવ' એવા અને અમર્યાદ શબ્દો સાંભળી આ બાઈ ગભરાઈ ગઈ. ઘેર આવી જુવે છે તો પતિ ગુજરી ગયો છે. છોકરાં ભૂખે ટેંટેં કર્યાં કરે છે—, એમની કોણ ખબર લે ? શ્રીમાન્ શેઠીયાના–કે સત્તાધારીયોનાં છોકરાં સહેજ પડે આખડે તો 'ખમા ! ભાઇને વાગ્યું ? બોલાવો દાકતરને ! જે જોઇએ તે લાવી આપો' કહી સર્વ ઇચ્છાઓ પાર પાડવામાં આવે ત્યારે ગરીબનો બેલી કોણ ? દહનક્રિયા કરવાને પેલી બાઈ પાસે નહોતા પૈસા કે નહોતું માણસ. આ દુ:ખથી રડતી હતી. **સરોજ** અને **મંજુ**ને આ સ્થિતિથી વાકેફ થતાં જ દયા આવી અને નોકર મારફત શબને અવલમંજલ પહોંચાડવા મજૂર વગેરેના ખર્ચના ગોઠવણ કરી; પેલી બાઈ તથા છોકરાને બંગલે આવવા કહ્યું.

**સરોજ**:—"**મંજુ** ! આપણે બંગલામાં રહીયે પછી આ સ્થિતિનું આપણને શે'નું ભાન હોય ?"

**મંજુ**:—"બ્હેન ! આજે આપણે ખરેખર બહુ શિખ્યાં. આમની સ્થિતિ સુધારવા કેમ કોઈ પ્રયત્ન નથી કરતું ?"

**સરલા**:—"બ્હેન ! આ મજુરો સ્હવારથી સ્હાંજ સૂધી વઇતરૂં કુટે છે છતાં કોઈ એમની દરકાર કેમ કરતું નથી ?"

**સરોજ**:—"**સરલા** ! આ તો હજી કાંઈ નથી. પણ ગામડાંઓમાં આથી પણ ખરાબ સ્થિતિ છે. આખા ગામનાં ગામ

ઉજ્જડ થઈ ગયાં છે. આમની આવી સ્થિતિ છે ને આપણે સ્વરાજ મેળવવું છે! આપણા આ ભાઇઓને સારી સ્થિતિએ ચ્હડાવવા આપણે શું કર્યું ?"

મંજુ:—"સરોજ! મ્હને એમ લાગે છે કે પ્રથમ તો એમને માટે જૂદાં હવાવાળાં સારાં ઘર બંધાવવા. દરેક મીલવાળાઓને માથે ફરજ હોવી જોઇએ કે એમની મીલમાં કામ કરનાર મજુરને માટે સગવડવાળાં સારાં મકાન તૈયાર કરે. બીજા ગરીબ વર્ગ માટે પણ સારી ચાલો બંધાવવી."

સરલા:—"એકલાં ઘરથી બસ નથી. દિવસે ન ફાવે તો રાત્રિયે પણ એક ન્હાની શાળા ઉઘાડી એમાં થોડું થોડું શિક્ષણ અપાવવું."

સરોજ:—"એ વાસ્તવિક છે પણ દારૂની ટેવ પ્રથમ દૂર કરાવવી. એને માટે યુવાનોએ વખતો વખત ફરી તપાસ કરી યથાશક્તિ મદદ આપવી જોઇએ. મ્હોટી વયનાં છોકરાં સાથે ફરે હરે એ પણ સંભાળવાનું છે."

સરલા:—"સરોજ બ્હેન! આપણા શહેરમાં તો ઉંચી જ્ઞાતિઓમાં તેમ જ હવે બધામાં ફુલેલાં પોલકાં, ત્હેને ઝુલો, વળી આઠ આનાના લુગડાંના દોઢ રૂપીઆ શીવડામણવાળાં કપડાંની ફેશન છે ત્યારે આ બીચારાં ગરીબ વર્ગને ઓઢવા પાથરવા નથી. એ લોકોને આવી જગામાં લાવવાં જોઇએ."

સરોજ:—"ઇશ્વરે આપણી સ્થિતિ સારી આપી હોય તો સ્થિતિ અનુસાર આપણે રહેવું જોઇએ પણ તે સાથે આપણા હજારો અનાથ બન્ધુઓ ભૂખે મરતાં હોય ત્હેની તરફ પણ લક્ષ આપતું જોઇએ."

**મંજુ**—"બ્હેન, આપણે ફંડ ઉઘરાવીયે અને ત્હેમાં ઓછામાં ઓછી જેને જે રકમ ભરવી હોય તે ભરે. એ ફંડમાંથી આપણે દર શનિ અને રવીવારે અહીં તેમ જ પરગામ ગરીબોના જૂદા જૂદા વિભાગમાં ફરી ત્હેમના મકાન સૂધારવામાં, ત્હેમના દુ:ખ દૂર કરવામાં અને ત્હેમને ધંધે લગાડવામાં વાપરીયે તો કેમ?"

**સરોજ**—"બ્હેન! વિચાર ઘણો સારો છે પણ વિચાર સ્મશાનવૈરાગ્ય જેવો ન રહે તો, વળી આપણે દૃઢ ઠરાવ કરીયે કે આપણો નવરાશનો વખત એવા જ કોઈ કામમાં ગાળવો તો જ કાર્ય હાથમાં લેવું."

**સરલા**:—"ઉષાકાન્તભાઈ તો એ જ વિચારના છે એટલે ત્હેમને વાંધો નથી. રમેન્દ્ર મંજુબ્હેનને ના કહે જ નહિ."

**સરોજ**—"ત્યારે પ્રભાકરભાઈ પણ કયે દિવસ ના પાડે એમ છે?"

# પ્રકરણ ૧૬ મું.

## કાન્તિ.

"Yet I cannot think that any man of high culture could regard his marriage as altogether a successful one so long as his wife remained shut out from his mental life."*

—*P. G. Hamerton.*

એક સાંજના ચાર વાગ્યાથી આ શહેરમાં મેળા જેવો દેખાવ થઈ રહ્યો હતો; પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે નજરે પડતી હતી; શરીર ઉપર જેટલાં ઘરેણાં લુગડાં પહેરાય એટલાં પહેરેલી સ્ત્રીઓ જીવન કૃતકૃત્ય માનતી હતી; ન્હાની ઉછરતી છોકરીયો જેમને ઓરણાં પહેરવાનો, પગમાં કલ્લાં પહેરવાનો બહુ શોખ થતો હતો ત્હેમણે આજ મનમાનતો વેશ પહેર્યો હતો અને ઓરણાં પહેરી લટકાથી ચાલતી હતી; પગમાં કલ્લાં વાગતાં હતાં તેથી લંઘાતી ચાલતી હતી છતાં એમની માતાઓ કલ્લાં કાઢી નાંખવા કહેતી ત્યારે રોયા જેવું મ્હોં કરતી. ઘાંચી, દરજી અને એવી કોમની મજબુત સ્ત્રીઓએ જાડો કસબી પોશાક પહેરી માથા ઉપર ફુલની વાડી મુકી હતી એટલું જ નહિ પણ તે વાડીને મ્હોં ઉપર લટકતા કાચના ગોળા

* આમ છતાં હું નથી ધારી શકતો કે જ્યાં સુધી પત્ની પોતાના પતિના માનસિક જીવનમાં ભાગ ન લઈ શકે ત્યાં સુધી એ લગ્ન વિજયી નિવડયું એમ કહેવાય.—પી. જી. હેમર્ટન.

અને ચાટલાં બાંધ્યા હતાં; ઉચ્ચ વર્ણની સ્ત્રીઓએ રેશમી સાડીઓ, ભરેલા કબજા અને નાજુક ઘરેણાં પહેર્યાં હતાં. લગભગ દરેક સ્ત્રીના હાથમાં અથવા સાથે રહેલા નોકરોના હાથમાં ટાટ–ટોપલીઓમાં જરમન સીલવરના લોટા, પવાલાં, પીતળની વાડકીયો, વગેરે જૂદી જૂદી જાતના વાસણો ઉપરાંત સુકો મેવો, બરફી, કેળાં વગેરે હતું. શહેરના જૂદા જૂદા વિભાગમાં ફરનારને જણાતું હતું કે આજ હરમાન, મહાદેવ, માતાના અથવા ખાલી પડેલા ઓટલા ઉપર ત્રિપુંડ તાણી બ્રાહ્મણો બેશી ગયા હતા અને ત્હેમની પાસે શ્રીમત્ ભાગવતના પાનાનો મ્હોટો થોક પડયો હતો. સપ્તાહનો છેલ્લો દિવસ હતો. સાત દિવસના પારાયણમાં શ્રીમત્ ભાગવતની કથા કહી દેવામાં મહાપૂણ્ય છે, તેટલું જ સાંભળવામાં પૂણ્ય છે. પુરાતન કાળમાં શ્રીમત્ ભાગવતની કથા કોઈક વિદ્વાન્ જ કહી શકતા, સ્હમજાવી શકતા અને એ કથા એટલી બધી રસમય, બોધક છે કે શાન્ત ચિત્તે સાંભળનારને એમાંથી આનન્દ અને બોધ મળ્યા વિના રહે નહિ, પરન્તુ કમાવાનો આ રસ્તો ઉત્તમ છે એમ માની તથા છાપખાનાંની અનુકૂલતાએ શ્રીમત્ ભાગવતના ભાષાન્તર સાથેનાં પુસ્તક એટલા સસ્તાં થયાં છે કે જેને જોઇએ તેને મળી શકે. આ સ્થિતિ હોવાથી સહેજ પણ ગુજરાતી જાણુનાર બ્રાહ્મણ આવું ભાષાન્તર લઈ એક ઓટલા ઉપર બેસે તો આપણા દેશના સ્ત્રીઓની એટલી શ્રદ્ધા છે કે પાંચ દસ રૂપીઆમાંથી ન જાય. બધા જ પુરાણીઓ અજ્ઞાન હોય છે એમ નહિ પરન્તુ સપ્તાહના દિવસમાં તપાસ કરતાં માલમ પડશે કે એમાંના ઘણાયે સંસ્કૃતનો અભ્યાસ તો નથી જ કર્યો હોતો પણ ગુજરાતી પણ માડ માડ વાંચી શકતા હોય છે તો પછી

કથામાં રહેલું રહસ્ય તો ક્યાંથી સ્હમજાવે? શહેરના દરેક ભાગમાં પ્રત્યેક વર્ષે કાશીમાં નજરે પડતાં શિવલિંગની માફક સપ્તાહ કહેનારની સંખ્યા વધતી જાય છે અને ખુણા ખોચરે બેઠેલા બ્રાહ્મણો, એક પણ સાંભળનાર વિનાના દાન દેનારની વાટ્ય જોતા, ઝોખા ખાતાં દૃષ્ટિગોચર થાય છે. બરાબર સ્હમજી કથાનું હાર્દ સ્હમજાવી શકે એટલાને જ દાન-માન આપી ઉત્તેજન આપતાં આપણા સ્ત્રીમંડળો શિખે તો વાસ્તવિક કેટલો લાભ થાય? આ પ્રમાણે સપ્તાહનું પૂણ્ય લેવાને ઘણી સ્ત્રીયો શક્તિ અનુસાર દાન કરવા નિકળી હતી ત્હેમાં ધીરજલાલની કાન્તિ પણ હતી. 'સારે સારૂં હોય તો શા માટે ન નિકળીયે? પોથી ઉપાડવાનું તો મહાન્ પુણ્ય છે. ઇશ્વર સારો દિવસ દેખાડે' આવાં ગુલાબના વચન સાંભળી કાન્તિ સાસરેથી સપ્તાહમાં દાન કરવા નિકળી હતી. કાન્તિના સાસરામાં વૃદ્ધ સાસુ અને પતિ સિવાય કોઈ નહોતું. ધીમતની સ્થિતિ સાધારણ રીતે ઠીક હતી અને બી. એ. સુધીની કેળવણી લઈ સરકારી રેવન્યુ ખાતામાં નોકર રહ્યો હતો. ધીમતના વિચારો ઉન્નત અને ઠરેલ હતા; શાન્ત સ્વભાવ હતો અને ઓફીસથી ઘેર આવ્યા પછી સાહિત્યના પુસ્તકો, પત્રો વાંચતો; મિત્રમંડળમાં આનન્દ કરતો. એને કાન્તિ જેવી પત્ની મળવાથી એના કેટલાક ઉચ્ચ વિચારો નષ્ટ થયા હતા. કાન્તિમાં આવડ ઓછી હતી એમ નહિ; એનામાં દુર્ગુણો હતા એમ નહિ. એને સુઘડતા, સુવ્યવસ્થા નહોતી એમ નહિ પરન્તુ પતિપત્નીએ સાથે બેશી ભિન્ન ભિન્ન જાત્યનો આનન્દ કર્યો છે, કોઈ હૃદયને-આત્માને ઉન્નત બનાવે એવી વાતો કરી છે, કૌમુદીમાં બેસી સ્નેહાલાપ કર્યાં છે, કોઈ દિવસ સંગીતનો મધુર રસ ચખાડયો છે, કોઈ સુરસ પુસ્તક

વાંચ્યું છે, સાંભળ્યું છે, જનસમાજની, દેશની, સાંસારિક સ્થિતિની વાત કરી છે, જ્ઞાતિમાં ચાલતા રીવાજોનો વિચાર કર્યો છે, આનન્દથી શેતરંજ રમ્યાં છે—એમાંનું કાંઈજ નહિ. ઘર બરાબર સંભાળતી, રસોઈ તૈયાર કરતી એટલું જ નહિ પણ લ્હેજતદાર બનાવતી, ઘર સાફસુફ રાખતી, એમાં કહેવું પડે એમ નહોતું પરન્તુ ધીમતનું મન એટલાથી સંતુષ્ટ થતું નહિ. લગ્ન એનો હેતુ માત્ર ઘરની સગવડ સાચવવામાં જ આવી રહેતો નથી. Intellectual friend—માનસિક જીવનમાં મિત્ર જોઇએ. શું તે બ્હારથી ખોળી લેવો? એવી વાતો માટે કલબોમાં, અથવા અન્ય સ્થળે જવું? ઇન્દુ સર્વ રીતે અનુકૂળ થશે એમ એને ખાત્રિ હતી અને ઇન્દુ મળશે એમ એને ખાત્રિ હતી. એ આશા નષ્ટ થઈ પણ કાન્તિ ઇન્દુની સાથે જ કેળવાયેલી છે એટલે એ પણ એવી જ હશે એમ માનતો. જીવનની સહચારિણી આપતી વખત કશું જોવામાં ન આવે તે છતાં હિન્દુ યુવાનો સર્વ સહન કરી પોતાની જીવન-નૌકા ચલાવે એ કેટલી સહનશીલતા! ધીમત થાક્યો પાક્યો ઓફીસમાંથી ઘેર આવે પણ કાન્તિબેન કાં તો પિયર, કાં તો આડોશીપાડોશીને ત્યાં વાતોમાં મશ્ગુલ હોય. રાત્રિયે કોઈ સારૂં પુસ્તક લઈ ધીમત વાંચતો હોય અથવા કોઈ મધુર ગાયન ગાતો હોય ત્યારે કાન્તિબ્હેન ઉંઘતાં હોય! કોઈ સારી ચોપડી વાંચવાની કહે ત્યારે કડવી જીરી ખાધી હોય તેમ બે પાનાં વાંચે ને પછી અધુરી રહે. ધીમત એકલો હતો એટલે કદાપિ ફરવા જવાના હેતુથી કાન્તિને કોઈ લઈ જાય તો ફરવું તો ગમે છતાં આખા ગામથી શરમાતી હોય એમ લાજ કહાડી આઘી આઘી ચાલે; અને ધીમતને એમ થાય કે હું આને ક્યાં લાવ્યો?

**ધીમ**તનો ગૃહસંસાર આવો હતો; એવામાં સપ્તાહના દિવસો આવ્યા. કાન્તિબ્હેન પતિને પસંદ નથી એમ જાણતી છતાં 'એ તો સુધરી ગયા છે. નાસ્તિક છે' એમ માની માતાને ખુશ કરવા અને પહેર્યા ઓઢયાનો લ્હાવો લેવા નિકળ્યાં. **ધીમ**ત અને એનું મિત્રમંડળ ફરવા નિકળ્યું હતું ત્યાં એક વરઘોડો આવતો જણાયો. વરઘોડો જોવાની સ્વાભાવિક ઉત્સુકતાએ સર્વે એક બાજુ ઉભા રહ્યા. પુરાણી એક બે ઘોડાની બગીમાં બેઠા હતા; અને બગીમાં ફુલની ચાદર પાથરી હતી; બગીની આગળ કેટલોક પુરૂષવર્ગ હતો અને ત્હેની આગળ વાજુ વાગતું હતું. બગીની પાછળ સ્ત્રીમંડળ ગીત ગાતું ચાલતું હતું. સૌથી આગળ એક ગુલાબી કસબી પાલવનો ગાળો પહેરેલી, માથે રેશમી ઉઢાણી ઉપર રેશમી લુગડાથી બાંધેલી શ્રીમત્ ભાગવતના પુસ્તકવાળી એક બાલા ચાલતી હતી. ત્હેની મુખમુદ્રા ઉપરથી એનાં હૃદયમાં આનન્દ આનન્દ વર્ષી રહ્યો હોય એમ લાગતું હતું. સ્વર્ગમાં જવાનો અનુશાસન પત્ર હોય એમ માની ઉત્સાહપૂર્વક ગીત ઝીલતી હતી. આ સર્વ જોઈ **ધીમ**તલાલના મંડળમાં નીચે પ્રમાણે વાતચિત થઈ.

"કેમ **ધીમ**ત! ત્હમારાં પત્નીશ્રીએ તો શ્રીમત્ ભાગવત માથે લીધું છે?"

"**ધીમ**ત! કેમ બોલતો નથી? ત્હારી ઇચ્છાથી જ કર્યું હશે, નહિ?"

"બેશને યાર! બીજાં શું કરે છે ત્હેની આપણે શી પંચાત?"

"પણ પેલા પુરાણી કોણ છે તે તો જો ! કોઈ સારા વિદ્વાન્ સુશિલ પુરાણી બોલાવ્યા હત તોએ સાર્થક થાત."

"એ કોણ છે ?"

"અરે, અમારા ઘર પાસે રહે છે તે ચકુલાલ ! ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા આપી મ્યુનીસિપાલીટીની નિશાળમાંથી સાત રૂપીઆ લાવે છે. આ સાત દિવસની રજામાં પાંચ પચાસ કમાયો હશે. સંસ્કૃત તો જાણતો નથી એટલું જ નહિ પણ ગુજરાતી ચોપડીઓ પણ સ્હમજી શકતો નથી તે ભાગવતની કથા કરે છે ! ત્હેમાં ત્હમારાં પત્ની આમ ભાગ લે. કોઈ વિદ્વાન્ ઠરેલ શાસ્ત્રી હોય અને ભાગ લેતાં હોય તો ઠીક છે."

ધીમત તો આ સાંભળી ડઘાઈ જ ગયો. 'મ્હારી સાથે ફરવા આવવામાં, મ્હારા એકલાના જ આનન્દ માટે અને મ્હારા એકલાના જ દેખતાં ગાવામાં શરમ; જેમાં રસ પડે, બોધ મળે, એવી ચોપડી વાંચવામાં, અરે, મ્હારી પાસે જ ભાગવત સાંભળવામાં શરમ અને આમાં નહિ. શું ભલું થાય ? જો હિન્દુસ્ત્રીઓ આટલી ધર્માંધ ન હોત તો આટલા ભગતડાનું શું થાત ? અરે શાસ્ત્રીઓ ! ધર્માધ્યક્ષો ! જરા તો વિચારો ! ત્હમે કેળવાયેલા થાવ, સુશીલ થાવ અને સ્ત્રીઓને ઉન્નત કરો ને પછી જુવો ત્હમારાં માન કેવાં વધે છે ! હાલ પણ એકલું સંસ્કૃત જાણનાર મહાન્ પંડિતોને ઓછું માન મળે છે ? વિદુષી એની બીસાંટ, સ્વામી વિવેકાનન્દ જેવા મહાત્માઓ ઓછા માનને પાત્ર ગણાય છે ? અરે, એમનાં પુસ્તકો તો શું પણ એમના જોડા ઉંચકવામાં કૃતકૃત્ય માનનાર ભણેલાં સ્ત્રીપુરૂષો છે. લાલા લજપતરાય ને દાદાભાઈ નવરોજીના પગને અડકવાથી

જન્મનું સાફલ્ય માનનાર છે તો પછી ત્હમને કેમ નહિ માન આપે? શ્રીમત્ ભાગવત જેવી ઉત્તમ કથા સ્હમજાવવાની ત્હમારામાં શક્તિ હશે તો દરરોજનાં ચાર ચાર હજાર સ્ત્રીપુરૂષો હાજર રહેશે. પણ ત્હમે આમ અજ્ઞાનને શા માટે ઉત્તેજન આપો છો?'

'કાન્તિ! તું બધી રીતે ડાહી છે, સારી છે પણ મ્હારા માનસિક જીવનની મિત્ર થઈ શકતી નથી. ખેર!' આમ વિચાર કરતો, નિઃશ્વાસ નાંખતો ધીમત મિત્રમંડળ સાથે ફરવા ગયો.

રાત્રિના દસ વાગ્યા છે; કાન્તિ ખાઈ પરવારી ઉપર આવી ખાટયમાં બેસી હિંચકા ખાવા લાગી; આજ એના હર્ષનો પાર નહોતો. સપ્તાહમાં જર્મન સીલ્વરના લોટાનું દાન કર્યું હતું. એકવીસ લોટા, તે ઉપર અકેકું કેળું અને બબ્બે આની મુકી હતી. રસ્તામાં જેણે તેણે કાન્તિનાં લુગડાંની, કાન્તિએ આપેલા લોટાની અને પોથી ઉપાડ્યાની તારીફ કરી હતી. આથી બીજું વિશેષ શું જોઇએ? ગમે એવી રસોઈ સારી થઈ હોય પણ જ્યાં સૂધી કોઈ વખાણે નહિ ત્યાં સૂધી સર્વ નિરસ. 'વાહ રસોઈ! આવો તાલ પ્હેલાં નહોતો આવ્યો' આટલા જ શબ્દ રસોઈ બનાવનારને બસ છે. એના આગળ પૈસા બરબાદ છે. કાન્તિબ્હેનને પણ આજ સ્વર્ગ મળ્યું હતું!

ધીમત આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો ન્યુસપેપર વાંચતો હતો ત્યાં કાન્તિ બોલી ઉઠી:—

"સાંભળો છો? ત્હમે તો કાંઈ વાતચિતે કરો નહિ!"

"ઓહો! આજ વાતચિત કરવાનો ઉત્સાહ ક્યાંથી?" કહી ધીમતે ન્યુસપેપર વેગળું મૂક્યું.

"અમને તો ઘણોયે ઉત્સાહ છે પણ ત્હમને હમારી ક્યાં દરકાર છે? આજ તો હું સમાજમાં ગઈ'તી અને લોટાનું દાન કર્યું."

"વ્હાલી કાન્તિ! સમાજમાં ન જવા આપણે વાત થઇ'તી તે ભૂલી ગયાં. અને ગયાં તે પણ ચકુમહારાજની પોથી ઉપાડીને?"

"ચકુમહારાજ કેવા છે? ભાગવતની કથા કહે એ પુરાણી. વળી પુરાણીને શિંગડાં ઉગતાં હશે?"

"ભાગવતની કથામાં મ્હને પૂર્ણ શ્રદ્ધા છે. પણ પેલી સંસ્કૃત શાળાવાળા જીવરામ શાસ્ત્રીની કથામાં ગયાં હત તોએ ઠીક!"

"જોયા જીવરામને! સંસ્કૃતના ચાળા કરે તેમાં શું થયું?"

"વારૂ! બીજું એવા વિદ્વાનને લોટા આપ્યા હત તોએ ઠીક પણ ચકુમહારાજ જેવાને લોટા આપવામાં પૈસા બગાડ્યા એના કરતાં બીજી રીતે દાન થઈ શકત."

"ત્હમને હમારૂં કર્યું તો પસંદ જ ન આવે. અમે સમાજમાં જઈ પ્રભુનું નામ સાંભળ્યું તે ખોટું અને પેલી ત્હમારી સરોજ, સરલા અને મંજુ રોજ ગામ બ્હાર મજુરો-ભંગીયા અને એવા ગરીબના ઘરોમાં, ઇસ્પીતાલોમાં, અનાથાશ્રમોમાં જ્યાં ત્યાં રખડે એ સારૂં!"

"વ્હાલી કાન્તિ! તું અકળાઈશ નહિ. જરાક શાન્ત થા. એ ત્રણ કેવું કામ કરે છે! લુલાં, લંગડાં, નિરાધાર બાલકોને પોષે છે. સ્ત્રીઓમાંથી ખરાબ ટેવો દૂર કરવા પ્રયત્ન કરે છે અને ત્હેમને કામ ધંધે વળગાડી જીવન સુખમય બનાવે છે."

"અરે, એ તો બ્હાર રખડવામાં ઘર બગાડે છે."

"કાન્તિ ! આમ શું બોલે છે ? તે દિવસ આપણે મંજુને ત્યાં ગયાં હતાંસ્તો. એના ઘરમાં ઓછી સુઘડતા હતી ? ઓછી નિયમિતતા હતી ? નવરાશના વખતનો કેવો ઉપયોગ કરે છે ? રમેન્દ્ર અને મંજુ કેવો આનન્દ કરે છે ! એક બીજાંને જોઈ કેવાં ખુશી થાય છે અને ગરીબ વર્ગનું કલ્યાણ કરી કેવું સુખ માને છે ?"

"અરે, એ તો બધાં નાસ્તિક અને અભડછેટવાળાં."

"નાસ્તિક શા ઉપરથી જાણ્યાં ? શું સ્હવારના પ્હોરમાં વ્હેલાં ઉઠી ઇશ્વરનું ભજન શાન્ત ચિત્તે કરતાં તેં નથી જોયાં ? શું બપોરે બાર વાગ્યે સોના રૂપાના પુજાપાનો ઠાઠ કરી–એ કલાક સૂધી માળા ફેરવતાં, પાઠ કરતાં કાંઈકને ધમકાવતાં, કાંઈકને લ્હઢતાં, ટીકા કરતાં માલમ પડે ત્યારે આસ્તિક કહેવાય ? શું દેવને, ઇશ્વરને નથી માનતાં ? યાત્રાસ્થાને આપણાં કરતાં વધારે વખત ગયાં છે અને જાય છે એટલું જ નહિ પણ યાત્રાનું ખરૂં રહસ્ય એ વધારે સ્હમજે છે. આભડછેટ કોને કહે છે ? મહિના ને મહિના થયાં ન ધોયું હોય એવું અબોટીયું પહેરવું ? ઘાંચીના લુગડાં કરતાં પણ મેલું લુગડું પહેરી રાંધવું, ખાવું, એ આભડછેટ નથી ? ગમે એવા દુર્વ્યસની, ગમે એવા ચેપી રોગવાળાના હાથનું ભોજન ખાવું એ આભડછેટ નથી ? ને સ્વચ્છ શરીર રાખ્યે સ્વચ્છ લુગડાં પહેરવા એ આભડછેટ ? શુદ્ધમાં શુદ્ધ બ્રાહ્મણ–શુદ્ધમાં શુદ્ધ, આન્તર તેમ જ બાહ્યશુદ્ધિવાળાનું ભોજન લેવામાં આભડછેટ ? ગાડી તળે ચગદાયેલા કુતરાને પાણી નાંખી દૂર કરાવવામાં, ખીસકોલી,

ઉંદરને બચાવવામાં, જ્ઞાતિભોજન વખતે ન્હાઈધોઈ ગંધાતી જગામાં બેસવામાં આભડછેટ નહિ અને કોઈ ગરીબ માણસ ભૂખથી તમ્મર ખાઈ પડ્યો હોય, રોગથી ભૂખે મરતો હોય, ટાઢ તડકાથી હેરાન થતો હોય એવાને ઉઠાડી ઈસ્પીતાલમાં મોકલી આપવામાં, ત્હેને પાણી પિવડાવવામાં, ત્હેને ખોરાક આપવામાં, ત્હેના આત્માને સન્તુષ્ટ કરવામાં આભડછેટ! કેમ?"

કાન્તિ આ સર્વ સાંભળ્યાં કરતી હતી પણ કાંઈ જ બોલી નહિ. મૂળ સ્હમજુ હતી એટલે ધીમતનાં સર્વ કારણો યોગ્ય લાગ્યાં પણ પ્રથમથી સંસ્કાર એવા પડેલા એટલે વાત મનને રૂચતી નહિ. કાન્તિને મ્હોટેથી બોલવાની, ઉછળતો બોલ બોલવાની એવી ટેવ પડી હતી કે સ્હેજ બોલે તો પણ લ્હડતી હોય એમ જણાય; ધીમતની સાથે, સાસુ સાથે નમ્રતા રાખતાં શિખી જ નહોતી. ધીમત પ્રત્યે તિરસ્કાર હતો એમ નહિ પરન્તુ મૃદુ ભાષણથી આકર્ષણ કરી શકતી નહિ. આનું પરિણામ એ આવ્યું કે ધીમત કદી પણ મિત્રમંડળ સાથે, પત્ની સાથે બ્હાર ફરવા જઈ શકતો નહિ. લગ્ન થયા પહેલાંના એના વિચારો, મનમાં ને મનમાં જ રહ્યા અને લગ્ન વખતના આનન્દનો ધ્વંસ થવા માંડ્યો હતો.

ધીમતનો સંસાર આમ ચાલ્યો જતો હતો ત્યાં સરલા, સરોજ અને મંજુ અમદાવાદમાં ભેગાં થયાં; ઈન્દુને બોલાવવામાં આવતી પણ તે કોણ જાણે કેમ ત્યાં બહુ જતી નહિ. કાન્તિને બોલાવવી કે કેમ તે સંબંધે વાદવિવાદ થયા પછી 'કાન્તિ કરતાં ધીમત ખાતર બોલાવવી' એમ યોગ્ય લાગવાથી મંજુએ ચિઠ્ઠી લખી કાન્તિને બોલાવી; જે વખતે ચિઠ્ઠી

આવી તે વખતે ધીમત ઘરમાં જ હતો અને જતું કે કેમ ત્હેની વાતો નિકળી.

"કેમ! બોલતા નથી, હેં! મંજુ બ્હેન બોલાવે છે તો જાઉંને?"

"ત્હમને કોણ જવાની ના કહે છે? આજ જાઉં એમ ક્યાંથી પૂછવાનું મન થયું?"

"પીયર જવાનું હોય તો ન પૂછીએ, બીજે તો પૂછીએ! ઇન્દુફોઇને પિનાકીફુવા ક્યાં જવા દે છે?"

"સરોજ, સરલા અને મંજુ પાસે જવાનો વાંધો જ નથી. એ ત્રણે વખતનો સદ્‌ઉપયોગ જ કરતાં હશે અને ત્યાંથી કાંક લાભ થશે."

"લાભ તો ઠીક! પણ બળ્યું એમની વાતોમાં આનન્દ બહુ પડે છે. ત્યાંથી ઉઠવાનું મન જ થતું નથી."

કાન્તિ ચિઠ્ઠી મળતાં જ તૈયાર થઈ હતી ત્યાં ધીમતે રજા આપી પછી શું?

સરોજ, સરલા અને મંજુ રમેન્દ્રને ત્યાં બેઠા હતાં ત્યાં કાન્તિ જઈ પહોંચી. જૂદી જૂદી વાતો ચાલી અને કાન્તિ ભાગ લેવા લાગી.

સરોજઃ—"કાન્તિબ્હેન! ત્હમને સારી સારી રસોઈ આવડે ને કોઈ દિવસ ખવડાવીયે નહિ."

કાન્તિઃ—"મ્હને શું આવડે છે? છતાં હું ક્યાં ના કહું છું? કોઈ દિવસ મ્હારે ત્યાં આવો છો?"

**સરોજ**:—"આ **મંજુ**બ્હેનને ધણીના કામમાંથી નવરાશ જ ક્યાં **મળે** છે?"

કાન્તિ:—"આખો દહાડો તે શું કરતાં હશે? હું તો મ્હારે બપોર થાય એટલે ચાલી જાઉં."

**મંજુ**:—"કાન્તિબ્હેન! મ્હારાથી તો **નથી** જવાતું. એકેક ચોપડી વાંચવાની કહાડે છે તે વાંચી મૂકવી ગમતી નથી. સ્હાંજના એ કોલેજમાંથી આવે એટલે આપણે રહેવું જ જોઇએને? ઘરમાં કામકાજ હોય પછી ક્યાંથી નવરાશ મળે?"

**સરલા**:—"વળી ફરવાનું હોય, વાતોચિતો હોય, ગાવાનું હોય, ન્યુસપેપરમાં શું આવ્યું છે તે પૂછવાનું હોય, અને ગામગપાટા હાંકવાના હોય!"

કાન્તિ—"શું **મંજુ**બ્હેન, આ **સરલા** ખરૂં કહે છે? આ બધી વાત ભાયડાઓ સાથે એ કરે ખરાં?

**સરોજ**:—"કલબોમાં કહે–પાડાપાડોશીને કહે અને આપણુને ન કહે? આપણુને પૂછતાં આવડે અને આપણુને રસ પડે તો આપણુને–એ કહે."

**મંજુ**:—"કોલેજનાં ધાંધળની, કોઈ સારા કેસની, સારા ખોટા બનાવની વાત પ્હેલાં કહેતા તે રમુજ નહોતી પડતી પણ હવે તો પછી લજપતરાયનું શું થયું? પેલી ગાડી ઉંધી વળી ત્હેનું શું થયું? પેલાનું ખુન કરનાર મળી આવ્યો કે કેમ? ઘર કામમાં પ્રદર્શનમાં કોને ઇનામ મળ્યું એ પ્રશ્ન પૂછવાનું મન થાય છે."

કાન્તિ:—"બ્હેન! મ્હને તો એવું સાંભળવું ગમતું નથી. કહે છે તો રોજ. પણ એવી ગમ્મત હોય તો તો હુંયે સાંભ-

ળીશ. પણ મંજુબ્હેન ત્હમે ફરવા જાઓ છો? રમેન્દ્રની સાથે? કોઈ ટીકા નથી કરતું?"

સરોજ:—"ટીકા તો કરેસ્તો! દેવ દર્શન જઈએ ને કોઈની સાથે જઈએ ત્હેના કરતાં આપણા પોતાનાં માણસ સાથે જઈએ એમાં શું? આપણને પણ કાંઈ જોવાનું મન થાય ત્યારે પતિની સાથે જઈએ તો બરાબર સ્હમજીયે અને વળી સાથે રહેવાનો આનન્દ."

કાન્તિ:—"બ્હેન! તમે તો કાંઈ ફંડ કરોછો ને? ગરીબોમાં ફરતાં કંટાળો નથી આવતો?"

મંજુ:—"કંટાળો શા માટે આવે? આપણા ન્હાનાં ભાઈ-બ્હેન કોહથી પીડાતાં હોય તો ત્હેની સારવાર કરીયેને! આપણે તાવે ફફડતાં હોઇએ અને કોઈ આપણી ચાકરી કરે તો આપણે આશીર્વાદ આપીયેને! તો પછી કોઈ ગરીબ માણસને દવાની, ખાવાની, રહેવાની, ભણવાની ગોઠવણ કરીયે ત્હેમાં શું ગેર-લાભ? એમાં આપણે શાં ઘસાઈ જઈએ? મુક્તિફોજના પેલા સાહેબ સાધુ સાધુડીમાને જોયાં છેને? એ કેવાં ગરીબોને મદદ કરે છે—રક્તપીતિયાં જેવાને પણ રાખે છે. તો પછી આપણે તો એક જ દેશનાં!"

કાન્તિ:—"બ્હેન! ત્હમારૂં તો બોલવું જ ધીમું ને મધુરૂં છે. મ્હારાથી તો આમ બોલાતું નથી. ત્હમને સ્હામો જવાબ અપાતો નથી."

સરોજ:—"ત્યારે ત્હમે કયાં જાવ એવાં છો? આ શું મ્હોટેથી અને અભિમાનથી બોલ્યાં છો? મ્હારા ધીમતભાઇને

ધારો તો ગોળ ગોળ કરી નાંખવાની શક્તિ છે. ન ધારો ત્યાં સૂધી. વળી ધીમતભાઈ ત્હમારૂં ઓછું પડવા દે એવા નથી એટલે અમારા બધાંથી ટપી જાઓ. પિનાકીભાઇનાં જેવું તો નથી ને?"

કાન્તિઃ—"નારે ના. હું તો ધારૂં એમ કરૂં છું. મ્હને કોઈ ના કહે એમ નથી."

કાન્તિને સરોજના, મંજુના શબ્દોથી એટલી અસર થઈ કે ન પૂછો વાત. 'શું હું આવી છું? મ્હારામાં શક્તિ છે. સરોજબ્હેન તથા મંજુબ્હેનને હું અભિમાની જાણતી હતી કારણ કે રસ્તામાં તલૈયું ચ્હડાવીને ચાલે છે. વળી કોઈ જોડે ત્હેમાં પુરુષવર્ગ સાથે તો ટુંકે જ પતાવે છે. પણ આ તો નરમ ઘી જેવાં છે. મ્હને મ્હોટી કરી કેવી ધીમાશથી વાત કરી? હવે તો હું દરરોજ આવવાની' આમ કાન્તિએ નિશ્ચય કર્યો.

કાન્તિઃ—"મંજુબ્હેન! સરલાને ક્યારે પરણાવો છો?"

મંજુઃ—"ઉષાકાન્તને બરાબર આરામ થાય એટલે!"

કાન્તિઃ—"શું ઉષાકાન્ત સરલાને પરણશે?"

મંજુઃ—"અરે, સરોજે ક્યારનાએ ઉષાકાન્ત લઈ લીધા છે. બડાં પક્કાં છે."

સરોજઃ—"છો રહ્યાં અમે પક્કાં! કાકા ભત્રિજા સાથે પરણશે."

કાન્તિઃ—"ત્યારે તો લાનોલીમાં સરલા આપણી મહેમાનગીરી કરશે સ્તો!"

સરલા:—"હા! આવજોને! ત્હમે પ્હેલાં, પણ ધીમતભાઇને સાથે લઇ આવો તો, હોં!"

કાન્તિ:—"બળ્યું ત્હેમે બધાં વરઘેલાં બહુ!"

સરોજ:—"ત્હમે અમારા કરતાં ક્યાં ઓછાં છો? અમે બોલીયે ને ત્હમે મનમાં સ્હમજો! બોલો! ત્હમને એમ નથી થયું કે હુંયે હવે એમની સાથે કોક વેળા ફરવા જઇશ, રાત્રે અગાશીમાં ચાંદનીમાં ગાયન સાંભળીશ, ઘર વ્યસ્થામાં એમને ધ્યાન જ નહિ આપવા દઉં."

કાન્તિનું હૃદય આ શ્લાઘાથી ઉછળવા લાગ્યું. મ્હોં ઉપર હાસ્ય રમી રહ્યું અને ઘડીભર ધીમતની મૂર્ત્તિ આંખ આગળ તરવરવા લાગી એટલું જ નહિ પણ ક્યારે ઘેર જાઉં એમ થવા માંડયું. એટલામાં રમેન્દ્ર આવ્યો અને મંજુ ચાહ કરવા ઉઠી. ચાહ પાન સોપારીથી પરવારી ઉષાકાન્તના શરીરની ખબર પુછી, ગામગપાટા મારી સ્ત્રીમંડળ વિખેરાયું.

# પ્રકરણ ૧૭ મું.

## જ્યુ પ્રયોગશાળા.



"The future belongs to Science;
Unfortunate are the people who
Shut their eyes to the truth." *

—*A scientist.*

કોઈ પણ દેશની ઉન્નતિ કરવી હોય તો તે દેશની રાજકીય, માનસિક, શારીરિક, સાંસારિક સ્થિતિ પ્રથમ ઉન્નત થવી જોઇએ; આને માટે કોઈ શરીરબળ વધારવા, કોઈ બુદ્ધિનો વિકાસ કરવા, કોઈ સંસારના રિવાજો સુધારવા, કોઈ જ્ઞાતિભેદ દૂર કરવા અને કોઇ કેળવણીની મૂખ્ય ભાગ ભજવે છે. કેળવણી વિશે પણ કોઈ ઉંચી કેળવણીની ભલામણ કરે છે તો કોઈ ઉદ્યોગ હુન્નરની કેળવણી ખિલવવા સૂચવે છે. યુરોપ, અમેરીકાની ઉન્નતિના કારણો શાં છે ત્હેની તપાસ કરીશું તો જણાશે છે કે કેળવણી અને ત્હેમાં પણ સાયન્સ (વિજ્ઞાન) મુખ્ય છે. વીસમી સદીને સાયન્સયુગ કહીયે તો ખોટું નથી. સાયન્સ આપણાં પ્રત્યેક કર્મમાં આવી રહેલું છે. ઉદ્યોગ હુન્નરનો વિકાસ સાયન્સના આધારે છે. ખેતીવાડી સાયન્સના જ

* ભવિષ્ય સાયન્સ (વિજ્ઞાન) ને હસ્તક છે. જેઓ આ સત્ય પ્રત્યે દુર્લક્ષ રાખે છે, તેઓ હતભાગી છે.

પ્રભાવે વધારે ઉત્પાદક થતી જાય છે; વ્યાપાર રોજગારને વિસ્તૃત થવા સાયન્સની સાહાય્યની જરૂર છે; સલાહશાન્તિ ફેલાવવાના પ્રયત્ન છતાં વિગ્રહો વધતા જાય છે અને ત્હેમાં પણ વધારે માણસો વધારે સારી રીતે કેમ મારી નાંખવા એ ઉદ્દેશને વિગ્રહ–લ્હડાઇઓને પણ સાયન્સની ગરજ પડે છે; રાજ્યનીતિમાં પણ સાયન્સની ઓછી જરૂર નથી. હિન્દુસ્તાનમાં તો હજી એ સ્થિતિ નથી તોપણ જો બીજા સુધરેલા દેશોમાં સગવડ વધારે સારી થઈ હોય, દ્રવ્ય-પૈસો ઉભરાઈ જતો દેખાતો હોય, ઘરો વધારે સોઇદાર થયાં હોય, લુગડાં અને સરસામાન સારો અને સસ્તો હોય, વીર–યોદ્ધાઓનાં હથિઆરો વધારે સારાં થયાં હોય, રાજ્યમંડળ વૈભવવાન્ થયું હોય તો શું સાયન્સને લીધે નથી ? જ્યાં જાઓ ત્યાં સાયન્સ ત્હમારા પડછાયાની માફક ત્હમારી સાથે જ છે; શ્વાસોશ્વાસ લ્યો અને રસાયણશાસ્ત્ર ( Chemistry ) નું ભાન થશે; ચાલો અને યાંત્રિક શાસ્ત્ર ( Mechanics ) હાજર છે; ત્હમે ભલે સાયન્સનો વિચાર પણ ન કરો તો પણ સાયન્સ વિના ત્હમને ચાલવાનું નથી. આપણી ઇચ્છા હો વા ન હો તોપણ વીસમીસદીમાં સાયન્સ ત્હમારી સહચારી થશે. કાં તો ત્હમે ત્હેના ઉપર સામ્રાજ્ય ભોગવો અગર તે ત્હમારા ઉપર અધિકાર ચલાવશે; જો ત્હમે અજ્ઞાન રહેશો તો તે ત્હમને ગુલામ બનાવશે; જો ત્હમે કેળવાયેલા હશો તો તે ત્હમને તાબે થશે.

સાયન્સનો આટલો બધો પ્રભાવ હોવા છતાં તે તરફ દુર્લક્ષ આપવું એ આપણી પોતાની અધોગતિ કરવા બરાબર છે. હિન્દુસ્તાનના યુવાનોમાં, કેળવાયેલા વર્ગમાં સાયન્સનો શોખ લાગ્યો છે; હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ બગડતી જવાથી

હિન્દુસ્તાનમાંથી જ કાચો માલ પાણીને મૂલે પરદેશ જઈ ત્યાંથી રૂપાન્તર થઈ મોંઘે ભાવે મળતો હોવાથી દેશનો પૈસો વિદેશ જતો હોવાથી આખા આર્યાવર્તમાં ઘોંઘાટ થવા માંડ્યો હતો અને તેટલા માટે શોધ–ખોળની પ્રયોગશાળાઓ, સાયન્સની નિશાળો તેમ જ કોલેજો, સાયન્સની યુનિવ્હર્સીટી, ઉદ્યોગ–હુન્નરની શાળાઓ સ્થાપવાના વિચાર થવા માંડ્યા અને કેટલાક કહેવા કરતાં કરી દેખાડનાર બંગાલી સ્વદેશ હિતચિંતકોને પ્રત્યેક વર્ષે લગભગ હેશી સો વિદ્યાર્થીઓ સાયન્સના અભ્યાસ માટે જાપાન, અમેરીકા, ઈંગ્લાન્ડ, જર્મની, ફ્રાન્સ મોકલવા લાગ્યા હતા. મુંબાઈ ઇલાકામાં એકાદ પ્રસિદ્ધ સાયન્ટીસ્ટની પ્રયોગશાળા હતી ત્યાં પ્રો. પ્યુવાળી પ્રયોગશાળા સ્થપાઈ. આ પ્રયોગશાળા માટે પ્રો. પ્યુએ પોતાની મ્હોટી મિલકત આપી હતી; તે ઉપરાન્ત પ્રો. પ્યુના સંબંધમાં આવેલા દેશીઓએ સ્વાર્થની સાથે પરમાર્થ થતો હોવાથી સારી રકમ એકઠી કરી હતી. આ પ્રયોગશાળાનું મકાન લાનોલી પાસે હતું.

૭. આઈ. પી. રેલ્વેમાં લાનોલી એક ન્હાનું પણ સુંદર સ્ટેશન છે. ખંડાળા અને લાનોલી એ એક જ વિભાગના બે ભાગ છે; ત્યારે ઘાટના ઢોળાવના શિખરરૂપ લાનોલી આવી રહ્યું છે અને દેશી, વિદેશીઓ ઉન્હાળામાં હવા ખાવા, તે ઉપરાન્ત માંદા માણસો પણ હવાનો ફેરફાર કરવા આવી રહે છે. પ્યુ-પ્રયોગશાળાનું મકાન સ્ટેશનની હદમાં નહોતું; લાનોલીથી બેએક માઇલ દૂર પાણીનો બંધ બાંધેલો છે; જેના પાણીનો ઉપયોગ આખા લાનોલીના સ્ટેશન વિભાગમાં થાય છે. ૭ એક માઇલ દૂર સુંદર કાર્લાની ગુફા આવી રહી છે અને એ ગુફામાં જ

પ્રખ્યાત રવીવર્માનું ચિત્રપ્રેસ છે; પ્યુપ્રયોગશાળા આ બે વિભાગની વચમાં આવેલી છે. પ્રયોગશાળાનું મકાન કાળા પત્થરથી બાંધેલું હતું; એની આસપાસ વિશાળ બાગ અને એ બાગમાં પણ જ્ઞાન સાથે આનન્દ આપનાર છોડવા રોપી દીધા હતા. પ્રયોગશાળાના વચલા હોલમાં, પ્રો. પ્યુનું સુંદર બાવલું ગોઠવી દેવામાં આવ્યું હતું અને બાવલાંની નીચે નીચેનો શિલાલેખ હતો:—

Let the white leave their boast
  Leave their exclusiveness;
Let the black leave their sloth,
  Leave their seclusion,
Let both of them meet,
  At a meeting point.*

એક બાજુના વિશાળ હોલમાં પ્રયોગશાળા હતી; ત્હેમાં પ્રયોગો કરવાનાં સર્વ સાધન હાજર હતાં; વચમાં ભોંય સરસા જડેલા ટેબલ ઉપર આરસાનો મ્હોટો લીસો પત્થર મુકી દીધો હતો ત્હેના ઉપર કાચનાં ન્હાનાં મ્હોટાં વાસણો, મિણબત્તી, સ્પીરીટલેમ્પ, ગ્યાસની નળીયો, પાણીની ચકલી વગેરેની ગોઠવણ હતી. ટેબલની પાસેની ખુરસી પાસે ગોળ ફરતું બુકશેલ્ફ હતું અને ત્હેમાં સાયન્સ–પ્રયોગશાળાને લગતાં ન્હાનાં મ્હોટાં પુસ્તકો હતાં; બીજા શિખતા વિદ્યાર્થીઓને માટે પણ પાંચ દશ ન્હાનાં ટેબલો અને એની સાથે જોઇતી સામગ્રી સાથે ભીંતની સાથે

* ગોરી પ્રજાને ત્હેમનું અભિમાન–તેઓનું અતડાપણું ત્યજવા દો અને કાળી પ્રજાને ત્હેમનું આલસ્ય અને એકાંતવાસીપણું ત્યજવા દો. અમુક સ્થળે બન્નેને મળવા દો.—એમ. ડી. વૈદ.

અઢેલીને મૂક્યાં હતાં; ટેબલની સ્હામે એક ગેલેરી વિદ્યાર્થીઓ માટે હતી; બે બાજુની ભીંત સાથે કાચનાં મ્હોટાં કબાટો હતાં અને ત્હેમાં પ્રયોગશાળાને લગતી દવાઓ, વસ્તુઓ હતી અને પ્રત્યેક ઉપર ચિઠ્ઠી ચોડેલી હતી; કબાટ ઉપર પણ વિભાગનાં નામ હતાં; ખુરશી પાછળ ભીંત ઉપર વિજળીની મદદથી વાગતી ઘંટડીના બટનો હતાં. અને ત્હેના ઉપર નંબર લખેલા હતા જેથી જે નંબરની ઓરડીમાં ખબર કરવી હોય તે નંબરની ઓરડીમાં ખબર થઈ શકતી. એની સાથેના હોલમાં સ્ટોર હતો. એમાં પણ નિયમિતતા હતી. ત્રીજા વિશાળ ઓરડામાં લાયબ્રેરી હતી; આ લાયબ્રેરીમાંથી બેઠા બેઠા ઘાટના પર્વતો, વૃક્ષો અને સાયંકાળના સૂર્યાસ્ત એવી રીતે નજરે પડતાં હતાં કે ઘડીભર હાથમાં જ પુસ્તક અથવા પત્ર રહે અને સૃષ્ટિસૌન્દર્યમાં જ મન જાય. વચલા હોલની બીજી બાજુએ વિજળીની પ્રયોગશાળા હતી; વિદ્યુત્–વિજળી ઉત્પન્ન કરવાના, ભરી રાખવાના ચિત્રવિચિત્ર યંત્રો, ફોનોગ્રાફ, ગ્રેફોફોન, ટેલીફોનના યંત્રો અને તારો, લોહચુંબક વગેરે સામાન ગોઠવી દેવામાં આવ્યો હતો. પ્રયોગશાળાના વચલા હોલની મ્હેડીએ દુર્બીન મૂકવામાં આવ્યું હતું અને એના ઘુમટની એવી રચના કરવામાં આવી હતી કે ઘુમટ આઘો પાછો થઈ શકતો એટલું જ નહિ પણ ધાતુના ઘુમટના બે વિભાગ થઈ ઢાંકણાની પેઠે ઉઘડતા હતા. આ દુર્બીનનો ઉપયોગ કોઈ ગ્રહણ અથવા ગ્રહને જોવામાં થતો.

પ્રયોગશાળાથી થોડે દૂર બે ન્હાના સુશોભિત બંગલા હતા. બંગલામાં આગલો હોલ, બે ન્હાના બીજા મ્હેમાનોને માટેના બાજુએ પડતા ઓરડા, પાછલો હોલ અને ઉપર મેડી અગાશી

અને છજું હતું. રસોઈ માટે તેમ જ ગાડી ઘોડા માટેની ગોઠવણ જૂદી હતી. આ બે બંગલાં એક જ ધાટીના ને જોડે જોડે હતા; એક બંગલાનું નામ કલ્યાણગ્રામ અને બીજાનું નામ **સ્કોટીશ** વ્હીલા આપવામાં આવ્યું હતું. કલ્યાણગ્રામમાં આપણો **પ્રભાકર** રહેતો હતો અને **સ્કોટીશ** વ્હીલામાં ઇલેકટ્રીશીયન મિ. વુલ્નર રહેતો હતો.

**પ્રભાકર** રસાયણી પ્રયોગશાળામાંથી નવરો જ પડતો નહિ; વિલાયતથી મંગાવેલી વસ્તુઓ—સાધનો આવી ગયાં પછી ત્હેની વ્યવસ્થા કરવામાં કેટલાક દિવસો ગયા પછી આ પ્રયોગશાળામાં શિખવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થીઓના અભ્યાસના કાર્યક્રમ પ્રસિદ્ધ કરતાંની સાથે જ વિદ્યાર્થીઓની અરજીઓ આવવા લાગી. હાલમાં માત્ર દસ-વિદ્યાર્થીની જરૂર હોવાથી તેણે દસ જ વિદ્યાર્થીઓને બોલાવ્યા. આ વિદ્યાર્થીઓને રહેવા માટે પાસે એક ન્હાનું બોર્ડીંગ હાઉસ રાખ્યું હતું. આ વિદ્યાર્થીઓમાંથી કેટલાક યુનિવ્હર્સીટીના ગ્રેજ્યુએટો હતા એટલું જ નહિ પણ સાયન્સ લઈ પાસ થયા હતા. **પ્રભાકર** જેમ જેમ પ્રયોગો સાથે નવા નવા વિચારો દર્શાવી શિખવતો ગયો તેમ તેમ વિદ્યાર્થીઓને પોતાના જ્ઞાનનો ગર્વ લુપ્ત થતો ગયો અને **પ્રભાકર** જેવાના હાથ નીચે ભણવાના સદ્ભાગ્ય માટે ઇશ્વિરનો ઉપકાર માનવા લાગ્યા. પૃથક્કરણની શાખા ખોલેલી હોવાથી હિન્દુસ્તાનના જૂદા જૂદા ભાગમાંથી પૃથક્કરણ માટે વસ્તુઓ આવવા લાગી અને એમાંથી વિદ્યાર્થીઓને વ્યવહારિક જ્ઞાનનો અને પ્રયોગશાળાને આર્થિક લાભ એટલો થતો ગયો કે **પ્રભાકર**ની કીર્ત્તિ ધીરે ધીરે પ્રસરવા લાગી. જૂદા જૂદા અર્કો, તેલો

અને મિશ્રણો સરળતાથી અને સસ્તા બનવા લાગ્યાં અને સ્વદેશીવસ્તુઓના મોહથી અને સારી હોવાથી ત્હેનો ખપ જાગ્યો. દેશી રાજ્યનાં દવાખાના માટે, તે ઉપરાંત સામાન્ય લોકો પણ આ પ્રયોગશાળામાં બનતી ચીજો અત્રેથી જ લેવા લાગ્યા. પ્રભાકર સદ્ભાગ્યે એકલો હતો. સ્હવારમાં વ્હેલાં ઉઠી ન્હાઈ ધોઈ ફરી આવ્યા પછી દૂધ પી પ્રયોગશાળામાં દાખલ થતાં તે બપોરે જમતી વખત સુધી. ત્યારપછી પેપરો વાંચી, જરા આરામ લઈ પાછો એના કામમાં પડતો હતો. તે ઠેઠ સ્હાંજે છુટો થતો. કેટલીક વાર તો કોઈક પ્રયોગ નિષ્ફળ જતો તો આખો દિવસ ને દિવસ વિચાર કરતો અને મધ્ય રાતે ભૂલ પકડાતાં પ્રયોગશાળા ઉઘાડી પ્રયોગ કરતો.

દેશની રાજકીય, સાહિત્ય તેમ જ સામાજિક સમાજો, સંસ્થાઓમાંથી તેને આમંત્રણ આવતાં; પરન્તુ ત્હેનું ચિત્ત માત્ર પ્રયોગોમાં જ—સાયન્સની ખિલવણીમાં હોવાથી અન્યમાં લક્ષ આપી શકતો નહિ—આપતો નહિ. સ્હવાર સ્હાંજ બહાર ફરવા જતો તે વેળા માત્ર આગળ પાછળનાં રંક જનોની સ્થિતિ તપાસતો, વિના મૂલ્યે જાણતી દવા આપતો અને સન્તોષથી પોતાનું કર્તવ્ય કર્યે જતો. રાત્રિયે તે શાન્ત રહેતો અને બંગલાની અગાશીમાં અથવા બંગલામાં પલંગ ઉપર પડયો પડ્યો સાયન્સના તેમ જ મિત્રમંડળના વિચાર કરતો અને સ્નેહીઓને ત્યાં બોલાવવા ધારતો.

મિ. વુલ્નરનું જીવન તદ્દન ઉલટું હતું. એણે એક બબરચી રાખ્યો હતો અને આખો દિવસ વિજળીના પ્રયોગ કરવામાં, ગણત્રી કરવામાં ને વાંચવામાં કાઢતો. વિદ્યુત્‌ની લોહચુંબકની

શક્તિ જોતો. વાયરલેસ ટેલીગ્રાફીના પ્રયોગો કરતો. મિ. વુલ્નર વિજળીની મદદથી ઘરનું સર્વ કામ કરતો. પોતાના ઓરડાનું બારણું ઉઘાડવું હોય તો વિજળી, કોઇને બોલાવવો હોય તો વિજળી—કારણુ ઓરડાના બારણા ઉપર પગ મુકતાં જ ખબર પડતી; પ્રયોગશાળાથી બંગલામાં સન્દેશો કહેવો હોય તો પણ ટેલીફોન મારફત; ટુંકામાં વિજળીનો કેટલો અને કેવો ઉપયોગ થઈ શકે એમ છે, એ જ મિ. વુલ્નરના વિચાર. એને ન્હોતું સાંભરતું ઘર કે ન્હોતું સાંભરતું ખાવાનું; ખાવાનું તૈયાર હોય પણ પ્રયોગશાળામાં જીવ હોય તો પ્રયોગના વિચારમાં—પ્રયોગ કરવાંમાં સ્હવારની સ્હાંજ થતી, રાત્રે બારથી પાંચ ઉંઘ લેતો અને એક કલાક સ્હવારમાં અને એક કલાક સ્હાંજના આરામ લેતો પરન્તુ આ સાત કલાક આરામના કોઈ દિવસ ચાર પાંચ કે છ થાય પણ કામના કલાકમાંથી અડધો કલાક ઓછો થતો નહિ.

મિ. વુલ્નર અને પ્રભાકર બે કેમ્બ્રીજમાં સાથે ભણતા હતા. અને મિ. વુલ્નરને વીજળી—ઇલેકટ્રીસીટીનો શોખ હતો ત્યારે પ્રભાકરને રસાયણ—કેમિસ્ટ્રી નો શોક હતો. નવરાશની વેળાએ વુલ્નર અને પ્રભાકર લાનોલીથી ખંડાળાની સડકે ફરવા જતા અને તે વખતે સાયન્સ ઉપરાંત વાતો થતી હતી; આ પ્રમાણે એક દિવસ સ્હાંજના બન્ને સાયન્ટીસ્ટો ફરવા નિ-કળ્યા. સ્હાંજના પાંચ વાગી ગયા હતા; લાનોલીની હવા એવી ખુશનુમાં રહે છે કે ભર ઉન્હાળામાં પણ સૂર્યનો તડકો હુંફાળો લાગે છે. દૂરથી ખંડાળાના બંગલા વૃક્ષોમાંથી દૃષ્ટિ-ગોચર થતા હતા; એક બાજુ લાનોલીના દેશી લત્તાનાં ઘરો

માંથી નિકળતાં ધુણીના ગોટ નજરે પડતા હતા; પર્વત ઉપર દૂર વૃક્ષો છુટાં છુટાં હતાં છતાં એટલે પાસે લાગતાં હતાં કે આખા પર્વત ઉપર લીલોતરી પાથરી. વન્ય પક્ષીઓ સ્વતંત્રતાથી આમતેમ ફરતાં હતાં; દૂર એક ખીણમાં શંકરનું ન્હાનું દેવાલય તરતમાં જ ધોળાવેલા શિખરવાળું નેત્રને ગમતું હતું; હરણિ-યાનાં ટોળાં શિકારીની બ્હીકે ન્હાસતાં હતાં; કોઈક ઝરણાં પત્થરની જમીન ઉપર ખળખળ અવાજ કરતાં વહેતાં હતાં; સર્વત્ર શાન્તિ હતી; છુટા છવાયા લોક હવાફેર કરવા આવેલા ગૃહસ્થો સિવાય અન્ય કોઈ નહોતું. વુલ્નર અને પ્રભાકર ચાલતા ચાલતા લાનોલી અને ખંડાળાની વચમાં આવેલા એક ધરનાળા પાસે આવ્યા. ત્યાં સંધ્યાકાળ પડવા આવી; હવે આગળ જઇશું તો પાછા ફરતાં રાત પડશે માની ત્યાં જ ધર-નાળાના કઠેરા ઉપર બેઠા. ધરનાળા પાસે લીમડો, આસોપાલવ અને આંબાનાં વૃક્ષની ઘટા હતી; ત્હેના ઉપર ચિત્રવિચિત્ર પીછાંવાળાં પક્ષી કલરવ કરી રહ્યાં હતાં એ જોઈ વુલ્નર બોલી ઉઠયો:

"પ્રભાકર! ખરેખર ત્હમારા હિન્દુસ્થાન ઉપર કુદરતની કૃપા છે. અહીં આવું છે તો પછી આબુ, હિમાલય, કાશ્મીરમાં તો શુંએ હશે?"

"ત્હમે કહો છો એ ખરૂં છે! અમારા ઉપર ઇશ્વરની તો પૂર્ણ કૃપા છે પણ એ કૃપાનો અમે લ્હાવો લેતા નથી."

"એમ કેમ?"

"આ લાનોલીમાં જ રહેવા આવનારમાં કેટલાંક તો દાક્તરે ધકેલ્યાં હશે ત્યારે આવ્યાં હશે. શરીર સારૂં રહે અને ધંધા

રોજગારની ચિન્તા દૂર કરવા વર્ષે બે વર્ષે આવા તેમ જ બીજાં યાત્રાસ્થાનોમાં જતી વખત પૈસા ગળે લાગે પણ દાક્તર કહે એટલે જખમારી ભારે ભાડા ખરચી મહિના ને મહિના બંગલા રાખી રહે. અહીં આવી રહેનારામાં માંદા માણસ સિવાય પણ બંગલા બ્હાર નિકળે તો જ સોગન. ત્હેમાં સ્ત્રીઓ તો લાનોલીના બંગલાના ઓટલા ઉપરથી કે અગાશી ઉપરથી જોઇને રાજી થાય એ જ."

"તે તો બહુ ખોટું. અરે, શહેરોમાં પણ ગામબ્હાર જાય તોયે કેટલો લાભ? ત્હમારા લોકોનાં મંદિરો તો ગામબ્હાર હોય છે ત્યાં જતાં શું થાય?"

"થાય તો શું? પણ વિચાર જ સૂઝે નહિ. વારૂ, ત્હમે શેનો પ્રયોગ કરો છો કે બહુ બ્હાર જ નિકળતા નથી?"

"એ પ્રયોગમાં હું ફતેહમંદ થઇશ તો કહીશ. કારણ એ પ્રયોગ આમ કહું તો મ્હને ગાંડો ગણી કહાડો. માટે હમણાં નહિ કહું, થોડા દિવસ કહીશ. પણ આપણી પ્રયોગશાળાનું કામ ઠીક ચાલે છે હોં! દવાઓ અહીંથી ઠીક ઉપડે છે. જરાક ખાતું વધારવું પડશે એમ નથી લાગતું?"

"અલબત્ત વધારવું પડશે જ. અત્રે જે વિદ્યાર્થીઓ શિખે છે તે જૂદા જૂદા ઇલાકામાં જઈ પ્રયોગશાળા સ્થાપવા યત્ન કરશે અને આપણે માટે હિન્દ સેવક સમિતિમાંથી મદદ આવશે."

"એ હિન્દ સેવક સમિતિમાં મિ. ઉષાકાન્ત બહુ આગળ પડતો ભાગ લે છે કેમ? હું એમને વિશે પેપરોમાં બહુ વાંચું છું. પરન્તુ એ પરણનાર છે એટલે પછી શું થશે?"

"એ પરણુશે પણ એ કામ તો એ જ કરવાના છે. નિયમ પ્રમાણે પરણેલાથી એ સંસ્થામાં રહેવાય નહિ એટલે રાજીનામું આપશે પણ એમણે બીજાં તૈયાર કર્યાં છે તો. એ ઉપાડી લેશે અને ઉષાકાન્ત અન્દર રહ્યા રહ્યાં જે કરતા હતા તેથી પણ વિશેષ કામ કરશે. એમને જે પત્ની મળી છે તે પણ એમના જેવાં જ મનની અને ભણેલી છે."

"ત્હમે તો નથી પરણુવાના ને ?"

"એવો પ્રશ્ન કેમ કર્યો ?"

"કારણ ખરા સાયન્ટીસ્ટે પરણુવું નહિ એમ મ્હારો મત છે."

"પરણ્યા પછી કેટલી બીજી ફરજોમાં ધ્યાન આપવું પડે છે એટલો વખત સાયન્સ સેવામાંથી જાય ને !"

"ત્યારે ત્હમે તો નહિં જ પરણુવાના હોં !"

"નહિ જ."

"હું ત્હમારા મતને મળતો છું અને પરણુવાની આવશ્યકતા નથી એટલું જ નહિ પણ આવા ભગિરથ કાર્ય માટે કેટલાક સુખનો ભોગ આપવો જોઇએ એ વાત ખરી પણ મ્હારૂં જીવન જૂદી સૃષ્ટિમાં ગઢાયું છે. પરણુવું એ ફરજ મનાઈ છે અને એ વાતાવરણની મ્હને અસર લાગી છે."

"ત્યારે ત્હમે પરણી અહીંથી જતા રહેવાના ?"

"ના, ના. હું જેની સાથે પરણુનાર છું તે મ્હારા કામમાં મદદ કરે એવી છે એટલું જ નહિ પણ રસ લે એવી છે એમ હું ધારૂં છું."

"ઇશ્વર ત્હમને સુખ આપે એમ ઇચ્છું છું પણ ખરૂં પૂછાવો તો હવે ત્હમે હિન્દુ લોકોએ પરણુવું જ જોઇએ એ વિચાર

કાઢી નાંખો. પરણ્યાથી જ સ્વર્ગ મળશે, છોકરાં જ તારશે એ વિચાર કેળવણીથી દૂર થવા જોઇએ. હું પરણવાની સ્હામો નથી. બધાંએ કુંવારા રહેવું એમ મ્હારૂં કહેવું નથી. પણ પરણવું જ જોઈએ અને ન પરણે ત્હેણે મહાન અપરાધ કર્યો હોય, હલકો છે, તિરસ્કારને પાત્ર છે એ માનવું મુકી દો તો જ સ્વદેશપ્રેમી વીરો થશે, તો જ સ્વાર્થત્યાગી જનો નિકળશે, તો જ દેહત્યાગ કરનારા વીરો નિકળશે, તો જ સાયન્સમાં, દેશસેવામાં, જનસમાજને સુધારવાના પ્રયાસમાં જીવન ગાળનારા ઉત્તમ પુરૂષો તેમ જ સ્ત્રીઓ મળશે.”

સંધ્યાકાળ પડી જવાથી પ્રભાકર તથા વુલ્નર બંગલા તરફ વળ્યા. વુલ્નર ખાઈ એટલા ઉપર ખુરસી નાંખી પેપર વાંચવા બેઠો અને પ્રભાકર ઉપર અગાશીમાં ગયો. અગાશીમાં પલંગ ઉપર પથારી પાથરી હતી; પાસે ન્હાના ગોળ મેજ ઉપર પાણીનો કુંજો અને પવાલું પડ્યાં હતાં. આકાશ નિર્મળ હતું; ગામના મહાદેવમાંથી આરતિના ઘંટનો અવાજ આવતો હતો; દૂર પહાડમાં ઘેટાં ચારનાર ભરવાડો ઘેટાંને રાત પડી જવાથી ઉતાવળાં હાંકતાં હતાં; પ્રભાકરને થોડીકવાર અગાશીમાં સૂઈ હેઠળ જઈ સુવા જવાની ટેવ હતી અને તે જ પ્રમાણે આજે પથારીમાં પડ્યો હતો. આકાશમાં તારાકણીયો એક પછી એક ઉગી નિકળતી હતી; ચન્દ્રનું વાદળાંને લીધે ઝાંખુ તેજ સર્વત્ર પ્રસરી રહ્યું હતું. ‘પરણવું એ સારૂં કે નહિ? ન પરણું તો? આમ રસાયણમાં જ જીવન ગાળું તો મનને રૂચિકર છે? ઉષાકાન્ત શું કહેશે? સરોજ ન મળી એટલે ન પરણ્યો એમ નહિ કહે? સરલા મ્હને અનુકૂળ થશે એ કેમ કહેવાય?’ આવા આવા વિચાર કરે છે ત્યાં પટાવાળો ટપા-

લનો થોકડો લઈ ઉપર આવ્યો. કંપનીઓનાં નમુનાની યાદી, બીજાં પત્રો, વર્તમાનપત્રો, ઉપરાંત ઘરનાં કાગળો હતા. આ બધા કાગળમાં એક પત્રના અક્ષર નવા જ હતા. એ પત્ર જોતાં જ હૃદયમાં 'કોનો હશે?' એ વૃત્તિ થઈ; વૃત્તિ થતાં જ પત્ર લઈ ફોડયો.

* * *

અમદાવાદ—

"વિ. હજી મથાળું કરવાનો હક મળ્યો નથી. હવે લગ્નના દિવસ પાસે આવે છે તો તે નિમિત્ત આવી હક બક્ષો. હવે તો સરોજ મનમાંથી ગઈ હશે. સરોજ જેવી શાન્તિ આપવા પ્રયત્ન કરીશ અને ત્હમારા કાર્યમાં વિઘ્ન નહિ આવવા દઉં. લાનોલીની ઠંડી હવામાં રહેવા બહુ ઉત્સુકતા છે. મંજુબ્હેન તથા રમેન્દ્રે તમારા વિશે બહુ જ મોહ ઉત્પન્ન કરાવ્યો છે. મ્હારા દેખતાં ત્હમારા ગુણાનુવાદ શિવાય વાત થઈ નથી તો તે ગુણોનો લાભ લેવો. આનન્દ લેવા જીવ તલપી રહ્યો છે, એ જ. વ્હેલા આવી હૃદયમાં સ્થાન આપો."

લી૦

સરલા.

આ પત્ર વાંચી પ્રભાકરના વિચારોમાં યુદ્ધ ચાલ્યું. આવી સરલાને પરણી જરૂર સુખી થવાનો. ન પરણીયે ને આવી ફરી ફરીને મળે નહિ તો? અને પસ્તાવાનું થાય. માટે હવે બીજા વિચાર દૂર કરી એ જ નિશ્ચય ઉપર આવવું ઠીક છે। આમ વિચારતો પ્રભાકર અગાશીમાં ને અગાશીમાં જ ઉંઘી ગયો ને છેક બે વાગ્યે જાગ્યો ત્યારે હેઠળ જઈ સૂતો.

# પ્રકરણ ૧૮ મું.

## લગ્ન પછી.

"તારલીને આંખોમાં ચમકાવે ખરી,
સંધ્યા ચંદ્રાને નિજ મુખના રંગે જો;
વાદળી પેઠે નમ્ર હૃદય તે ધારતી,
ક્યમ ના મોહું તે મુજ પ્રિયા સંગે જો."

— **અંબાલાલ માણેકલાલ.**

ઉષાકાન્ત **અમદાવાદ** આવ્યો તે જ વખત **શિવલક્ષ્મી** પણ **સરોજ**ની સાથે આવી હતી; લથડેલી તબીયત સુધારવા માટે **શાહી**બાગનો એક બંગલો રાખ્યો હતો અને **સરોજ** દરરોજ ખબર કહાડવા જતી. ગુલાબ, **ધીરજ**લાલ તો ત્યાં જ રહેતાં. કાન્તિ વખતો વખત ઉષાકાન્તની ખબર કહાડી જતી. ઈન્દુનો જીવ ઉષાકાન્તમાં જ હતો પણ તે એક જ દિવસ આવી શકી હતી; રમેન્દ્ર અને **મંજુ** હમેશાં આવતા. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ઉષાકાન્તનું શરીર સુધરતુ ગયું; થોડા સમયમાં **હિન્દ** સેવક સમિતિમાં એણે એવું કાર્ય કર્યું હતું કે એના ઉપરી એના ઉપર ખુશી થયા હતા અને માંદો રહ્યો એટલા દિવસના હક રજામાં ગણી પુરેપુર પગાર આપ્યો. **સરોજ**ના વિવાહનું **શિવલક્ષ્મી**એ **ધીરજ**લાલને ત્યાં કહેવડાવ્યું પરન્તુ ગુલાબને તે બીલકુલ ગમ્યું નહોતું; તે જ અરસામાં **સરલા**નો

પ્રભાકર સાથે વિવાહ થયો. એનાં લગ્ન સાથે હતાં નહિ તો ગુલાબનું ચાલત તો ઉષાકાન્તનાં લગ્ન વખતે હાજર રહેત નહિ. સરોજ મ્હારા પ્રભાકરને આપવાની હતી તે ઉષાકાન્તને આપી અને તે ઉષાકાન્તની વહુ તરીકે ફરે છે તે કેમ ખમાય? પરન્તુ ધીરજલાલ જરા લોકલાજથી ડરતા હતા અને ત્હેને અંગે જ ઉષાકાન્તનું લગ્ન કરતા હતા. પ્રભાકરનું લગ્ન પહેલું હતું. લગ્ન થયા પછી તરત જ ઉષાકાન્તનાં લગ્ન થયાં. સરોજના બનાવને લીધે ઉષાકાન્તનું હૃદય એવું નરમ થયું ગયું હતું કે જ્યારે લગ્ન થઈ રહ્યું ત્યારે જ એને ખાત્રિ થઈ કે "સરોજ હવે મ્હારી થઈ." ગુલાબને બન્ને વહુઓ પગે લાગી અને કાન્તિ અને ઈન્દુને બદલે સરલા અને સરોજ મળ્યાં. આમ પ્રભાકર અને ઉષાકાન્ત સરલા અને સરોજ વચ્ચે એવો સ્નેહ હતો કે કોઈપણ દિવસ ઉંચા મન થયાં નહોતાં. પરન્તુ 'સરોજ ન મળી' એ વસવસો ગુલાબના મનમાંથી ગયો ન હતો. ઉષાકાન્ત પરણ્યો એટલે હિન્દ સેવક સમિતિમાં નહિ રાખે અને હમેશાં અમદાવાદ પડયો રહેશે એમ ગુલાબને થવાથી બની શકે તો ત્હેને જૂદો કાઢવાનો પ્રયત્ન કરવા માંડયો. ઉષાકાન્ત કે સરોજ ખાસ વાંકમાં નહોતાં આવતાં પણ સહજ સહેજમાં ઓછું લાવવાની ગુલાબને ટેવ પડી હતી. કેટલોક સમય ગયા પછી એક સ્હાંજે ઉષાકાન્તે ધીરજલાલને પોતાના ભાગના પૈસાના હિસાબનું પૂછ્યું. આપણે કોઈની પાસે પાંચ રૂપીઆ લઈએ અને આપે તે વખતે એ માણસ આપણો સ્નેહી લાગે છે પણ જ્યારે તે પાછા માંગે છે ત્યારે આપણી વૃત્તિ કેવી થાય છે તે નિહાળવાનું છે. 'ઓહો! પાંચ રૂપૈડી છે ત્હેમાં માગ માગ કરે છે. જાણે ખાઈ ગયા!' આ વિચારની સાથે ત્હેના

ઉપર ખોટું લાગે છે. ધીરજલાલને પણ એમ જ થયું. મ્હારી પાસે હિસાબ માગે જ શેનો ? આ અગ્નિમાં ગુલાબે તેલ હોમ્યું અને જ્વાળા સળગી. ધીરજલાલે ઉત્તર આપ્યો.

"ત્હમારા ભણવામાં, લગ્નમાં, દવામાં કાંઈ જ ખરચ થયું હશે કે નહિ ? એક પાઈ અમે ખાઈ ગયાં નથી ! સ્હમજ્યોને ? એ બધા રૂપીઆ મ્હેં ખરચ્યા છે. કારણ ત્હારા રૂપીઆ તો બેંકમાં છે અને ત્હારા સિવાય બીજાને મળે એમ નથી. વ્યાજ ખાત ખાધી એ નહિ અને હિસાબ પૂછવા આવ્યો છે ?

"ભાઈ ! હું હીસાબ 'ખાઈ ગયા છો ?' કરી પૂછતો નથી; પણ જે ખર્ચ મ્હારે નિમિત્ત થયું હોય તે આપવા તૈયાર છું."

ગુલાબ:—"તે આપે જસ્તો ! એમાં શો ખ્યાલ કરે છે ?"

ઉષાકાન્ત:—"ના, ભાભી ! હું તો ત્હમારો હમેશનો ઉપકૃત છું. આ સ્થિતિ ત્હમારે લીધે જ છે."

"આ સ્થિતિ" નો અર્થ ગુલાબે જૂદો લીધો અને કંકાસ વધ્યો. આ સર્વ જોતાં ઉષાકાન્તે પોતાના તેમ જ ધીરજલાલના સુખને માટે જૂદા રહેવું એ યોગ્ય લાગ્યું અને ત્હેનો નિશ્ચય કરી ધીરજલાલ સાથે વાત કરી.

"ધીરૂભાઈ ! મ્હારો વિચાર જૂદા રહેવાનો છે. મ્હને ધૃષ્ઠ, બેશરમ કહેશો પણ હું માનું છું કે એથી હું અને ત્હમે વધારે સુખથી રહીશું એટલું જ નહિ પણ આપણો સ્નેહ રહેશે."

"ઉષાકાન્ત ! આ શું બોલે છે ? ન્હાનાથી મ્હોટો મ્હેં કર્યો અને હવે જૂદો રહે એટલે લોક મ્હને શું કહે ? વળી ત્હારી પાસે પૈસા ક્યાં છે ?"

"ધીરૂભાઈ!, લોકની શી દરકાર? ઘરમાં કલેશ થાય તે કાંઈ લોક મટાડવા આવતા નથી. એ તો આપણે જ ભોગવવું પડે છે. પૈસા! ઇશ્વિર કૃપાએ એની ફિકર રાખતો નથી. પ્રીતમભાઈની કૃપાથી ખર્ચ જતાં બે હજાર બારસો રૂપીઆ રહ્યા છે તે કામ ચલાઉ ચાલશે."

ધીરજલાલનો સ્નેહ ઉષાકાન્ત પ્રત્યે ઓછો નહોતો અને બાલ્યાવસ્થાથી જ પોતાની પાસે જ ઉછરેલો એટલે જૂદા રહેવાના વિચારથી એ દિલગીર થયો અને ગમે તેમ કરી ભેગો રહે એમ સ્હમજાવવાનો વિચાર કરે છે ત્યાં ગુલાબ આવી અને પૂછવા લાગી.

"કેમ! શા વિચારમાં છો?"

"ઉષાકાન્ત જૂદા રહેવા વિચાર કરે છે."

"એમ? તો તો ભલે રહે. ત્યારે જ ખબરો પડશે."

"ગાંડી! પણ આટલા દિવસ આપણે ત્યાં રાખ્યો ત્હેના ઉપર પાણી ફરી વળે."

"એમાં શેનું પાણી ફરી વળે છે? ન ફાવે તો છુટાયે પડીયે! આપણે નિરાંતે રોટલો ખાઇશું."

ધીરજલાલ ગુલાબ આગળ કાંઈ બોલી શકયો નહિ અને ઉષાકાન્તને જુદું રહેવાનું થયું. ધીરજલાલે બાપીકી મિલ્કતમાંથી ઉષાકાન્તને નામે ચાર હજાર રૂપીઆ હતા ત્હેમાંથી ખર્ચ કાપી એક હજાર આપ્યા.

ઉષાકાન્ત સ્હમજુ હતો પણ સરોજ તેથી પણ વધારે ઉદાત્ત હતી. આપણે કાંઇ જ જોયતું નથી. શરીરે સારા હોઇશું અને આપણામાં શક્તિ હશે તો બધુંયે મળી રહેશે એ વિચારે તે શાન્ત હતી. એક ન્હાનું ઘર લઈ ઉષાકાન્ત અને સરોજ રહેવા ગયાં. કુંવારા સિવાય હિન્દ સેવક સમિતિમાં કોઇને રાખતા નહોતા છતાં ઉષાકાન્તને અમદાવાદમાં કેટલું સ્થાનિક કાર્ય કરવાને રાખવામાં આવ્યો હતો. સરોજના મનમાં ઉષાકાન્તને બી. એ. કરવાની તીવ્ર ઇચ્છા હતી અને ઇશ્વર કૃપાએ સ્વતંત્ર થઈ. રમેન્દ્ર બી. એ. થયો હતો અને એલએલ. બી. માટે પ્રયાસ કરતો હતો. માત્ર પરીક્ષાને માટે જ ડીગ્રી ખોવી એ સરોજને ઠીક ન લાગ્યું. અભ્યાસની ટેવ મૂકી દીધા પછી ફરીને લેવી એ મુસ્કેલ પડે છે અને ડીગ્રીની આવશ્યકતા છે એમ માનતો ન હોવાથી ઉષાકાન્તનું ધ્યાન તે તરફ નહોતું. પરન્તુ સરોજ 'મ્હારા પતિ બી. એ. નહિ.' એમ મનમાં ગણ-ગણ્યાં કરતી હતી. અને ઉષાકાન્તને સ્હમજાવવા લાગી.

"વ્હાલા! એક પરીક્ષા બાકી છે તો પછી આપો તો શું?"

"સ્નેહાળ સરોજ! અભ્યાસની ટેવ જતી રહી છે; બીજાં કાર્ય કરવાનાં છે અને બી. એ. નું કામ છે. પરીક્ષામાં બેઠા પછી હવે નપાસ થવું એ કેવું લાગે?"

"હા! ત્હમે કહો છો એ ખરૂં છે. પણ નપાસ થવાય કેમ? બની શકે તો ચારેક મહિના કામ ઓછાં લ્યો. સવારે વ્હેલા ઉઠાડી ત્હમને અભ્યાસ કરાવવો, ત્હમારી સર્વ અનુકૂલતા સાચવવી એ મ્હારે માથે. જાઓ એટલા દિવસ મ્હને ન બોલાવશો. એટલા દિવસ હું ત્હમારી દાસી."

"વ્હાલી સરોજ ! મ્હારે માટેની ત્હારી તીવ્ર લાગણી જોઈ ખુશી થાઉં છું. વહુ આવે એટલે અભ્યાસ ન થાય તે લોકમત ત્હેં ખોટો પાડ્યો છે. મ્હારે માટે ત્હારાં સર્વ સુખનો ભોગ આપવા માગે છે ?"

"ત્હમારા સુખમાં જ માૠં સુખ સમાયેલું છે. ત્હમારી કીર્ત્તિ એ જ મ્હારી કીર્ત્તિ. હું તો મ્હારો સ્વાર્થ શોધું છું."

તે દિવસથી ઉષાકાન્તે હિન્દ સેવક સમિતિનું કાર્ય ઓછું કરી નાંખ્યું અને અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. સરોજ સ્હવારમાં ટાઢમાં પણ વ્હેલી ઉઠતી, પતિને પ્રેમથી ઉઠાડતી; ત્હેને માટે તાપવાને તાપણી, ચાહ વગેરે સર્વ સવડ જાતે જ કરતી અને પતિને એકાન્ત ન લાગે માટે પોતે પણ ગૃહ કામ લઈ બેસતી. રાત્રે પણ વ્હેલાં પરવારી અભ્યાસની સર્વ અનુકૂલતા કરી આપતી. ઉષાકાન્ત સાથેનાં પ્રેમાલાપ, ઉષાકાન્ત સાથેનાં મધુર ગીતો, ઉષાકાન્ત સાથેની રમતો, ને ઉષાકાન્ત સાથેના આનન્દનો ભવિષ્યના સુખ માટે સરોજે ત્યાગ કર્યો. માત્ર જમતી વખત, અથવા ખાઇને આરામ લે તે જ વખત આ પતિપત્ની કાંક નિરાંતે વાર્તાવિનોદ કરતાં છતાં ઘડીયાળ જોઈ ઉષાકાન્ત પાસેથી સરોજ ઉઠી જતી. ઉષાકાન્ત હિન્દસેવક સમિતિમાં નહોતો એટલે આવક બંધ થઈ હતી અને ઘર ખર્ચ તો ચલાવવાનું. "બી. એ. ની પરીક્ષા આપી આવો ત્યાં સૂધી ઘરની ચિન્તા ન કરવી." એ સરોજની સૂચના હતી અને સરોજે એ વિષે ઉષાકાન્તને ખબર પડવા ન દીધી. ઉષાકાન્તે અભ્યાસ કર્યો અને પરીક્ષા માટે મુંબાઈ ગયો; રમેન્દ્ર મુંબાઈ હતો અને મંજુ પણ રમેન્દ્રની સાથે જ રહેતી. પરીક્ષા આપવા જવાનું

હતું તોપણ સરોજને ઉષાકાન્ત મુંબાઈ લઈ ગયો હતો અને દમ્પતી યુગ્મ સાથે રહ્યું.

પરીક્ષા દરમિયાન સરોજ અને મંજુ મિ. મલબારીની સેવા-સદનની યોજના સ્હમજ્યા અને ત્હેને માટે યથાશક્તિ પ્રયાસ કરવા માથે લીધું. રમેન્દ્ર અમદાવાદ પોતાના મિત્રોના આ-શ્રયથી કાંઈ લોકોપયોગી કાર્ય કરવા તૈયારી કરતો હતો. પરીક્ષા આપી ઉષાકાન્ત પત્નીસહ અમદાવાદ ગયો અને સરોજની ઇચ્છા મુજબ પૂર્ણ આરામ લેવા લાગ્યો.

પરીક્ષાના પરિણામનો દિવસ આવ્યો અને ઉષાકાન્તને ચટ-પટી થવા માંડી. 'હવે તે પાસ થતા હશે? એમ ઘેર અભ્યાસ કરે પાસ થવાય તો નિશાળે કોઈ જાય નહિં! હજાર લક્ષ્કરાં! નવલખીના મોહમાં પડયા પછી પાસ થવું સહેલું છે?' એવા ઉદ્‌ગારો કહેવાતા સ્નેહીઓ તરફથી નિકળતા. 'પરીક્ષાને બ્હાને કાંઈ ધંધો રોજગાર કરતો નથી અને વહુના સામું જોઇને બેશી રહે છે' એમ પણ કેટલાક ધારતા; પરન્તુ શુદ્ધ હેતુથી કાર્ય કરનારને જય ન મળે એ સંભવ છે પણ મનને શાન્તિ તો મળે છે જ. રમેન્દ્રનો તાર આવ્યો અને ત્હેમાં પોતાના તેમ જ ઉષાકાન્તના વિજય સમાચાર જણાવ્યા હતા. આજ સરો-જના આનન્દનો પાર નહોતો; પોતાની મનઃકામના સિદ્ધ થઈ; પાસ નહિ થાય એવું કહેનારાનાં મ્હોં બંધ થયાં. ઉષાકાન્ત એકાદ બે મિત્રો સાથે આવ્યો; ચાહપાણી થયાં અને આજની રાત્રિ કયારે પડે એમ સરોજને થયાં કરતું હતું. અન્ધારી રાત્રિયે દશ વાગ્યા પછી પૂર્વમાં ચન્દ્રે પ્રકાશ પાડવા માંડયો. ન્હાની અગાશીમાં પતિપત્ની બેઠાં હતાં ત્યાં કૌમુદીમાં સરોજનું

હૃદય નેત્ર સામે વિકસ્યું. ઉષાકાન્તના ખોળામાં માથું મુકી સૂતી અને બોલી.

"વ્હાલા! બી. એ. નહોતા થવાના ને?"

"બી. એ. થવાનું માન ત્હને છે. ત્હારા ભગીરથ પ્રયત્ન અને સ્વાર્થત્યાગનો બદલો કેવી રીતે વાળું?"

"બદલો? વ્હાલા ઉષાકાન્ત! બદલા માટે મ્હેં કાંઈ નહોતું કર્યું. ત્હમારા હૃદયમાં મ્હને સ્થાન છે એ જ બદલો બસ છે. હવે હું નિશ્ચિત થઈ. તમે હિન્દ સેવક સમિતિની જે યોજના રમેન્દ્ર સાથે કરી હતી તે લ્યો અને હું સેવાસદન માટે પ્રયાસ કરૂં. ઈન્દુબ્હેનને પણ સેવાસદનની યોજના બહુ ગમી છે પણ એમનાથી કાંઈ થઈ શકે એમ નથી. ઈન્દુબ્હેનને ત્યાં પરણાવવામાં ભૂલ નથી કરી? કાન્તિમાં જરા વાંધો હતો પણ એ તો ધીમતભાઇના સ્વભાવે સુખી થઈ. ઈન્દુબ્હેનનું ભવિષ્ય મ્હને સારૂં લાગતું નથી."

"વ્હાલી! એ વાત સંભારીશ જ નહિ. ઈન્દુ—રાંક ઈન્દુ દુઃખી થઈ. ન્હાનપણમાં કેવી પ્રોત્સાહિત, ઉમંગી અને સૌન્દર્યવાન હતી. એની સર્વ આશા પિનાકીની સાથે પાનુ પડવાથી નષ્ટ થઈ છે. પિનાકીને ઉન્નત બનાવવા, એની સાથે આનન્દમાં જીવન ગાળવા બહુ બહુ પ્રયત્ન કર્યા પણ સર્વ નિરર્થક થયા. એકાદ બે વર્ષમાં ઈન્દુ મરી જશે."

"ઇશ્વર એવું ન કરે."

"સરોજ! એક વાત તો સંભારતી જ નથી. આ ચાર પાંચ મહિનાના ખર્ચનું શું?"

"એની ત્હમારે ફિકર ના રાખવી. ત્હમે કમાશો ત્યારે બધું મ્હારૂં જ છે ને! મ્હારૂં એ પણ ત્હમારૂં જ છે ને. મ્હારી પાસે ભેગા કરેલા પૈસા ત્હમારા કામમાં ન આવે ત્યારે શા કામના?"

"વ્હાલી! આવી સ્નેહાળ સરોજ માટે હું મરવા પડયો હતો ત્હેમાં શું ખોટું હતું? આવી બીજી મળત?"

"ત્હમને તો મ્હારા દોષ વસતા જ નથી. ત્હમારી હિન્દ સેવક સમિતિનું નક્કિ થાય એટલે આપણે લાનોલી જવું છે હોં!"

"કલ્યાણગ્રામમાં આપણું મંડળ મળશે."

"હવે પેલી ચોપડી વાંચી સંભળાવશો કે નહિ?"

"ના કેમ કહેવાય? પણ ત્હારે કોઇને ત્યાં જવું આવવું નથી?"

"ના. જ્યાં સૂધી ત્હમે ઘરમાં હો ત્યાં સૂધી કાંઈ જવાની નહિ. આવવાના વખતે ઘરમાં રહેવાની. તે દરમિયાન જવાય તો જાઉં."

"વર—પતિ સિવાય કોઈ સગું જ નહિં કેમ?"

"ના. ત્હમારે લીધે બધાં. બીજા બધાં ત્હમારા પેટામાં."

સરોજ અને ઉષાકાન્તનો શાન્ત ગૃહસંસાર, હિન્દ સેવક સમિતિ, સેવાસદનની યોજના ફલિભૂત કેવી રીતે કરવી ત્હેના વિચારમાં મંજુ, સરલા, રમેન્દ્ર અને પ્રભાકરના પ્રસંગોમાં, નિર્દોષ વાર્તાવિનોદમાં, પાડાપાડોશી અને સ્નેહીઓ અને દુઃખાર્ત આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષોને દુઃખમુક્ત કરવામાં વહતો હતો.

**પ્રભાકર** લગ્ન કરી **સરલા** સાથે **લાનોલી** આવ્યો. **ધીરજ**-**લાલ** અને **ગુલાબ** **અમદાવાદ**માં હતાં અને ઉષાકાન્તના જૂદા રહેવાના સમાચાર **પ્રભાકર**ને મળ્યા. અન્દરનું સર્વ સ્હમજ્યો, ઉષાકાન્તને માટે જીવ બાળ્યો. ઉષાકાન્ત જૂદો રહ્યો, **ધીરુ**-ભાઇએ ઉષાકાન્તનું ખર્ચ લઈ લીધું અને લુગડાંભેર જૂદો રહ્યો હતો છતાં એ વિશે ઉષાકાન્ત કે **સરોજે** પત્રમાં ઉલ્લેખે કર્યો નહોતો. કેવી મહત્તા ! ઉષાકાન્ત **ધીરુ**ભાઈ તથા ગુલાબ-ભાભીની દરરોજ ખબર કહાડતો; **કાન્તિ**ને **ઈન્દુ** સાથે વખતો વખત ખાવા બોલાવતો. **રમેન્દ્ર**ના તેમ જ **મંજુ**ના પત્રથી ઉષાકાન્તની વાસ્તવિક સ્થિતિ **પ્રભાકર**ને મળી.

**સરોજ** ઉષાકાન્તને બી. એ. કરાવવા યત્ન કરે છે, નિઃસ્વાર્થ વૃત્તિથી, ઉષાકાન્તને ખબર પાડ્યા સિવાય પોતાના સંગ્રહમાંથી ઘર ચલાવે છે અને કરકસરની સાથે આનન્દ ભોગવે છે આ સર્વ સાંભળી **પ્રભાકર** આનન્દ પામ્યો, **સરોજ**ને વિશે માનવૃત્તિ થઈ અને એ પતિપત્નીને સુખી કરવા પોતે ભાગ્યશાળી થયો એમ માનવા લાગ્યો. **સરલા** એકાન્તવાસી હતી અને ત્હેને **લાનોલી** મળ્યું. બંગલો અને પ્રયોગશાળા પાસે પાસે હોવાથી એની દુનિયા એ જ હતી છતાં પત્રો મારફત, **લાનોલી**, **ખંડા**-**ળા**ના લત્તાઓમાં ફરી ખરી હકીકત જાણી યથાશક્તિ મદદ કરવાના ઉમંગને લીધે વર્તમાન સ્થિતિથી વાકેફ રહેતી. **પ્રભાકર** એકલો પ્રયોગો કરતો હોય ત્યારે તે પ્રયોગશાળામાં જતી અને વ્હાલસોઈ જાણવાને ઉત્સુક પત્નીને સ્નેહાળ પતિ સ્હમજાવતો અને એ જ્ઞાનદ્વારા સાયન્સ પ્રત્યે અભિરૂચી ઉત્પન્ન કરી ભવિષ્ય માટે તૈયારી કરતો. વખતો વખત મિ. **વુલ્નર**ની પ્રયોગશાળામાં

જતો અને ત્યાં પણ પ્રયોગોનું નિરીક્ષણ કરાવતો. મિ. વુલ્નર આ પતિપત્નીને જોઈ એમની સાથે વાર્તાલાપ કરી સંતુષ્ટ થતો. અને 'હિન્દુસ્તાનની સ્ત્રીઓને યોગ્ય કેલવણી મળે તો પતિપત્ની તરીકેનું ઉન્નત સુખ ભોગવી શકે છે, હિન્દુ સંસારમાં શાન્તિ, અભેદ એક બીજાને અનુકૂલતા કરી આપવાનો ઉમંગ અને ત્હેને લીધે ઉદ્ભવતું સ્વર્ગીય સુખ હોય છે અને એ લગ્નને કરાર ન માનતા હોવાથી 'ત્હમે આમ ન કર્યું માટે હું આમ કરીશ' એવા વિચાર ઉદ્ભવતા નથી. સરલા આવી છે તો ઉષાકાન્તની સરોજ જેને માટે પ્રભાકરને બહુ માને છે તે કેવી હશે!' એમ મિ. વુલ્નરને થતું અને આ ત્રણે જણાં કેટલીક વેળા હિન્દુસ્તાન તેમ જ યુરોપની સામાજીક સ્થિતિની ચર્ચા કરતાં.

એક દિવસ સ્હાંજના છ એક વાગ્યાને સુમારે સરલા અગાશીમાં બેઠી બેઠી સ્ટવ ઉપર ચાહ કરતી હતી, પ્રભાકર પ્રયોગશાળા બંધ કરી હમણાં જ ઉપર આવ્યો હતો; મિ. વુલ્નર પોતાની પ્રયોગશાળામાં જ હતો. સૂર્યના અસ્ત થતાં કિરણોથી પૂર્વ તરફના પ્હાડની ટોચો પ્રકાશિત થઈ હતી; દૂર આવતી રેલ્વે ગાડીના એંજીનમાંથી ધુમાડાના ગોટા નિકળતા હતા; પત્થરની ટેકરીઓ, ખીણો અને નાળાં સાયંકાળના તેજથી છવાઈ વૃક્ષોની ઘટામાંથી ડોકીયાં કરતાં હોય એમ જણાતાં હતાં; પક્ષીઓનાં ટોળાં જૂદી જૂદી તરેહના વ્યૂહ રચી, કવચિત્ મધુર કલરવ કરતાં સ્વસ્થાનકે જતાં હતાં. મંદ શીતળ પવન ગુલાબી ટાઢની સાથે મનને પ્રમોદતો હતો; ચાહના પ્યાલા તૈયાર થયા, મેજ ઉપર મુકાયા અને પતિપત્ની પીવા લાગ્યાં. ચા પીતાં સરલા બોલી:

" વિલાયતમાં અમે કોઈ સાંભરતાં હતાં ?"

" તું તો સાંભરતી નહોતી. સરોજ સાંભરતી."

" વિલાયતમાં પતિપત્ની આપણા જેવું સુખ ભોગવતાં હશે ?"

" આપણા હિન્દુસ્તાનમાં જ સ્નેહલગ્ન છે એમ માનવું ભૂલ ભરેલું છે. આપણે ત્યાં સ્નેહલગ્ન તો નથી પણ સ્નેહલગ્ન નિવડે છે ખરાં. એ કે બધાંએ સ્નેહલગ્ન નિવડતાં નથી. વિલાયતમાં સ્નેહલગ્ન થાય છે પણ બધાં સ્નેહલગ્ન નિવડતાં નથી. ત્યાંની સ્ત્રીઓ કૌટુમ્બિક સૌખ્ય લેવા પતિના અંગભૂત, તરીકે ત્હેના જીવન્મિત્ર તરીકે ધાર્મિક, સામાજીક કે રાજકીય કાર્ય કરવાનું છે એમ નથી સમજતી. સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે લગ્ન માત્ર કરાર છે, એક બીજાને અનુકૂલ થવા બંધાયાં નથી, પતિના અંગભૂત તરીકે કાર્ય કરવાનું નથી પણ સ્વતંત્રતાના જૂદા જ વિચાર ઉદ્ભવવા માંડ્યા છે અને તેથી ત્યાં કેટલેક સ્થળે સ્નેહ-લગ્ન છતાં કલેશ–કલહ થવા માંડ્યા છે."

" વ્હાલા ! સરોજબ્હેન એકલા પતિના જ મ્હોં સ્હામું જોઈ બેશી રહે છે. મંજુબ્હેનનું જીવન રસોઇઆ તરીકે જ છે એ બન્ને પણ મીસ નાઈટીંગેલ, મીસ મેનીંગના કરતાં ઓછું ઉન્નત જીવન નથી ગાળતાં. લગ્ને શાં વિઘ્ન નાંખ્યાં ! યોગ્ય લગ્ન થાય, યોગ્ય કેળવણી હોય, કેળવણી હોય તે પછી એકલાં કામ કરે ત્હેના કરતાં બન્ને સારૂં કામ કરી શકે. લગ્ન ફરજીયાત ન જોઇએ પણ આવશ્યક છે. આપણે ત્યાં તો વિલાયતના જેવા કલહ નથી દેખાતા."

" એવા કલહ તો સરોજ અને ઉષાકાન્તના સંબંધમાં સંભવતા જ નથી. સરલા ! તું ઘરગથું રસાયણશાસ્ત્ર તો સ્હમજી

હોઇશ, તો એ વિશે કેટલીક સ્ત્રીઓની સભામાં સ્હમજાવી શકે ખરી ?"

"તો હવે ન સ્હમજાવી શકું ? સરોજબ્હેનને મ્હેં લખ્યું છે કે 'રસાયણશાસ્ત્રનો આપણા રોજના જીવનમાં ઉપયોગ' એ વિષય ઉપર અમદાવાદ આવીશ ત્યારે બોલીશ."

"ત્યારે તું તો ભાષણ કરવાની. પરગામ જઈ હોંશીયાર થઈ આવી એમ કહેશે."

"ત્હમારા જેવાની સાથે રહું પછી એટલુંએ ન શીખું ? ત્હમે પ્રયોગો કરતા હો, ત્હમે મ્હોટી મ્હોટી વાતો કરતા હો ને હું બ્હોતની માફક ઉભા રહું ?"

એટલામાં સરલાને ઉમળકો આવ્યો તે એકદમ પ્રભાકરના ખોળામાં સૂઈ ગઈ. તે જ વખતે ચન્દ્રનો પ્રકાશ પ્રભાકરના મુખ ઉપર પડયો અને પ્રભાકરે સ્મિત હાસ્ય સાથે સરલ હૃદયની સરલાના કપાલ ઉપર હૃદયદાન દીધું.

"વ્હાલા ! આપણા જેવું સુખી કોણ હશે ?"

"સરોજ ને ઉષાકાન્ત. મંજુ ને રમેન્દ્ર."

"મ્હારી એક વિનંતિ સ્વીકારશો ?"

"હા."

"ખોટું નહિ લાગે ?"

"ના, ત્હારા ઉપર ખોટું લગાડી ક્યાં રહું ?" એમ કહી પ્રભાકરે ત્હેને ગાઢ આલિંગન દીધું.

"સરોજબ્હેને ઉષાકાન્તને ભણાવ્યા, હિન્દ સેવક સમિતિની યોજના ઘડાય છે, લગભગ ઘડાઈ રહેવા આવી છે. ગુલાબબ્હેન અને ધીરૂભાઇએ ઉષાકાન્તભાઇને કાંઈ આપ્યું નથી તો આપણે મદદ ન કરી શકીયે? એ વાનાં આપણી પાસે નહિ હોય ને સરોજ પાસે હશે તોએ શું?"

"ઓહો! આ જ વાત કે! આમાં ખોટું લાગવા જેવું શું હતું? પોતાની પાસેથી આપવું પડે તે સ્ત્રીઓને કઠિન લાગે. ત્હેમાં તું સ્વાર્થત્યાગ કરવા માગે છે? વ્હાલી! ધન્ય છે ત્હને. પુરૂષોનો વાંક નથી હોતો એમ નહિ—દોરવાઈ જાય એટલો વાંક ખરો પણ ત્હારા અને સરોજ જેવી સ્ત્રીઓ હોય પછી કંકાસ ક્યાંથી થાય? આપણું કુલ્યાણગ્રામ એ કુલ્યાણગ્રામ જ નિવડશે. ઉષાકાન્ત કે સરોજ આમ માને એમ નથી પણ એની બીજી ગોઠવણ કરીશ અને ધીરૂભાઈ પાસે જ અપાવીશ."

આમ પતિપત્ની ભિન્ન ભિન્ન તરેહની વાર્તામાં તલ્લીન થઈ ગયાં હતાં ત્યાં દોડતો દોડતો દાદરાના પગથીયાં એકસામટાં ચ્હડતો મિ. વુલ્નર અગાશીમાં આવ્યો. વુલ્નરને જોતાં જ શરમાતી અને વુલ્નર મશ્કરી કરશે એમ માની સ્હેજ હસતી સરલા પ્રભાકરના ખોળામાંથી સાફાળી ઉભી થઈ ને આઘી બેઠી.

વુલ્નરઃ—"સરલા બ્હેન! કાંઈ નહી, માફ કરજો. હું કવાબમાં હાડકું તો નથી થયો ને? અમો સાયન્ટીસ્ટોને બીજું ભાન જ હોતું નથી અને આપણે લગ્નની જીંદગી ભોગવી નથી ને ભોગવવી નથી એટલે રીતરીવાજ ન આવડે."

પ્રભાકરઃ—“ વુલ્નર! કાંઈ ફિકર નહિ. ત્હમે જ હતા ને ? એ સુખનું ત્હમને શાનું ભાન હોય!”

“ ખાખરની ખિલોડી અંગદ સાકરનો શું સ્વાદ જાણે? આવે આનન્દ કરવો હોય તો પરણો.”

વુલ્નરઃ—“ અરે, એ આનન્દ આપણા એકલાંને થાય પણ નવી નવી શોધો કરી ઈશ્વરના ગહના નિયમો સ્હમજવાથી જે જ્ઞાન થાય છે અને તે જ્ઞાનદ્વારા જનસમાજને જે સુખ ઉત્પન્ન થાય છે ત્હેનો આનન્દ વિશેષ છે અને વધારે પ્રશંસનીય છે.”

પ્રભાકરઃ—“ વારૂ, ઠીક! પણ આમ ઉતાવળા ઉતાવળા કેમ આવ્યા ? કાંઈ અકસ્માત થયો કે શું ?”

વુલ્નરઃ—“ ના, મ્હેં શોધી કહાઢ્યું છે.”

પ્રભાકરઃ—“ શું ?”

વુલ્નરઃ—“ વાયરલેસ ટેલીગ્રાફી વિશે તો ત્હમે જાણોછો. કેમ સરલાબ્હેન! હવે આપણા અન્તરની શક્તિ કેળવવાનો પ્રયોગ હું કરતો હતો. એક તો આપણે જ્હેનું ચિત્વન કરતા હોઇએ, જે કાર્યમાં તલ્લીન થયા હોઇએ તેને પણ આપણા જેવી જ અસર થાય છે. મ્હેં મ્હારા મિત્ર શોપનહોરને જર્મનીમાં કલાક કલાકની નોંધ રાખવા લખ્યું હતું. હું દિવસના અમુક ભાગમાં શોપનહોરની મૂર્ત્તિ મ્હારી નજર આગળ ખડી કરી ત્હેના, ત્હેની સામે સાયન્સના સિદ્ધાન્તોના વિચારમાં આન્દોલનો ચલાવતો હતો. કોઈ વખત ત્હેનો જ વિચાર કરતો અને શોપનહોરની સાથેના દિવસો સંભારતો. ત્હેની નોંધ આજ આવી છે. આ મ્હારી નોંધપોથી અને એમની નોંધ

પોથી સરખાવો. જે દિવસે જે કલાકે મ્હને એને વિશે વિચાર આવ્યા છે તે જ દિવસ તે જ કલાકે એને પણ વિચાર આવ્યા છે. એ વાયરલેસ ટેલીગ્રાફીથી જાય એમ છે. વળી મ્હને એમ થતું કે શરીરની વિદ્યુત્ શક્તિ–મેગ્નેટીઝમનો ઉપયોગ થાય કે કેમ ? એક એવું યંત્ર બનાવ્યું હોય કે જેના બે છેડા લમણા ઉપર મૂકીયે તો એ શક્તિના પ્રભાવે આપણા વિચાર એ યંત્રથી લખાય કે નહિ ? ઘણા દિવસની મહેનત પછી હું ફલિભૂત થયો છું.”

“ આ યંત્રથી આપણા મનના વિચાર કાગળ ઉપર લખાઈ શકે છે. યંત્રને બીજે છેડે પેનસીલ રાખવી, માત્ર વાંધો એક છે. તે એ કે આપણી વિચારશ્રેણી નિયંત્રિત ન હોય તો વિચાર અસંબંધ હોવાથી લખાય પણ એવું. એકી વખતે એક જ વિચાર રહી શકે તો આ યંત્રથી હાથને મહેનત નહિ પડે.”

સરલા તો વુલ્નરને ગાંડો સ્હમજી બધા સાયન્ટીસ્ટો આવા જ હશે એમ માની હસતી હતી ત્યારે પ્રભાકર વિચારમાં પડ્યો હતો, શોપનહોર અને વુલ્નરની નોંધ સરખાવતો હતો, વળી યંત્ર જોતો હતો અને એનો પ્રયોગ કરવા ઉત્સુક હતો. શું આ વુલ્નરનું કહેવું ખરૂં હશે ! વાયરલેસ ટેલીગ્રાફીથી ટાઈપ ગોઠવવાની યુક્તિ શોધી કહાડાઈ છે; એવી જ રીતથી બીજે ગામ વિચાર મોકલી શકાય છે. તો આ માનતું કે કેમ ? “ વુલ્નર ! ત્હમારી શોધને માટે હું ત્હમને મુબારકબાદી આપું છું પણ જ્યાં સૂધી મ્હારી ખાત્રિ થઈ નથી ત્યાંસૂધી હું માનનાર નથી. છતાં હું ત્હમને નિરાશ કરવા માંગતો નથી. આ નોંધપોથીની

વાતથી એક વાત સાબીત થાય છે. બીજી શોધ માટે વિચાર કરીશ. કેમ સરલા ત્હારો શો મત છે ?"

સરલાઃ—"અરે, વાયરલેસ ટેલીગ્રાફીથી એક સ્નેહી બીજા સ્નેહીનું હૃદય સ્હમજી જાય તે વાતનો મ્હને અનુભવ છે પણ આમ મગજ ઉપર યંત્ર મુકવાથી લખાઈ જાય ત્યારે તો દુનિયામાં શું થશે તે કહેવાય નહિ."

પ્રભાકરઃ—"સરલા ! સાયન્સ આટલેથી જ અટકશે એમ ન કહેવાય. વુલ્નરની આ ધુન કૉલેજમાંથી હતી અને એમાં કેટલે દરજ્જે ફતેહ મળે છે તે જોવાનું છે."

આમ વાતચિત થતી હતી ત્યાં તારવાળો આવ્યો.

તારમાં આટલા જ શબ્દ હતા.

"પિનાકી અને ઈન્દુ ગંભીર માંદગીમાં. જલદી આવો."

સરલા અને પ્રભાકરની આંખમાં તારની ખબર મળતાં જ અશ્રુ આવ્યા અને ગરીબ 'બિચારી ઈન્દુ—એ જાય તો છૂટી. ઈશ્વર આથી વધારે દુઃખ ન પાડે,' એમ ઇચ્છતાં મુંગા થઈ ગયાં. વુલ્નરે બન્નેને કાંક શાન્ત કર્યાં અને સ્હવારની ગાડીમાં અમદાવાદ જવા પ્રભાકર અને સરલાએ નિશ્ચય કર્યો.

# પ્રકરણ ૧૯ મું.

## ઈન્દુ.

"Suffer and be strong"*

*Anon.*

ઈન્દુનું લગ્ન પિનાકી સાથે થયું ત્યારે ઉષાકાન્ત અલ્હાબાદ હતો અને લગ્ન ઉપર આવી શકયો નહોતો. લગ્ન જેવા શુભ પ્રસંગે પોતાના અંગતનું કોઈ સ્નેહી શુભેચ્છા દર્શાવવા નહિ એ ઈન્દુને લાગ્યું હતું. પરન્તુ ઈન્દુનો સ્વભાવ મનમાં સ્હમજી બેસી રહેવાનો હતો. ઈન્દુમાં દયાકોરનાં સંસ્કાર પડ્યા હતા અને એ સંસ્કાર ઉષાકાન્તે ખિલવ્યા. ઈન્દુ ઉત્તમ પત્ની, માતા થાય એ જોવા ઉષાકાન્તની ઇચ્છા હતી અને ધીમતને પરણી સુખી હશે એમ માનતો પરન્તુ ધીમતને બદલે પિનાકી મળ્યો. પિનાકી લગ્નને દિવસે જ રીસાયો, ત્હેના મ્હોટા ભાઈનો ક્રોધ દૃષ્ટિગોચર થયો. લગ્ન થયા પછી પત્ની, પત્નીનાં માબાપ, સગાંવ્હાલાં આપણા દાસ છે અને એમના ઉપર જેટલો તગાજો કરીએ એટલો ઓછો એમ સામાન્ય માન્યતા છે. અલબત્ત સ્વમાન જાળવવાની સર્વેને ઉમેદ હોય અને એ જાળવવા પેટે જેટલી વર્તણુક થાય તે યોગ્ય છે. સરળતા, બહુ સરળતા

* સહન કરો અને મજબુત થાઓ.

કેટલીક વેળા નબળાઇમાં લેખાય છે ખરૂં પરન્તુ તેટલા માટે અતિશય આડંબર, ડોળ અને અતડાપણું પણ વખાણવા લાયક નથી. ઇન્દુ ગાવામાં, ભરવા ગુંથવામાં, શિવવામાં તેમ જ રસોઈ અને ગૃહકામમાં એકકો હતી એટલું જ નહિ પણ નવી નવી વસ્તુ અને નવી નવી કલાઓ જાણવાને ઉત્સુક હતી. પતિને સુખ આપી સુખી થવાની બહુ આશાઓ હતી. પરન્તુ પિનાકી જૂદી જ પ્રકૃતિનો માણસ હતો. પિનાકીની આર્થિક સ્થિતિ સારી હતી, માતા પિતા અને મ્હોટાભાઈ હતા, પિતા વૃદ્ધ હતા, મ્હોટાભાઈ સારી નોકરીએ હતા અને પિનાકી પ્રીવીયસ કલાસમાં પાંચ વર્ષ ગાળી હાલમાં શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગની કલાસમાં હતો. પિનાકી બોલવે ચાલવે હોંશીઆર, શરીરે મજબુત બાંધાનો હતો એટલું જ નહિ પણ પોતાની જાતને ખુબસુરત માનતો. મેટ્રીક્યુલેશન કલાસમાં આવ્યો ત્યારથી કાંઇક ગર્વ આવ્યો હતો અને માતાપિતાના લાડ અને સંગતિદોષને લીધે દુર્ગુણો દાખલ થયા હતા. ધોળું પુણી જેવું ઝીણું ધોતીયું, સોનાના બટનવાળું પહેરણ પહેરી ઘડીકમાં કેડે અને ઘડીકમાં મુછે હાથ ફેરવતો એકલો અથવા 'દોસ્ત' ની સાથે પોળે મ્હવાર મ્હાંજ ઉભો રહેતો, અને જતી આવતી સ્ત્રીઓને નજરે જોઈ કવચિત્ શબ્દોચ્ચાર કરી સ્વર્ગસુખ માનતો. આ ટેવ હજી બલવત્તર થઈ નહોતી તેમ જ અન્ય વ્યસન પણ નહોતું; માત્ર મનાતી 'બ્હાદુરાઈ' માં જ આનન્દ માનતો.

ધીરજલાલે ઇન્દુને મ્હોટી વયની થવા દીધી પણ શરીર, રૂપ, ભણતરમાં જ યોગ્યતા આવી રહી છે એમ માની અન્તઃ-

કરણ કેવું છે, વૃત્તિઓ કેવી છે, ત્હેની જરાપણ તપાસ કર્યાં વિના ઈન્દુનાં લગ્ન પિનાકી સાથે કર્યાં. મૂળ તો ભણવા તરફ કંટાળો હતો ત્યાં લગ્ન થયું. લગ્ન એટલે વિષયવૃત્તિ તૃપ્ત કરવાનું સાધન. લગ્ન એટલે વિના મૂલ્યે જીવન પર્યન્ત સેવા બજાવવા આણેલું દાસજન. એ શિવાય બીજું શું હોય? ઈન્દુ પતિગૃહે આવી વશી એટલું જ. પણ પતિના હૃદયગૃહમાં એને સ્થાન મળ્યું નહોતું. સારૂં સારૂં ખાવાનું બનાવી, નવા નવા મશાલા વગેરે બનાવી તૈયાર કરી મુકતી ત્યારે પિનાકીને ઈન્દુ બહુ વ્હાલી લાગતી. ઈન્દુ આ તો શું પણ આથી પણ સરસ સેવા બજાવવા તૈયાર હતી પણ પતિના વ્હાલનો એક શબ્દ હોય તોને? પત્નીની સાથે, સ્ત્રીની સાથે બહુ હસીને, છુટથી વ્હાલ દર્શાવીને વાત કરીયે તો વ્હેકી જાય, આપણી ભલાઇનો લાભ લે એમ માની પિનાકી હમેશાં ક્રોધયુક્ત અને ગંભીર ચ્હેરો રાખતો.

શાન્ત જ્યોત્સ્નામય રાત્રિએ પતિને આનન્દ આપવાના ‘ ની
ઉદ્દેશે ઘરની અગાશીમાં પતિની જ સમીપમાં મૃદુલ મધુર
ધીરે સ્વરે ગરબી, ગીત ગાતી તો પિનાકીને હૃદયમાં . એમ
થતો; કર્ણને એ સ્વર અસ્ખલિત રહે એમ ઉ… આનન્દ
પરન્તુ જાણે ગમતું જ નથી એવી મુખમુદ્રા રાખ… સુકતા થતી
પ્રસંગમાં રમેન્દ્ર મંજુને, પ્રભાકર સરલાને … તા. આવા જ
સરોજને ગીત પુરૂં થતાં પ્હેલાં હૃદયની … , અને ઉષાકાન્ત
પ્રેમ વહન કરી છાતી સરસા ચાંપતા, … ઉર્મિ સાથે, નેત્રમાંથી
ઉપર હૃદયદાન દેતા ત્યારે પિનાકી … કપાલ, કપોલ કે અધર
એકાદ વખત પિનાકી મુંગો … એમને એમ પડયો રહેતો.
ગાવાં શાં? નાયકા બાયકા … રહ્યો ત્યારે બીજી વખત ‘બહુ
ગૃહકામથી પરવારીને વાંચ… ન?’ એવા શબ્દોનો પ્રહાર કર્યો
…વા બેસે તો ‘કઈ ચોપડી છે? ક્યાંથ

લાવ્યાં ? ચોપડી મ્હને બતાવ્યા સિવાય વાંચવી નહિ.' એમ કહેતો. આડોશીપાડોશીને ત્યાં, પિયર જવાની મનાઈ હતી. ઈન્દુની પાસે કોણ આવે છે ત્હેની તપાસ રાખવામાં આવતી. પરાયા માણસને 'રજા સિવાય દાખલ થવું નહિ' એવું પાટીયું મારી અન્દર દાખલ થતાં અટકાવતો.

ઈન્દુને ચિત્ર કામનો ન્હાનપણનો શોખ હતો. આ ચિત્રોમાં સૃષ્ટિદેખાવ, નદીતટ, ટેકરી ઉપર શિવાલય આદિ મનહર ચિત્રો હતાં. પિનાકી આ ચિત્રોના તખતા જડાવી રાખી મુકતો પણ ઈન્દુને બહુ સારા છે એમ કદિ કહ્યું નહોતું તેમ જ કોઇને પણ ઈન્દુનું કામ છે એ જ જણાવ્યું નહોતું. ઉષાકાન્તના મિત્ર રમેન્દ્રને પણ ઈન્દુ પોતાનો સગો ભાઈ સહમજતી પણ ક્વચિત રમેન્દ્ર સાથે ઈન્દુને વાત કરતાં દેખે તો ઈન્દુને ઠપકો મળે જ. ઈન્દુ પિનાકીનો સ્વભાવ સારી રીતે જાણતી અને તે સ્વભાવને અનુકૂલ રહેવા પ્રયત્ન કરતી. પતિના વાક્પ્રહાર પછી સંગીતનો–ચિત્રનો શોખ મૂકી દીધો હતો; ભભકાભેર લુગડાં પહેરવા પણ મુકી દીધાં હતાં; ઈન્દુના વિચાર એવા હતા કે સામાન્ય રીતે સારાં લુગડાં સ્ત્રીઓ બ્હાર નીકળે ત્યારે પહેરે છે ત્હેને બદલે સારાં લુગડાં ઘરમાં પહેરવાં જોઇએ. આપણે સારાં સારાં આપણા પતિની દૃષ્ટિમાં લાગવાં જોઇએ કે અન્યની ? આજ ઉદ્દેશે સાદા પણ સ્વચ્છ સાળુ, કબજા, આછું ઘરેણું અને માથામાં ફુલનો ગજરો પ્હેરી પતિ પાસે જતી. ઈન્દુ એ વેશમાં બહુ જ મનહર લાગતી અને પિનાકીને પણ મોહ થતો પરન્તુ એનાં વ્હેમી સ્વભાવને રૂચિકર નહોતું. 'આવો ઠાઠ શા માટે મારો છો ? કોઇને મોહ ઉપજાવવો છે ?'

ઇન્દુનું પ્રત્યેક કાર્ય પિનાકીને ઉંધું પડતું. એક દિવસ ઉષાકાન્ત રમેન્દ્રના અત્યાગ્રહથી અને સરોજ તેમ જ મંજુ સાથે હતાં એટલે ઇન્દુ નાટકમાં ગઈ. બાલ્યાવસ્થામાં–પરણી નહોતી ત્યાં સૂધી ઇન્દુ નાટકમાં ઉષાકાન્ત, ગુલાબ કે ધીરૂ-ભાઈ સાથે જતી. પરણ્યા પછી નાટકનું નામ પણ સાંભળ્યું નહોતું. ઇન્દુ પિનાકીનું વાંકુ કોઈ આગળ બોલતી નહિ એટલું જ નહિ પણ બને ત્યાં સૂધી છાવરતી. ‘આમ ફીક્કી કેમ પડતી જાય છે? શરીરમાં કાંઈ રોગ છે કે કેમ? પતિનું સુખ નથી કે શું?’ એ સર્વ પ્રશ્નોનો ઉત્તર ઇન્દુ આપતી નહિ. નાટક મ્હને ગમતાં નથી એમ ઇન્દુએ કહ્યું છતાં ઉષા-કાન્તે, સરોજે માન્યું નહિ અને ઇન્દુને નાટકમાં બ્હારોબ્હાર જવું પડ્યું. દૈવવશાત્ પિનાકી પણ તે જ દિવસે નાટકમાં આવ્યો હતો. ઇન્દુ જાણતી નહોતી. ક્યાંથી જાણે? સ્રીની મતિ પાનીયે એટલે સ્રીને કાંઈ પણ વાત કહેવાય જ નહિ એ પિનાકીનો સિદ્ધાન્ત હતો. સરોજ, મંજુ, ઉષાકાન્તને રમે-ન્દ્રને ફર્સ્ટ કલાસની લાઇનમાં જોયાં. પોતે બાર આનાની ટીકીટ લીધી હતી. ઇન્દુને પણ સરોજ સાથે જોઈ અને મિજાજ ગયો. નાટકમાં એનું ચિત્ત લાગ્યું નહિ. ‘ત્યાં જઈ બ્હડું’ એમ થયું પરન્તુ એટલો ડાહ્યો રહ્યો. ઘેર આવ્યો ને ઇન્દુને એકાદ બે લપડાક લગાવી. ‘રોઝ મારી નાટકમાં ક્યા માટીને મળવા ગયાં હતાં?’ આ શબ્દોચ્ચાર ઇન્દુને કાને પડતાં જ આંખમાંથી અશ્રુધારા વહી ચાલી.

“વ્હાલા! માફ કરો. હવે હું ઘરની બ્હાર પગલું નહિ ભરૂં. મ્હેં ઉષાકાન્તભાઇને બહુ ના કહી પણ માન્યું નહિ. હવે નહિ જાઉં!”

ઇન્દુ—રાંક ઇન્દુ ગળગળી થઈ—સ્તબ્ધ થઈ પાષાણવત્ પડી પરન્તુ એ સર્વ ઢોંગ છે—સ્ત્રીઓના ફ્તવા છે એમ સ્હમજી વાળી મુકવાને ઇરાદે પિનાકી ચાલ્યો ગયો.

ઈન્દુનું જીવન આમ ચાલતું હતું. પૈસા, રૂપ, શરીર બલ અને બ્હારના તડાકા ફડાકા ઉપર જ સુખનો આધાર હોય તો ઈન્દુ સુખી હતી. મ્હોટી વયે વિવાહ કરનાર માબાપો આટલું જ જુવે છે. પિનાકી જેવા વ્હેમી, દમામદાર પતિઓ ઈન્દુ જેવા કુસુમનું સૌરભસૌન્દર્ય કેટલું અને કેવી રીતે નષ્ટ કરી નાંખે છે તે કાંઈ અજાણ્યું છે? ત્હમારી પત્નીઓ પવિત્ર રહે, સ્નેહાળ થાય એમ ઇચ્છિતા હો તો પ્રથમ ત્હમે પવિત્ર રહો, સ્નેહાળ થાવ એ નિયમ આપણા યુવાનોમાં કેટલા પાળે છે? બે-ચાર મિત્રો મળે ત્યારે અન્ય સ્ત્રીઓની વાતમાં કેવો આનન્દ લે છે? સામાન્ય રીતે સ્ત્રીઓ અન્ય પુરૂષોને જોઈ એવો આનન્દ નથી માનતી. આપણે પવિત્ર રહીયે નહિ—આપણા વિચાર પવિત્ર હોય નહિ અને પછી બીજાની તરફ શંકાશીલ રહીયે. ઈન્દુ—પવિત્ર ઈન્દુ આ શંકાનો ભોગ થઈ પડી હતી. પિનાકીને શું કરૂં તો મ્હારા ઉપર સ્નેહ રાખે? એમને કેવી રીતે ખુશ કરૂં એ જ ઈન્દુની મહેચ્છા હતી. પરન્તુ દુર્ભાગ્યે ઈન્દુની એ ઇચ્છા ફલિભૂત ન થઈ. ઉષાકાન્તના મંદવાડમાં પણ એ જઈ શકતી નહિ. ઈન્દુની આંતરવ્યથા સઉ કોઈ સ્હમજ્યાં હતાં. પરણ્યા પછી, વહુ ઘેર આવ્યા પછી છોકરાના માબાપ કાંઈ વિલક્ષણ સ્વભાવનો લીધે પતિપત્નીને એકાંતમાં મળવા દેતા નથી પણ પતિપત્નીમાં સ્નેહ હોય છે તો ગમે તે વખતે મળે છે, ને ન મળે તો નેત્ર મળે છે અને તે દ્વારા હૃદય મળે છે. ઘણા

પતિઓ પોતાની સ્ત્રી અભણ છે, એવું છે એમ માની એમની સાથે બહુ પરિચયમાં આવતા નથી, એમની સાથે ફરતાં શરમાય છે અને પોતાના ભાગ્યની સાથે એમને ઉન્નત કરવાના કાંઈ પણ પ્રયત્ન સિવાય નિંદે છે. પણ પત્ની નિરક્ષર હોવાથી એને બહુ લાગતું નથી. ત્યારે ઈન્દુ જેવી કેળવાયેલી 'ભવિષ્યમાં આશ મ્હોટી ધારતી' હતી ત્હેવીના મનમાં શું શું થાય? લગ્ન એ એમને કંટક સમાન જ હોય છે. આર્યસ્ત્રીઓમાં વિધવાવિવાહ અથવા છેડા છુટકા પ્રત્યે અભાવ હોય છે એટલે પતિને પોતાનો કરી લેવા બહુ પ્રયત્ન છતાં પણ નિષ્ફળતા મળે ત્યારે ભગ્નાશ થઈ જીવન પુરૂં કરે છે. ઈન્દુનું પણ તેમ જ બન્યું, વિશેષમાં પિનાકીના સગાં ઈન્દુને સારો દિવસ ન દેખાયો તે માટે ત્હેના ઉપર મ્હેણા વરસાવતાં હતાં.

પિનાકીનો સ્નેહભર એક શબ્દ, સ્નેહયુક્ત એક જ વર્તન ઈન્દુને પ્રફુલ્લ કરવા બસ હતું પણ એ લાવે ક્યાંથી? પિનાકી એવા સંસ્કારોમાં ઉછર્યો હતો કે ત્હેને એ સુઝતું જ નહિ અને ત્હેમાં કેટલીક વસ્તુની કિંમત ત્હેના અભાવે જણાય છે તેમ ઈન્દુનાં અભાવે પિનાકીને ઈન્દુના ગુણની ખબર પડત પણ તે પ્રસંગ નહોતો.

પિનાકી શોર્ટહેન્ડ અને ટાઇપ રાઈટીંગ શીખી પોસ્ટખાતામાં નોકર રહ્યો. બેચાર માસ અમદાવાદ રહ્યા પછી ત્હેની બદલી ખેડે થઈ. ખેડામાં મ્હોટો પોસ્ટ માસ્તર પારશી હતો અને એકાદ બે મુસલમાન કલાર્ક હતા. પિનાકીને રહેવાની જગા પણ પોસ્ટ ઓફીસના મકાન પાસે જ હતી. એક દિવસ ઈન્દુ ઘરમાં એકલી હતી. ઈન્દુ બેઠી બેઠી શાક સમારતી હતી ત્યાં

પેલો મુસલમાન કલાર્ક બ્હારથી આવ્યો. 'ઈન્દુબ્હેન! કુંચી મુકી ગયાં હોય તો આપો ને!' તે સભ્ય કલાર્ક બ્હાર ઉભો રહ્યો. ઈન્દુએ કુંચી લઈ મીયાંના હાથમાં મુકી. ઈન્દુને કુંચી આપવી અને મીયાંને લેવી તે જ વખત પોસ્ટ ઓફીસમાંથી પિનાકી બ્હાર આવ્યો. પિનાકીના મનમાં ખાત્રિ થઈ કે ઈન્દુએ ચિઠ્ઠી આપી. પિનાકી તરત જ ઘરમાં આવ્યો અને ઈન્દુને ધમકાવી. ઈન્દુએ ખરી હકીકત કહી પણ પિનાકીના માનવામાં ન આવી. આવી હોય તો પોતાની ભૂલ કબુલ કરવામાં હીણપત છે માની ભવિષ્યમાં કોઈની સાથે વાત કરતી જોઈશ તો મારી જ નાંખીશ એમ કહી પિનાકી ચાલ્યો ગયો. ઈન્દુને તે દિવસથી સંસાર ઉપર કંટાળો આવ્યો. ઝેર ખાઈ મરી જાઉં એમ થયું. ઈન્દુએ તે દિવસથી સ્મિત કરતું પણ મુકી દીધું. 'જીવનમાં પ્હેલ વ્હેલાં જ ન પરણી હત તો સારૂં એમ થયું. શું સ્ત્રીઓ જ ખરાબ છે? શું સ્ત્રીઓનો જ વાંક છે? શા માટે સ્ત્રીઓને ઉંચી કેળવણી આપોછો ને પછી ગમે ત્યાં ફેંકો છો? સારૂં ઘર, આમ બ્હારથી સારા દેખાતા ઉપર શા માટે મોહ પામો છો? ઈશ્વિર મ્હને મ્હોત આપે તો બસ. મ્હારા કર્મમાં જ સુખ નહિ. મ્હેં જેટલા પ્રયત્ન કર્યાં તે બધા વ્યર્થ થયા. ઉષાકાન્ત! સરોજબ્હેન! ત્હમે ઈન્દુના મનની વાત જાણો છો? છતે પૈસે–પિનાકી જેવા વર છતે દુ:ખી કેમ એમ ત્હમે ધારો છો? પૈસાને શું બચકા ભરૂં? બ્હાર તડાકા માર્યાં, બ્હાર વાદવિવાદ કર્યાં, બ્હાર મળતાવડા લાગ્યા ત્હેમાં શું? મ્હારા તરફ એમનો કેવો ભાવ છે? કેટલા વ્હેમી છે? ઉષાકાન્ત! એમના મનમાં કાંઈ આવે એટલા જ માટે હું ત્હમને પણ મળી શકતી નથી. પિનાકી! એમાં

ત્હમારો શો દોષ? કેવે ઠેકાણે પરણાવવી છે એનો વિચાર કર્યાં વિના મ્હને ઉન્નત બનાવી માટે મ્હારાં માબાપ, ભાઇનો વાંક. ઠોઠ રાખી હત તો આજ સુખી હત. ત્હમને આવા વિચારના રાખ્યા તે ત્હમારા માત પિતાનો દોષ. ઇશ્વર કરે ને હું મરૂં અને ત્હમને બીજી મળે જેથી સુખી થાવ." આટલું બોલી રોઈ પડી. આ આંસુ લુછનાર કોઈ જ નહોતું. તે જ દિવસથી ઈન્દુને તાવ શરૂ થયો. ઉધરસ વધી અને ક્ષયનું પાસું પડ્યું. થોડો સમય તો પિનાકી ઇન્દુ ઢોંગ કરે છે એમ માનતો અને એની પાસે ઘરકામ કરાવ્યા ઉપરાંત પોતાની સર્વ સગવડ સચવાવતો. ઈન્દુ થાકી ગઈ હોય, શરીરમાં તાવ ભર્યો હોય તોપણ પિનાકીના આવ્યા સિવાય ઉંઘાય નહિ—સૂવાય નહિ. પિનાકી ઉંઘી જાય ત્યાં સૂધી ત્હેને ત્હેની પાસે મુગા મુગા બેશી રહેવું જોઇએ. ઈન્દુ મનમાં જરા પણ સંકોચ પામ્યા વિના, કેમે કર્યે એમની મીઠી નજર થાય છે એ જ ઉદ્દેશથી સહન કરતી પરન્તુ કાંઈ લાભ થયો નહિ.

ખેડામાં પ્લેગ બહુ ચાલતો હતો અને આખું ગામ લગભગ ખાલી થઈ ગયું હતું. શરીરે અશક્ત ઈન્દુ અને પિનાકી ખેડે જ હતાં. અમદાવાદથી ધીરજલાલ, ગુલાબ, ઉપાકાન્તે તાવની હકીકત સાંભળી ઈન્દુને મોકલવા પિનાકીને લખ્યું હતું પણ પિનાકી ઉત્તર આપવા બદલે ઈન્દુને 'ખાનગી કાગળ લખી અમદાવાદથી તેડાં મંગાવો છો કેમ?' એમ કહી લ્હડતો. ઈન્દુ એમાંનું કાંઈ જાણતી નહિ એટલું જ નહિ પણ પતિને વ્હેમ આવે એટલા માટે કોઇને કાગળ પણ લખતી નહિ. આવી સ્થિતિ હતી ત્યાં પ્લેગથી પિનાકી સપડાયો અને તે જ

રાત્રે પિનાકી અને ઇન્દુ અમદાવાદ ગયાં. ઉષાકાન્ત, રમેન્દ્ર સ્ટેશન ઉપર આવ્યા હતા. પિનાકીના તાવ કરતાં ઇન્દુનું શરીર જોઈ ઉષાકાન્ત રમેન્દ્ર બહુ ગભરાયા. ઇન્દુનો હાથ લેતાં શરીરમાં તાવ ભરેલો લાગ્યો.

"ભાઈ! મ્હારી ફિકર હવે શા કામની છે? લગ્ન કરતી વખત ફિકર રાખવી હતી. મ્હને કેળવતાં વિચારવું'તું. હવે તો એમની ખબર લ્યો. એમને સંભાળો! મ્હારો જીવ એમનામાં છે."

ઇન્દુના આ શબ્દ ઉષાકાન્તનું કાળજું કોરવા બસ હતા. 'મ્હેં મ્હારૂં સુખ તાક્યું અને સરોજ મેળવી. ઇન્દુ—નમાઈ ઇન્દુને દુઃખી કરી આખી દુનિયાને સુખી કરવાના ફાંફાં મારૂં પણ મ્હારાં પોતાના જ સ્નેહી આમ દુઃખી.'

પિનાકીને ઘેર લાવ્યા. સીવીલ સર્જન તેમ જ બીજા દાક્તરોની સલાહ લીધી; તે જ દિવસે પ્રભાકર અને સરોજને તાર કર્યો. બન્ને આવી પહોંચ્યા. પિનાકી પથારીમાં પડયો હતો. દાક્તરે કાંઈ પણ શ્રમ લેવા ના કહી હતી છતાં ઇન્દુ પતિના પગ ચાંપતી. ધગધગતે હાથે ધગધગતા માથે હાથ ફેરવતી. 'ત્હમને હવે કેમ છે? શું ખાવું છે? કાંઈ કરી આપું? શું જોઇએ છે? મટી જશે હોં! શાન્ત રહેજો!' એમ ભાવથી પૂછતી અને સૌભાગ્ય નષ્ટ થાય તે પહેલાં ઇશ્વર ખેંચી લે એમ ઇચ્છતી. સરોજ, સરલા અને મંજુ પિનાકીની સર્વ સારવાર કરતા હતા. ઉષાકાન્ત, રમેન્દ્ર અને પ્રભાકર બ્હારની વ્યવસ્થા કરતા હતા. ત્રીજે ચોથે દિવસે પિનાકીને કાંઈક ભાન આવ્યું. ઇન્દુના સૌભાગ્યબળે પ્લેગની ગાંઠ ફાટી અને

ડાક્તરોને હિંમત આવી. આ ત્રણ દિવસમાં પિનાકીની માનસિક અને શારીરિક સ્થિતિ વિચિત્ર થઈ હતી. પાંચમે દિવસે એણે બધાંને બ્હાર જવાનું કહ્યું. ઈન્દુ પણ ઉભી થઈ જતી હતી ત્યાં એને રોકી. 'કોણ જાણે કેમ બોલાવતા હશે? મ્હેં કોઇની જોડે વાત નથી કરી; શાં વાંકમાં આવી હોઇશ?' એમ બ્હીતી ઈન્દુ પિનાકીની પથારી પાસે ગઈ. જેવી પથારી પાસે ગઈ કે તરત જ પિનાકીએ હાથ લાંબો કર્યો અને ઈન્દુને પોતાની પાસે લઈ છાતી ઉપર માથું મુકાવી એક ચુંબન કર્યું. ઈન્દુનાં લગ્ન પછી સ્નેહભર પિનાકીનું વર્તન લાગ્યું હોય તો તે આજ હતું.

"વ્હાલી! મ્હેં ત્હને બહુ દુ:ખ દીધું છે. કાગડાને હંસ મળ્યો છે. ત્હારા ઉપર વ્હેમ લાવવાને, ત્હારી સર્વ ઇચ્છાઓનો નાશ કરવામાં મ્હેં બાકી રાખી નહોતી. ચાર દિવસ બેભાન રહ્યો તેટલામાં મ્હને કોઈ દિવ્યાંશી પુરૂષ ઠપકા આપવા લાગ્યો 'પિનાકી તું ઈન્દુનું ખુન કરે છે. ટોળીમાં પોળને ઓટલે બેશી આવતી જતી યુવતિઓ જોઈ ત્હારા મનમાં દુષ્ટ વાસના થતી તેવી ઈન્દુને કદી થઈ નથી હોં! પરપુરૂષ વિશે કદિ વાત કરી નથી છતાં તું એને માટે કેટલો વ્હેમી છે? એનું મધુર મૃદુલ ગીત ત્હને ગમતું હતું, એની રસોઈ સ્વાદિષ્ટ હતી પણ કોઈ દિવસ પ્રેમથી સાંભળી પ્રોત્સાહિત કરી છે? ન્યાત, જાતની તેમ જ અન્ય સ્ત્રીઓ સાથે જેટલી હસી ખુશીને વાત કરતો તેવી ઈન્દુ સાથે વાત કરી છે? અને એમ છતાં ઈન્દુ મનમાં લાવી નથી. પેલા મુસલમાનને માત્ર કુંચી આપતાં જોઇને વાક્પ્રહાર કર્યા હતા તે સાંભરે છે? પિનાકી! સ્ત્રીઓ જ દુષ્ટ

અને પુરૂષો તો પવિત્રતાનાં પુતળાં હશે કેમ ? ત્હારૂં અન્તઃ-કરણ પવિત્ર નથી એટલે તું સર્વ અપવિત્ર જુવે છે.' વ્હાલી ઈન્દુ ! આમ કહી મ્હને ત્રાસ આપવા લાગ્યો. ઈન્દુ ! હું મ્હારી ભૂલ સ્હમજ્યો છું. સરોજે અને ત્હેં મ્હારી સેવા કરવામાં બાકી નથી રાખી. ઉષાકાન્ત ત્હારો ભાઈ થાય તોપણ મ્હારી અપ્રીતિ સંપાદન કરવાની બ્હીકે ત્હેની સાથે વાત કરી નથી. રમેન્દ્ર અને મંજુને મ્હેં વ્હેમની દૃષ્ટિથી જોયાં છે. ઈન્દુ ! ક્ષમા કર, હું જાઉં છું પણ જતી વખત મ્હારો ગુન્હો માફ કર. તું ક્ષમા આપીશ તો જ પેલો પુરૂષ મ્હને ક્ષમા આપશે. વ્હાલી ઈન્દુ ! આવ્ય, મ્હારી પાસે આવ્ય !"

ઈન્દુ પતિની આ સ્થિતિ જોઈ ગભરાઈ અને તાવથી ફડફડતી હતી છતાં પાસે જઈ પતિનું માથું ખોળામાં લીધું અને કપાલે હાથ ફેરવતી ફેરવતી બોલી "વ્હાલા ! ત્હમે શાન્ત થાઓ. મ્હારી માફી હોય ? આજના શબ્દે—આજના વ્હાલે હું ભૂત-કાળ-દુઃખ ભૂલી ગઈ છું. હું ત્હમારી છું હોં. ત્હમે શાન્ત થાઓ એટલે હું શાન્ત જ છું. ત્હમારા મનમાં મ્હારી પવિત્ર-તાની, મ્હારા વ્હાલની ખાત્રિ થઈ એટલે બસ." આટલું કહી ઈન્દુએ પોતાના પતિને સ્નેહાલિંગન દીધું. પિનાકીને શાન્તિ થઈ અને આ મંદવાડે એક બીજાનાં સ્નેહનાં દ્વાર ઉઘાડી નાંખ્યાં અને અસ્ખલિત સ્નેહસરિત વ્હેવા લાગી. ઈન્દુ હવે સોત્સાહભર દવા પીવા લાગી, પતિની સુશ્રૂષા કરવા તલ્લીન થઈ. પિનાકીને ઈન્દુના હાથનું જ ખાવાનું ભાવતું. ઈન્દુ પથારી પાસે ન હોય ત્યાં સૂધી એને રૂચતું નહિ. ઈન્દુ પાસે વારંવાર મધુર સંગીત ગવડાવતો. આ પ્રમાણે પિનાકીને

આરામ થયો ત્યાં સુધી પ્રભાકર સરલા વગેરે અમદાવાદ જ રહ્યાં હતાં અને ઇન્દુ ઘરમાંથી બ્હાર કેમ નિકળતી નહિ, કોઈ કાર્યમાં કેમ ભાગ લેતી નહિ ત્હેનું ખરૂં રહસ્ય પછીથી સમજાવ્યું. પિનાકી મંદવાડમાં સરોજ, મંજુ વગેરેના સહવાસમાં આવ્યો 'ભણેલી સ્ત્રીઓ ખરાબ હોય છે, સરોજ અભિમાની છે, એમને વિશે લોક વાયકા છે, ધણીને રાંધવું પડે છે અને ધણીયાણી બેશી રહે છે, પતિને ધમકાવે છે' એવા એવા લોકોના ઉદ્ગારો ખોટા હતા ત્હેની ખાત્રિ થઈ. ઇન્દુને બહુ જ કનડી હતી અને એના હૃદયને શુષ્ક બનાવનાર, એના સૌન્દર્યનો નાશ કરનાર હું જ છું એમ એને થતું. જેવી રીતે ઇન્દુ પિનાકીને શી રીતે ખુશી કરવા એ વિચારે. ખુશ રાખવા પ્રયત્ન કરતી તેથી વિશેષ હવે પિનાકી ઇન્દુને ખુશ રાખવા, ત્હેના વર્તનનો બદલો વાળવા યત્ન કરવા લાગ્યો. ઇન્દુના શરીરને–ઇન્દુના ક્ષય ઉપર ગ્રીમોલ્ટસીરપ, કોડલીવરના તેલ, ગ્વાઆકોલ જે અસર ન કરી શકયા તે અસર પિનાકીનું સ્નેહભર વર્તન કરી શકયું. ઇન્દુ શુકલ પક્ષના ચંદ્રની માફક પ્રફુલ્લ થવા લાગી, પતિની સાથે ગૃહમાં તેમ જ બ્હાર આનંદ કરવા લાગી. પિનાકી પણ હિન્દસેવક સમિતિના એક વિભાગમાં જોડાવા ધારતો હતો અને જોડાયો. વર્ષોનાં વર્ષ સુધી ઇન્દુએ મુગે મ્હોડે દુઃખ સહન કર્યાં ને અંતઃકરણમાં બળ્યાં કર્યું પરન્તુ સર્વ શાન્ત ચિત્તે સહન કરી દૃઢ થઈ એટલું જ નહિ પણ પોતાના દુઃખથી જગતના દુઃખાર્તજનને કેવાં દુઃખ પડે છે અને દુઃખ જ મનુષ્યને ઉન્નત થવાને તેમ જ મજબૂત બનાવવાને સાધનભૂત છે એમ ખાત્રિ થઈ.

# પ્રકરણ ૨૦ મું.

## સ્વદેશ પ્રીતિ.

"હસનારાંઓ સાથે હસવાનું ઘટે.
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આસુડાંઓ લૂછતાં..
ઉંચા ચડશો **સ્ત્રી** પુરૂષો સૌ એમ જો!
**ભૂત દયા** છે ધર્મ બધાના મૂળમાં."

—**મણિશંકર** ૨. ભટ્ટ.

**અમદાવાદમાં** દિલ્હી દરવાજા બ્હાર **શાહીબાગનાં** રસ્તા ઉપર એક ભવ્ય વિશાળ મકાન થોડાક સમયથી તૈયાર કરવામાં આવ્યું હતું. આ મકાનના વચલા ભાગના છાપરા નીચે સુવર્ણાક્ષરે **હિન્દસેવક સમિતિ** લખ્યું હતું.

ઉષાકાન્ત અને ત્હેના મિત્રોની મહેનતથી **અમદાવાદમાં** આ સંસ્થાની સ્થાપના થઈ હતી. અને અલ્પ સમયમાં સંગીન કાર્ય કરી લોકપ્રીતિ સંપાદન કરી હતી. આ સમિતિના બે વિભાગ કરવામાં આવ્યા હતા; એક પુરૂષ વિભાગ અને બીજો **સ્ત્રી** વિભાગ. **હિન્દસેવક સમિતિનો** વચલા હોલ માત્ર વ્યાખ્યાન, જાહેર મિલાવડા અને એવા જ કાર્ય માટે રાખવામાં આવ્યા હતો. એ હોલની ભીંત હિન્દના મહાન નરોનાં ચિત્રો અને **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी** વગેરે ગુજ-

રાતી, સંસ્કૃત અને ઇંગ્રેજી સૂત્રોથી સુશોભિત કરી હતી. હોલમાં પેસતાં જ સ્હામે ઉષાકાન્તની માતા દયાકોર અને પિતા પ્રીતમલાલનાં ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં. જમણી બાજુના વિભાગમાં પુરૂષ વર્ગ માટે ઇસ્પીતાલ, અનાથાશ્રમ, હિન્દસેવક સમિતિની ઓફિસ, ઉપદેશક વર્ગ અને પુસ્તકાલય હતાં; ડાબી બાજુ સ્ત્રીવર્ગ માટે ઇસ્પીતાલ, સેવાસદન, પુસ્તકાલય અને સરસ્વતીમંદિર હતાં, હિન્દસેવક સમિતિનાં મકાનની આસપાસ વિશાળ બાગ હતો; કેટલાક ઉત્સાહી પુરૂષો અને સ્ત્રીઓની સાહાય્યથી ઉષાકાન્ત આ સમિતિનું કાર્ય કરતો હતો. રમેન્દ્ર એલએલ. બી. માટે મુંબાઈ હતો ત્યાં સૂધી એને એકલાને રૂચતું નહિ એટલું જ નહિ પણ રમેન્દ્ર પણ મુંબાઇથી વખતો વખત લખતો કે કાં તો ઉષાકાન્તે મુંબાઈ આવવું કિંવા રમેન્દ્ર અમદાવાદ આવે. અમીરી હોટલમાં રમેન્દ્ર અને ઉષાકાન્તનો સંબંધ થયો ત્યારથી એક બીજા પ્રત્યે અનન્ય ભાવ થયો હતો અને ત્હેમાં ઉષાકાન્તના મંદવાડ પછી રમેન્દ્ર નરમ થયો હતો. મુગા રહેવાની, ઓછું બોલવાની ટેવ ત્યજી દીધી હતી; ગૃહકાર્યને લીધે ઉષાકાન્તને ન મળાય તો એના મનમાં ચટપટી થતી એટલું જ નહિ પણ જ્યારે ઉષાકાન્તને દૂરથી પણ જોતો ત્યારે જ શાન્તિ વળતી. આવી સ્થિતિ હતી ત્યાં મુંબાઈ ગયો. કર્તવ્ય બજાવવા મુંબાઈ ગયો, મંજુને સાથે લઈ ગયો હતો પણ ઉષાકાન્તને લઈ જવાય એમ નહોતું. પરીક્ષા આપવા આવ્યો ત્યારે જ ઉષાકાન્તને મળ્યો હતો. ઉષાકાન્તે મંજુની સહૃદયતા—સ્નેહ જોઈ, એ સ્નેહની દૃઢતા અને રમેન્દ્રની બુદ્ધિ જોઈ હિન્દસેવક સમિતિમાં દાખલ થવા વિનંતિ કરી. દેશકાર્ય થાય, પોતાની આજીવિકા જેટલું

મળે અને ઉષાકાન્ત સરોજનો સહવાસ મળે પછી શું જોઇએ એમ માની રમેન્દ્ર આ સંસ્થામાં જોડાયો. ધીરે ધીરે ધીમત તથા પિનાકી પણ આ સમિતિમાં દાખલ થયા. માત્ર પ્રભાકર જ અમદાવાદ રહી ન શકવાથી દાખલ થઈ શક્યો નહોતો છતાં લાનોલીમાં રહ્યો રહ્યો કાર્ય કરે જતો હતો.

હિન્દસેવક સમિતિમાં એક કાર્ય દર રવીવારે સભા મેળવવાનું હતું; આ સભામાં પ્રત્યેક જ્ઞાતિના પ્રત્યેક ધર્મના સભ્ય-ગૃહસ્થો જૂજ વાર્ષિક લવાજમે દાખલ થઈ શકતા. આ સંસ્થાનો ઉદ્દેશ એકતા કરવાનો જ હતો. હિન્દુ, પારસી, મુસલમાન એવા પેટા વિભાગના વિચાર ઉત્પન્ન જ ન કરવા એ મુખ્ય હેતુ હતો. આ હેતુ પાર પાડવા અમુક જ્ઞાતિની ટીકા કરવામાં નહોતી આવતી એટલું જ નહિ પણ દેશનાં જે પત્રોમાં--જે સંસ્થામાં અમુક કોમ ઉપર આક્ષેપો મુકવામાં આવતા તે પત્રો--તે સંસ્થા પ્રત્યે તિરસ્કાર દર્શાવવામાં આવતો એટલું જ નહિ પણ હિન્દુ, પારસી, જૈન, ક્રીશ્ચીયન, મુસલમાન તહેવારોને દિવસે સર્વ એકઠા થતા, ને તે તહેવારોના હેતુ સ્હમજાવતા. પ્રત્યેક કોમના મહાન પુરૂષોની જયન્તિ સપ્રેમ ઉજવાતી. દેશના કોઈ પણ ભાગમાં એક કોમની લાગણી દુખવવામાં આવતી કિંવા એક કોમનો પ્રશ્ન ઉદ્‌ભવતો ત્યારે આ સમિતિ અમુક પેટા કોમનો પ્રશ્ન છે એમ માની બેસી રહેવાને બદલે પોતાનો જ પ્રશ્ન છે એમ સ્હમજી એ કાર્યમાં તનમન અને ધનનો ઉપયોગ કરતી. આ કાર્ય શરૂ થયું એ સમય લોકટીકા ઉત્પન્ન થઈ—હિન્દુ, પારસી, ક્રીશ્ચીઅન મુસલમાનને એક ભાણે જમવા બેસાડી દેવાનો અંતિમ ઉદ્દેશ છે એમ સ્હમજી કેટલીક જ્ઞાતિમાં

આ સંસ્થામાં ભાગ લેનારને જ્ઞાતિ બ્હાર કહાડવાના પ્રયત્ન થવા માંડવા પરન્તુ જેમ સમય વીતતો ગયો તેમ તેમ તેઓની ભૂલ જણાઈ અને સ્હામું બોલનાર જ સમિતિમાં ભાગ લેવા લાગ્યા.

•

ઉપદેશક વર્ગમાં યુવાનો–વિદ્યાર્થીઓને હિન્દની ખરી સેવા ક્યાં કરવાની છે અને કેવી રીતે કરવાની છે, સામાજીક, ધાર્મિક અવનતિ કેટલી છે તે સર્વનું ભાન કરાવવામાં આવતું. યુવાનના ઉભરાને–સ્વચ્છંદી વર્તનને નિયમમાં લાવી અભ્યાસમાં જ જીવ રાખી દેશની સ્થિતિનો પણ અભ્યાસ જ કરવામાં આવતો, રાજા પ્રજાનો ધર્મ–આર્ય ધર્મ શો છો ત્હેનું યથાસ્થિત જ્ઞાન આપવામાં આવતું. આ ઉપદેશક વર્ગમાં શિખતા સર્વ કોમના વિદ્યાર્થીઓને કર્તવ્ય, નીતિના સિદ્ધાન્તો એવા ઠસાવવામાં આવ્યા હતા કે મેળાઓ, જયન્તિઓ, દીવાળી, દશેરા જેવા તહેવારોમાં આ યુવક વોલન્ટીઅર્સનું કાર્ય કરતા. મન્દીરોમાં સ્ત્રી-પુરૂષો સભ્યતાથી દર્શન કરે, નદી ઉપર વિના વિઘ્ને સ્નાન કરે, દુકાળ કે રોગપીડિતની માવજત કરે ને સ્મશાનમાં અનાથની અંતિમ ક્રિયા કરે આ સર્વ આ ઉપદેશક વર્ગના વોલન્ટીઅર્સ કરતા. આ યુવાનોએ પોતાનું કાર્ય કરી એટલી તો ખ્યાતિ મેળવી હતી કે કોઈ મ્હોટા પ્રસંગોમાં સરકાર તરફથી આ યુવાનોની મદદ માગવામાં આવતી અને એ મદદ યથાસ્થિત મળતી. રસ્તામાં ફરતાં કોઈ માણસ ગાડી તળે ચગદાયો અને આ વર્ગના વિદ્યાર્થીની નજરે પડ્યો તો તેઓ ત્હેને તરત જ બીજી કાંઈ પણ તપાસ કર્યા વિના હિન્દસેવક સમિતિની ઇસ્પીતાલમાં લઈ જતા. ત્યાં એમના જેવા જ બીજા વિદ્યાર્થીઓ અથાગ મહે-

નત કરી પીડિતને સંતોષતા. અનાથાશ્રમમાં રહેલા અનાથોના અભ્યાસ અને શરીર સંરક્ષણ માટે ખાસ ખબર રાખવામાં આવતી. વિદ્યાર્થીઓની બોર્ડીંગમાં અને આવા અનાથાશ્રમોમાં રહેતા છોકરાઓને ખસ વગેરે રોગ એટલા થાય છે અને ત્હેમની નીતિ એટલી શિથિલ હોય છે કે એવા આશ્રમો હોવા કરતાં ન હોય તો સારાં. ઉપાકાન્ત અને ત્હેનું મંડળ આ સર્વ સ્હમજતું અને એટલા માટે જ એ સર્વ દૂર કરવા પ્રયત્ન કરતું. પુસ્તકાલયનો ઉપયોગ સર્વ કોઈ કરતાં અને પુસ્તકો ઘેર લઈ જવા માટે પણ એ સભ્ય ગૃહસ્થનું સર્ટીફીકેટ બસ હતું. આ સમિતિના સભાસદો અને કાર્યવાહકો કેદખાના, ઇસ્પીતાલો, ગરીબ વર્ગના લત્તા એમાં વખતો વખત ફરવા જતા, ખરી હકીકતથી વાકેફ થતા અને ત્હેમનાં દુ:ખ, ત્હેમની ફરિયાદો દૂર કરવા સતત પ્રયત્ન કરતા.

સ્ત્રીવિભાગમાં પુરૂષો કરતાં વિશેષ ગોઠવણ હતી. સ્ત્રીઓ માટે રાખવામાં આવેલી ઇસ્પીતાલમાં **સેવાભગિની** દાક્તરો જ રાખવામાં આવી હતી. આની પ્હેલાં એક દક્ષિણી સ્ત્રી દાક્તર હતી પણ એનો સ્વભાવ અને વર્તન એવાં હતાં કે તે પૈસાની જ પૂજારી હતી. ગરીબ માણસો પ્રત્યે તદ્દન દુર્લક્ષ હતું. સુવાવડ સુવા આવતી સ્ત્રીઓ, વિધવાઓને મ્હેણા મારતી; અમુક પૈસા મળે તો જ દવા કરતી; ખાનગી દવા કરે તો જ બરાબર તપાસતી. આનું પરિણામ એ આવ્યું કે સેવાસદનની ઇસ્પીતાલનો ઉપયોગ ગરીબ કરતાં તવંગર વધારે લેવા લાગ્યાં અને ગરીબ–નિર્ધન સ્ત્રીઓનું કોઈ ભાવ પૂછતું નહિ. સરોજ મંજુને કાને આ વાત આવી અને એ વાત કેટલે દરજ્જે ખરી છે તે જાણવા ઉત્કંઠા થઈ. ઇશ્વર ઇચ્છાએ

**મંજુ**ને સુવાવડ સુવાની આવી અને માત્ર હૉસ્પીતાલમાં રહી ગરીબ વર્ગની સ્થિતિનો અનુભવ કરવા જ હૉસ્પીતાલમાં સુવાવડ સુવા નિશ્ચય કર્યો. નાત્યમાં ફટફટ થવાની, વખત છે દુઃખી થવાની ફિકર **મંજુ**એ ન રાખી. **મંજુ**ને પુત્ર પ્રાપ્ત થયો અને બે માસ હૉસ્પીતાલમાં રહી તે દરમિયાન સર્વ સ્થિતિ જોઈ. **મંજુ** રમેન્દ્રની પત્ની હતી એટલે એની સેવા કરવામાં કચાશ નહોતી પણ દાક્તરના સ્વભાવ-વર્તનથી એ જાણીતી થઈ. એથી દાક્તરને રજા આપવામાં આવી અને બીજીને નીમવામાં આવી. **સરોજ મંજુ** વખતો વખત જાત્યે તપાસ કરી સ્ત્રીવિભાગમાં સર્વ ફરિયાદનો નાશ કરતાં. મિ. **મલબારી**ની સાથે વ્યવહાર કરી સેવાસદનની એક શાળા ઉઘાડવામાં આવી હતી અને ત્હેનો વિશેક વિધવાઓ લાભ લેતી હતી. આ ઉપરાંત એક કન્યાશાળા પણ સ્થાપી હતી અને એ કન્યાશાળાનો સમય એકથી ચાર રાખવામાં આવ્યો હતો. ઈન્દુ તેમ જ કેટલીક અન્ય સ્ત્રીઓએ આ વિધવા તેમ જ કન્યાઓને ઉપદેશ આપવાનું માથે લીધું હતું. સેવાભગિનીઓનું કર્તવ્ય એટલું જ હતું કે મુસલમાનના જનાનામાં, શેઠીયાઓના બંગલામાં ને ગરીબ વર્ગના ઝુપડાંમાં જઈ અન્ય ભગિનીઓની સેવા કરવી, પતિત થયેલી સ્ત્રીઓ પ્રત્યે તિરસ્કારની નજરે જોવાને બદલે ત્હેમને પ્રીતિથી સારે રસ્તે ચ્હડાવવાં, સેવાસદનમાં ભાગ ન લઈ શકે એવી સ્ત્રીઓને ઘેર જઈ એમનાં જીવન સરળ કરી આપવાં અને ટુંકામાં જેથી સંસાર રસમય થાય, દેશની ભવિષ્યની પ્રજા ઉન્નત થાય એવા પગલાં લેવાં. **સરોજ-મંજુ** વગેરે ગૃહિણી હતાં અને ગૃહકાર્યને ભોગે આ ન કરવાની ઇચ્છાથી પોતે માત્ર દેખરેખ રાખતાં અને નવરાશનો સમય આમાં વ્યતિત કરતાં.

સ્હાંજના પાંચ વાગી ગયા હતા, **સેવાસદનના** બાગમાં પુષ્પો વિકસી રહ્યાં હતાં, વચમાં ફુવારો ઉંચે ઉડી યુવકોને ઉન્નત થવા સતત પ્રયત્ન કરવા ઉશ્કેરતો હતો; સેવાભગિનીઓમાંની કેટલીક બાગમાં, કેટલીક વાંચવામાં, કેટલીક વાર્તાવિનોદમાં રોકાઈ હતી; યુવાન વર્ગ સ્હામેના **ખેતરમાં** ક્રીકેટ, હોકી, ગીલ્લી, દંડા વગેરે રમતોમાં મશગુલ હતો તે વખતે બાગના એક ન્હાના કુંજમાં સ્હામસ્હામી બેંચ ઉપર બે દંપતી યુગ્મ બેઠાં હતાં. એક બેંચ ઉપર ઉષાકાન્ત અને **સરોજ** અને સ્હામેની બેંચો ઉપર **રમેન્દ્ર** અને **મંજુ** હતાં. વિવિધ વાતો ચાલતી હતી અને **રમેન્દ્રનો** **શાન્તનુ** લાકડીનો ઘોડો કરી બાગમાં રમતો હતો.

ઉષાકાન્તઃ—“ કેમ **રમેન્દ્ર**, **લાનોલી** જવું છે ને ? સાળીના હાથની રસોઈ જમીશને ? ”

**રમેન્દ્રઃ**—“ જવાની મરજી છે પણ એ શરતે કે ત્હમે ને **સરોજ**બ્હેન આવો તો ! ”

**સરોજઃ**—“ ત્હમારૂં સગપણ જુદું ભાઈ! એ મજા અમને આવે ? ”

**રમેન્દ્રઃ**—“ એ મજા તો ઠીક પણ ત્હમે ત્યાં ન આવો તો મ્હારો જીવ ગભરાય ત્હેનું ? **અલ્હાબાદ** કાગળ નહોતો લખાયો અને ઉષાકાન્તનો મંદવાડ મ્હને સાંભરે છે, હોં. ઇશ્વર એવો વખત ન લાવે. ઉષાકાન્ત પ્હેલો ને પછી હું. એના સિવાય તે દિવસથી હું પગલું ભરતો નથી. મ્હારે માટે એ મરી પડે ને હું મુગો મુગો, ટુંકે પતાવી દૂરનો દૂર રહું તો કયે ભવે છુટું ? ”

**મંજુઃ**—“ ઉષાકાન્તભાઈ! ત્હમારામાંથી એક જણ વહુ થઈ

ઉપોદ્ઘાત.



[illegible] ] બેંચ ઉપર બે દંપતીયુગ્મ બેઠાં હતાં.—પૃષ્ઠ ૨૭૦.

Manoranjan Press.

હત તો ઠીક પણ કેમ? આટલી લોલુપતા તો મ્હારે કે સરોજબ્હેનનેએ નથી."

ઉષાકાન્ત:—"મંજુબ્હેન, ખરૂં કહો છો. હશે, હવે કાલે ત્હમે ને રમેન્દ્ર ક્યાં ગયાં હતાં?"

રમેન્દ્ર:—"અર્ચીરામનો તેમ જ પુના સેક્રેટરીનો પત્ર હતો કે ત્યાંની જેલમાં કેદીયોને ખાવા પીવાની તો સારી સવડ છે. પરન્તુ ગમે તો જેલ ન્હાની પડતી હોય ત્હેમાં અથવા વિચાર ન સુજ્યો હોય ત્હેમાં પણ વગ નથી. લાંચ લેનાર, રાજદ્રોહ અથવા એવા ગુન્હા કરનાર, ખુની ત્હેમ જ ન્હાના ગુન્હા કરનાર સર્વેને એક જ ઠેકાણે રાખે છે. શિક્ષાનો હેતુ ગુન્હા થતા અટકાવી ગુન્હેગારને સુધારવાનો હોવો જોઇએ. હવે કરપીણમાં કરપીણ ખુન કરનારા સાથે દૈવવશાત્ કાયદાની કલમનો ભોગ થઈ પડેલો કેદી રહે પછી સંસ્કાર કેવા પડે? આ ઉપરાંત ન્હાના યુવાનોને પણ એક જ સ્થળે રાખવામાં આવે છે. એક ઠેકાણે રાખવામાં આવનાર કેદીઓ છુટયા પછી એનો એ જ ધંધો કરે છે. ધારવાડની જેલમાં તેમ જ હિન્દુસ્તાનની બીજી જેલમાં દરેક કેદી માટે જુદી સગવડ હોવાથી કેદીઓમાં નીતિની છાપ સારી પડે છે. યુરોપ-અમેરીકામાં કેદીઓનાં ભવિષ્યનું જીવન સુધરે એવા ઉપાયો લેવામાં આવે છે ત્યારે આપણે ત્યાં હજી એની એ જ સ્થિતિ છે."

ઉષાકાન્ત:—"રમેન્દ્ર, એ બધું બરાબર નોંધી રાખજે અને આપણી સમિતિ મારફત સરકારને કેટલીક સૂચના કરીશું."

સરોજ:—"મંજુબ્હેન! ત્હમે સ્ત્રીકેદીયોની સ્થિતિ જોઈ હશે!"

**મંજુ**:—"હાસ્તો. એ બિચારીઓની તો અધમ સ્થિતિ છે. કાં તો વહુ તરીકે કાં તો સાસુ તરીકે લ્હડા લ્હડીમાં એક બીજાને ડામ દેવાના ગુન્હા માટે શિક્ષા પામેલી કેટલી સ્ત્રીઓ છે. કેટલીક તો વરની સાથે ન બનવાથી આપઘાત કરવાની કોશીશ કરવા માટે કેદી છે. ચોરી વગેરેના ગુન્હા માટે શિક્ષા ખમનાર સ્ત્રી ઓછી છે. વધારે હૃદયભેદક બનાવ તો વિધવાનો છે. એક બે વિધવા મ્હેં જોઈ. તેઓ ઉંચા બ્રાહ્મણ વાણીયાની જ્ઞાતિની છે. બાલ્યાવસ્થામાં વિધવા થયા પછી ત્હેમની કોઇએ દરકાર રાખી નહોતી; અજાન વિધવાઓને કેટલી મુશીબતો નડે છે તે અનુભવ વિના ન સ્હમજાય. લગ્ન એ શું એ સ્હમજ્યા ન હોય, નીતિની છાપ પાડવા પ્રયાસ ન કર્યો હોય અને દુષ્ટ માણસોને ત્યાં–દુષ્ટ વડીલોને ત્યાં રહેવાનો પ્રસંગ પડે પછી એમનો શો વાંક? એ બન્નેને કાલે કરી પ્રસવ થયો. પ્રસવકાળે એમણે એમના સગા વ્હાલાંને–જ્ઞાતિને બહુ વિનંતી કરી પણ નિર્દય હિન્દુઓએ તિરસ્કાર કર્યો એ જ વખત પતિતપાવન સીતારામને હરરોજ સંભારનાર હિન્દુભાઇએ પતિતને ઉદ્ધારવા પ્રયાસ કર્યો હત તો હમેશના ગુન્હાથી બચત અને ઇશ્વર રાજી થાત પણ કીડી કે વીંછીને છુંદાતાં જોઈ કંપારો ખાનાર હિન્દુભાઇએ તિરસ્કાર કર્યો. પ્રસવ થયા અને માત્ર લોકલાજની બ્હીકે બન્ને વિધવાએ કોમળ પુષ્પ જેવાં છોકરાંને મારી નાંખ્યાં. આ ગુન્હા માટે એ બાળવિધવાઓ કેદમાં છે. એમને કોણ બચાવે? એમનો કોણ ઉદ્ધાર કરે?"

**સરોજ**:—"રમેન્દ્રભાઈ! મંજુબ્હેનની આ હકીકતથી મ્હારા જીવ બળે છે. સરકારને વિનંતી કરીયે અને એ વિધ-

વાઓ ન્હાશી ન જાય એવી ખાત્રિ આપીયે તો આપણા સેવા-સદનમાં ન મોકલે? એમનો ઉદ્ધાર કરવો સારો કે કેદખાનામાં કોહવા દેવા?"

ઉષાકાન્ત:—"સરોજ, ત્હારો વિચાર ઉત્તમ છે. આપણે જરૂર તજવીજ કરીશું."

રમેન્દ્ર:—"હા, આપણે ચારે."

બીજે દિવસે ચારે જણા ગાંડાની ઇસ્પીતાલ જોવા ગયાં. હિન્દસેવક સમિતી લોકની તેમ જ સરકારથી એટલી પ્રિય થઈ પડી હતી, ગેરકાયદેસર અને ધાંધલીયા હીલચાલ નથી કરતી એવી ઓપીસર વર્ગની ખાત્રિ હતી તેમ જ દેશની ખરી સેવા બજાવે છે એમ સર્વનું જાણીતું હોવાથી એ સમિતિના કાર્યવાહક મંડળને સર્વત્ર જવાની છુટ હતી.

ઉષાકાન્ત, રમેન્દ્ર, સરોજ અને મંજુ ગાંડાઓની ઇસ્પીતાલમાં ગયાં; આ ઇસ્પીતાલના વચલા હોલમાંથી ચાર બાજુ ખુણામાં જવાના રસ્તા હતા. દરેક બારણે તાળું વાશી, સીપાઈઓ હોલમાં બેઠા રહે છે. ઉષાકાન્ત ને એનું મંડળ દાખલ થયું અને ત્હેમની સાથે ઇસ્પીતાલના દાક્તર પણ સાથે હતા. જમણી બાજુ પુરુષ વિભાગ હતો અને ત્હેમાં સ્ત્રીઓને જવાની છુટ નહોતી. આથી ઉષાકાન્ત અને રમેન્દ્ર પુરૂષવર્ગમાં ગયા ત્યારે સરોજ અને મંજુ સ્ત્રીવિભાગમાં ગયાં. પુરૂષવિભાગમાં બે ભાગ હતા તેવા જ સ્ત્રીવિભાગમાં બે ભાગ હતા. આમાં એક ભાગ ખાવાનો રસોઇનો હતો—ત્યારે બીજો રહેવાનો હતો. ઉષાકાન્ત તથા રમેન્દ્ર દાખલ થયા ત્હેવા જ

એક સદ્દગૃહસ્થ જેવા માણસે સલામ કરી કહ્યું. "સાહેબજી, ત્હમે આ ગાંડાઓમાં ક્યાંથી આવ્યાં? એ લોકોની સાથે ત્હમારે બિલકુલ વાત કરવી નહિ. કલકત્તાની કોંગ્રેસ પછી કામ કથળ્યું છે. યુનિવ્હર્સિટી એક્ટથી કેળવણી ઉપર પાણી ફરી વળ્યું છે."

રમેન્દ્રઃ—"દાકતર સાહેબ! આ માણસ તો ડાહ્યો અને સર્વ હીલચાલથી જાણીતો લાગે છે, એને અહીં કેમ રાખ્યો હશે?"

દાકતરઃ—"એ સર્વ રીતે ડાહ્યો છે પણ જોજો એ કેવો છે તે સ્હમજાવું છું."

આટલું કહી દાકતરે એક ગોળો લાવી ઉષાકાન્તના હાથમાં મુક્યો અને પેલો ગાંડો સાંભળે એમ કહ્યું કે "શું ત્હમારા હાથમાં બોમ્બ છે?"

આ 'બોમ્બ' શબ્દની સાથે જ પેલા માણસનું લોહી ઉકળ્યું ને એકદમ દોડી ઉષાકાન્તને બાઝયો. "હું ત્હમને હિન્દી ફોજદારી કાયદાની ૧૨૧ એ અને ૧૨૨ મી રૂએ પકડું છું. સીપાઈ! હાથકડી કરો! આ એનાર્કિસ્ટો છે." ગાંડાઓની સાથે ફરતા સીપાઇએ પેલાને દૂર ખસેડી લીધો નહત તો ઉષાકાન્તને બેચાર લાતો પડી જ હોત. તપાસ કરતાં જણાયું કે આ ગાંડો સુરતમાં પોલીસ ઇન્સ્પેક્ટર હતો અને કલકત્તાની તોફાનની અસરથી, પેપરોમાં આવતી બીનાથી ગાંડો થઈ ગયો હતો. બધા એનાર્કિસ્ટો છેઃ બોમ્બ ફુટે છે એટલું જ સ્હમજતો. જ્યાંસૂધી એ વાત ન સાંભળે ત્યાંસૂધી ડાહ્યો હતો.

આગળ ચાલતાં એક મુસલમાન ધુળની ઢગલીઓ કરી એક, બે, ત્રણ એમ ઘાસની ગંજીઓ અને ઢોરની ગણત્રી કરતો હતો. એક હિન્દુ વૈષ્ણવ બધી રીતે ડાહ્યો હતો. પેપરો વાંચતો, લખતો પરન્તુ એના મનમાં એવી જ ધુન હતી કે એનું શરીર કાચનું છે અને એને ભાગી જવા ન દેવું તેથી જે મળે ત્હેને કહેતો કે 'મ્હને અડશો નહિ હોં! હું ભાગી જઇશ.' સુતી વખત પણ જરાએ જમીન સાથે અફળાય નહિ એમ સૂતો. એક વાણીઓ તો 'પૈસો! હા, મ્હારો પૈસો,' એમ જ કરી આમતેમ દોડતો હતો. એક કાયસ્થ કારભારી રાજ્યખટપટમાં જ તલ્લીન થઈ પોલીટીકલ એજન્ટને આમ સ્હમજાવી અમુક અમુક ગરાસ લીધો છે અને અમૂકને ઝેર દઈ મારવો છે તે માટે રસોઇઆને ઝેરનું પડીકું આપે છે એમ જ લવ્યાં કરતો હતો. એક નગ્ન કાછીયો પોતાની સ્ત્રી બીજાને લઈ જતી રહી હતી તે ખાતે બાયડી પાછળ ગાંડો થઈ ગયો હતો અને ઉમાકાન્ત રમેન્દ્ર પાસે જઈ 'મ્હારી બાયડી લાવ્યા? હજાર રૂપીઆ ચકુડો ખાઈ ગયો, લાવો, ક્યાં છે મ્હારી બાયડી?' કર્યાં કરતો. એક પંદર વર્ષનો છોકરો 'હું પાસ થયોછું. એમ. એ. એલએલ. બી. છું ને મ્હને અહીં કેમ પુર્યો છે? સોએ સો ટકા માર્ક મેળવ્યા છે. દોઢસો રૂપીઆની જગા મળવાની જ' એમ બડબડતો હતો. એક મુસલમાનને એમ જ જ્ઞાન હતું કે બધા માણસો માથું નીચે અને પગ ઉંચા રાખી ચાલે છે અને તેથી તેઓ હમણા પડી જશે એમ ધારી જે માણસ સ્હામો મળે ત્હેને ફેરવી દેવા યત્ન કરતો. એક પારસી જમીન ઉપર ગણીતના દાખલા કરતો. અને તે તમામની રીત ખરી હતી; એનો આખો દિવસ આ દાખલામાં

જ જતો. આગળ ચાલતાં એક **વૃદ્ધ** વાણીયો નાશીપાશ થયેલો હોય એમ ખુણામાં બેઠો હતો. વિચારમાં તલ્લીન થયો હતો. દાકતરે ત્હેની પાસે જઈ 'કેમ **મોતીચંદ** શેઠ! શરીરે કેમ છે?' એમ કહ્યું.

**મોતીચંદ**:—"સાહેબ, શરીરે સારૂં છે. હવે મ્હને જવાની રજા આપશો?"

**દાકતર**:—"ત્હમને રજા મળશે. પણ રસ્તામાં મોટોર ગાડીઓના અકસ્માત બહુ થાય છે ત્હેનું શું કરશો?"

મોટોરનું નામ સાંભળતાં જ **મોતીચંદ** ઉભો થયો અને 'લાવો પીસ્તોલ, શેઠને મારી નાખું, મારા **મગનાને** આવવા દો. પેપર વહેંચવા ગયો છે.' **દાકતરે** **મોતીચંદના** કપાળે હાથ મૂકયો અને **મોતીચંદ** શાન્ત થયો. **ઉષાકાન્ત** અને **રમેન્દ્રને** એમ થયું કે આ ગાંડાને આપણે કાંઈ જોયો છે; ત્યાં **મોતીચંદની** નજર ઉષાકાન્ત અને **રમેન્દ્ર** ઉપર ઠરી. ઉષાકાન્તને જોતાં જ **મોતીચંદ** બોલી ઉઠયો, "કેમ ભાઈ! મ્હારા **મગનાને** ત્હમારી માફક ભણાવવો છે? હજુ સૂધી **મગનો** કેમ ન આવ્યો? શું મોટોરવાળા શેઠીયાએ ચગદી નાંખ્યો?"

**રમેન્દ્ર**:—"ઉષાકાન્ત, આને ઓળખ્યો? પહેલ વ્હેલો હું ત્હમને હોટલમાં મળ્યો તે દિવસનો અકસ્માત સાંભરે છે?" ઉષાકાન્તને સ્મૃતિ થઈ અને તે વખતનો દેખાવ આંખ આગળ તરી આવ્યો. ગરીબ **મોતીચંદ** હજુ સૂધી ઇસ્પીતાલમાં સડ્યાં કરે છે એ જાણી દુ:ખી થયો અને હેરાન ન કરે એવી સ્થિતિ હોય તો **મોતીચંદને** લઈ જવા નિશ્ચય કર્યો. આ સર્વ જોઈ ત્રણે જણા બ્હાર દાકતરની ઓફીસમાં આવ્યા.

**સરોજ** અને **મંજુ** સ્ત્રીવિભાગમાં ગયાં હતાં; જેવાં દાખલ થાય છે ત્હેવાં જ એક આધેડ વયની સ્ત્રી સ્હામી આવી કહેવા લાગી 'આવો, મ્હને તેડવા આવ્યાં છો ? આવવાને વાંધો નથી પણ મ્હારી સાસુને કહી રાખો કે ખોળા ભરવાની સર્વ તૈયારી કરી રાખે. હવે ખેંચાય એમ નથી. આઠમો મહિનો બેસી ગયો ' આ સાંભળી **સરોજ** અને **મંજુ** એક બીજાના સ્હામું જોઈ જ રહ્યાં. આગળ ચાલતાં એક સ્ત્રીના હાથમાં માટીનું પણ આબેહુબ જીવતું હોય એવું છોકરૂં હતું. એ સ્ત્રી ઘડીમાં એને ધવરાવવાનો યત્ન કરતી, ઘડીમાં પાસે પડેલા ઘોડીયામાં સુવાડી હાલરડાં ગાતી અને છોકરાની જ ઉઠવેઠ કરતી. એક ખુણામાં એક ઓરડીમાં એક યુવાન્ બાળા બેઠી બેઠી ચોપાનીયાં વાંચતી હતી અને ભરત કામ કરતી હતી. ત્યાં આગળ **સરોજ** અને **મંજુ** ગયાં. **મંજુ**ને અને **સરોજ**ને જોતાં જ પેલી બાળા એકદમ ઉભી થઈ અને ત્રાસ પામી હોય એમ બોલી ઉઠી 'ભાઈ સાહેબ, ત્હમે કહેશો એમ કરીશ હું ઉપર નહિ જાઉં. હું એમની સાથે વાત નહિ કરૂં. ત્હમારી સ્હામી જ બેશી રહીશ.' **સરોજ** અને **મંજુ** આનો અર્થ ન સ્હમજ્યાં. જેથી સાથે આવનાર નર્સને પૂછતાં ખબર મળી કે એ બાળાને એના પતિ તરફ અત્યન્ત પ્રેમ હતો. એ બાળા ભણેલી છે, બીજી રીતે ડાહી છે. પરંતુ એની એક નણન્દ વિધવા છે ને બીજી સૌભાગ્યવંતી છે. આ બન્ને નણન્દોને એમના પતિ સાથે બનતું નથી. પોતાને સુખ નહિ અને ભાભી ભાઈની સાથે આનન્દ કરે એ ન ખમાયાથી આ બિચારીને અતિશય ત્રાસ આપવા લાગી જેના પરિણામે આ ગાંડી થઈ છે અને જે

કોઈ સ્ત્રી પાસે આવે તે એની નણન્દ છે ને પતિ પાસે જવા નહિ દે એમ જ સ્હમજે છે. એનો પતિ દરરોજ અહીં આવી ખબર કહાડી જાય છે. થોડા દિવસમાં આને છૂટી કરીશું. એટલી સલાહ આપવાની છે કે બને ત્યાં સૂધી બીજી કોઈ સ્ત્રીનો પ્રસંગ ન આવવા દેવો; એક સ્ત્રીને એવી જ ધુન હતી કે પોતે અંબાજી માતાનો અવતાર છે અને તેથી સર્વને નમસ્કાર કરાવતી અને પોતે આશિર્વાદ આપતી. બીજા ખુણામાં બે ચાર સ્ત્રીઓ ખાટલામાં પડી પડી આળોટતી હતી; એક સ્ત્રી યુવાન સ્ત્રી કેવળ નગ્નાવસ્થામાં જ હતી. એને એમ ભ્રાન્તિ હતી કે લુગડાં પહેરવાથી સળગી ઉઠાય. ન્હાનપણમાં પહેરેલાં લુગડાં સળગવાથી દાઝી હતી અને તે દિવસથી ત્હેને લુગડાં ગમતાં નહિ. કોઈ લુગડું પહેરાવે કે ચીસ પાડી દૂર ન્હાસતી. લુગડાંની વાત ન કરો ત્યાં સૂધી ડાહી હતી. આની સાથે તે સર્વ રીતે મર્યાદશીલ અને પવિત્ર હતી. માત્ર લુગડાં પહેરવાની વાત આવે ત્યાં ગાંડી. આ સર્વ જોઈ સરોજ અને મંજુ પણ બ્હાર નિકળ્યાં. દાક્તરને ત્યાં ચાહ પાણી હતાં ત્યાં ગયાં. કેદખાનાની માફક અહીં પણ જગાની તંગાશ છે. સ્હેજ ગાંડા, બુદ્ધિવાન્ શાન્ત ગાંડા અને બીજાને હેરાન કરનારા અને મૂર્ખ ગાંડાઓને પણ એક જ જગાએ રાખવામાં આવે છે એ ઠીક નહિ. આથી સારા માણસોના હૃદયમાં ઉત્તમ સંસ્કારો પડતા નથી, તદુપરાંત આવાં સ્થળે પત્રો, પેપરો, પુસ્તકો આવે છે ત્હેના કરતાં વિશેષ મંગાવવાં જોઇએ. ત્હેમને આનન્દ થાય ને વૃત્તિઓ શાન્ત થાય એવાં ચિત્રો—એવાં બાગો થવાં જોઇએ; સભ્ય ગૃહસ્થોએ અત્રે આવી સારા પુષ્ટિકારક ખોરાકની અનુકૂલતા કરી આપવી

જોઇએ. હાલના દાક્તરના મનમાં પરોપકાર વૃત્તિ વિશેષ હોવાથી ગાંડાઓની સંભાળ સારી લેવામાં આવતી હતી પણ કેટલાક એવા દાક્તરો હોય છે જેઓ માત્ર પૈસા કમાવવામાં જ રચ્યાપચ્યા રહે છે; તેઓ જે ગાંડાંના સગાંવ્હાલાં તરફથી પૈસા મળે ત્હેની જ સારી સારવાર કરે. વળી ત્હેમને જ વ્હેલા છોડે. ઉષાકાન્ત, રમેન્દ્ર, સરોજ અને મંજુ ગાંડાઓની કેમ તજવીજ કરવી, ત્હેમનું જીવન સુખમય શી રીતે બનાવવું અને મોતીચંદને શી રીતે બોલાવવો એનો વિચાર કરતાં ઘર તરફ વળ્યાં.

# પ્રકરણ ૨૧ મું.

## કલ્યાણગ્રામ.

"સ્નેહ અને શ્રી કુસુમ તણી શય્યા વિશે
સુખથી સૂતાં સ્વપ્ન અલૌકિક આવશે."
—ડાહ્યાભાઈ લક્ષ્મણ.

આજ કલ્યાણગ્રામમાં ઉત્સાહ પ્રવર્તિ રહ્યો હતો. **સરલાને** ઘડીની નવરાશ નહોતી; **સરોજ**, **મંજુ**, ઈન્દુ, કાન્તિ પોત-પોતાના પતિસહ **પ્રભાકરના** મહેમાન થયાં હતાં; સર્વેને **લા-નોલી** બોલાવવાની **સરલાની** ઇચ્છા પાર પડી હતી. **પ્રભાકર** તથા વુલ્નરે પ્રયોગશાળામાં રજા પાડી હતી; પ્રેમથી આવેલાં સ્નેહીઓનાં આતિથ્ય કરી આનન્દિત કરવા એ જ ઉદ્દેશ હતો. બંગલાના કૉમ્પાઉન્ડમાં પાણી છાંટી સાફસુફ કરવામાં આવ્યું હતું. ફુવારાની આસપાસ ગોળ જગામાં—ફુવારાની પાસે જ બેંચો ગોઠવી દેવામાં આવી હતી; મન્દ અનિલ ફુવારાની શીત જલકણો શરીર ઉપર સિંચન કરી શાન્તિ પ્રસારતો હતો. પાસે આવેલા 'ટેનીસ ગ્રાઉન્ડ' ઉપર નોકરો રંગોળી પુરી, પાટલા ગોઠવી, અગરબત્તીની દીવીઓ મૂકી જમવાની તૈયારી કરતા હતા; ફુવારો ઉડતો હતો હેની અંદર કૌમુદીનો પ્રકાશ પ્રતિ-બિમ્બિત થઈ સહસ્ત્ર તારાગણોનો ભાસ થયો હતો; બંગલાની અંદરથી સારંગીનો મંજુલ નાદ આવતો હતો; એક બેંચ ઉપર

ઉષાકાન્ત, પ્રભાકર, રમેન્દ્ર; ત્હેની પાસેની બીજી બેંચ ઉપર ધીમત તથા પિનાકી બેઠાં હતાં; વુલ્નર ઉષાકાન્તવાળી બેંચ પાસે આરામ ખુરશી ઉપર પડયો હતો; સ્હામેની બે બેંચો ઉપર સરોજ, સરલા, મંજુ, ઇન્દુ અને કાન્તિ હતાં; રબરનાં બુટ, શ્વેત પાટલુન-ખમીસ પ્હેરી ન્હાનો શાન્તનુ આખા બાગમાં દોડતો હતો; કાકાઓના ખોળામાં ભરાઈ જતો, માશી-કાકીની સોડમાં લપાઈ જતો અને સર્વે એને ખિલાવતા હતાં.

Sweet is pleasure after pain—કર્તવ્ય કરતા હતા એ જ વિચારે આજનો આનન્દ નિષ્કંટક હતો; કોઈ પણ કાર્ય કર્યાં પછી આનન્દ ગમ્મત વધારે રૂચિકર થાય છે; ફલાણું કાર્ય બાકી છે, મ્હારે અમૂક વાંચવું છે, લખવું છે અથવા કમાવું છે એ ચિન્તા જ્યાં સૂધી હોય ત્યાં સૂધી સ્વર્ગનો સર્વ વૈભવ પ્રત્યક્ષ થાય, સ્નેહીજન આપણી પાસે હોય તોપણ તેમાં મજા પડતી નથી. ઉપર કથિત મંડળ સ્વાર્થની સાથે પરમાર્થ કરતું હતું અને તેથી જ આજનો આનન્દ નિર્મલ હતો.

વુલ્નર:—પ્રભાકર ! ત્હમને બધાંને આમ મળેલા જોઈ હું ખુશી થાઉંછું. આમ ત્હમે અમદાવાદ મળો ખરા કે ?"

પ્રભાકર:—"મળીયે તો ખરા પણ અહીંની માફક નહિ. વડિલ વર્ગ હોય અથવા અન્ય સગાં સંબંધી આવી પહોંચશે એ બ્હીકથી અમારાં સરોજબ્હેન વગેરે સંતાકુકડી રમતાં હોય. કેમ સરોજબ્હેન ?"

સરોજ:—"તે તો ખરૂં જ સ્તો. ત્યારે અમર્યાદિત થઈ ગમે એનાં દેખતાં ગપ્પાં હાંકવા બેશીયે ?"

વુલ્નરઃ—"સરોજબ્હેનનું કહેવું ખરૂં છે. અમારા દેશમાં પણ મર્યાદા છે. અહીં તો જૂદા જૂદા ગામના આવે એટલે કોઈ કોઈની દરકાર ન રાખે. ત્હમારા જેવી ગાંડી લાજ નહિ."

મંજુઃ—"ઉષાકાન્તભાઈ! કેમ ત્હમે બોલતા નથી ?"

ઉષાકાન્તઃ—"રમેન્દ્ર, બોલને! ત્હમારાં રાણીસાહેબ ત્હમારા શબ્દ સાંભળવા તલપી રહ્યાં છે. મ્હારૂં નામ ને ત્હમારૂં કામ."

મંજુઃ—"ઉષાકાન્ત, ત્હમે તો એવાને એવા મશ્કરા રહ્યા."

ઈન્દુઃ—"ઉષાકાન્ત શું ખોટું કહે છે ? બોલો, ત્હમારૂં મન રમેન્દ્રભાઈને સાંભળવાનું નથી થયું ?"

મંજુઃ—"થાયસ્તો. શા માટે ન થાય ?"

'જો પકડાયાં ખરાં' કહી ધીમત અને મંડળી હસી પડી અને મંજુ શરમાઈ ગઈ.

ધીમતઃ—"ઉષાકાન્ત! આપણી પેલી કલબની યોજના ક્યાં સુધી આવી છે?"

ઉષાકાન્તઃ—"લગભગ તૈયાર છે. આપણે ત્યાં જઈ અમલમાં મૂકાશું."

વુલ્નરઃ—"કઇ કલબ ?"

રમેન્દ્રઃ—"અમે એક ઇન્ડીઅન નેશનલ કલબ સ્થાપી છે. ત્હેને અને હિન્દસેવક સમિતિને પ્રત્યક્ષ રીતે કાંઈ સંબંધ નથી રાખ્યો. આ કલબમાં સર્વ કોમના ગૃહસ્થ સભાસદ થઈ શકે છે."

પિનાકી:—"એવી કલબો તો ઘણી છે. એક ચાહ પીઉ કલબ વધશે."

ધીમત:—"આ કલબનો ઉદ્દેશ ચાહ પીવાનો નથી. આનો ઉદ્દેશ હિન્દુ, મુસલમાન, જૈન, પારસી વગેરેમાં એકતા કરવાનો છે. કોઈપણ કોમનો પ્રશ્ન આવે તો આ કલબે ઉપાડી લેવો. જે માત્ર એકતાનો ડોળ કરી આડકતરી રીતે એક કોમે બીજી કોમનું આ નુકશાન કર્યું એવું દર્શાવી દુશ્મનાવટ ઉત્પન્ન કરે, એક પત્રને ચ્હડાવી બીજા પક્ષને તુચ્છકારે ત્હેવા પત્રની સ્હામે ક્રોધ દર્શાવવો, ટુંકામાં અમૂક કોમ ઉચ્ચ છે ને અમૂક નીચ છે એવા વિચારો દૂર કરાવી એક પ્રજાત્વ ઉત્પન્ન કરવું એ જ આ કલબનો આશય છે."

કુસ્નર:—"ઉષાકાન્ત! ત્હમારી આ યોજના અમલમાં મૂકાય અને હિત ઇચ્છનારા મળે તો ઘણો લાભ થાય."

પ્રભાકર:—"રમેન્દ્ર! ત્હમારા વિચાર સ્તુત્ય છે પરન્તુ એવી જ સ્ત્રીઓની સંસ્થા થાય તો જલ્દી લાભ થશે."

સરોજ:—"પ્રભાકરભાઈ! અમે તો ત્હમારા પ્હેલાં યોજના ઘડી છે. સંસ્થા કરી છે. સરલાબ્હેન એ જ કલબમાં 'ઘરગથું રસાયણ' ઉપર નિબંધ વાંચવાનાં છે."

પ્રભાકર:—"સરોજબ્હેન! નિબંધનું જાણતો હતો પણ સંસ્થાની ખબર નહોતી."

ધીમત:—"ઉષાકાન્ત! હવે સમિતિનું કેમ?"

ઉષાકાન્ત:—"ધીમતભાઈ! આવતા વર્ષથી હિન્દસેવક નામનું દૈનિક પત્ર કાઢવાનું છે. એમાં સાહિત્ય, સાયન્સ રાજ-

કીય, ધાર્મિક સમાજીક, આનન્દ વગેરે ભિન્ન ભિન્ન વિષયો ઉપર લેખ આવશે. આપણું મંડળ વિવાહિત છે એટલે હિન્દસેવક સમિતિમાં કામના નથી. તો આપણે આપણા હાલના કાર્ય ઉપરાંત આ પત્ર ચલાવીશું. અમુક દિવસે સાહિત્યના, અમુક દિવસે સાયન્સના એમ લેખો આવશે. સમાચાર વગેરે માટે ગોઠવણ કરી છે. નિષ્પક્ષપાતથી વિચારો દર્શાવવા. મિ. વુલ્નર ઈંગ્રેજી લેખો લખશે. અને આપણને નિર્વાહ ચલાવી શકાય એટલો પગાર મળશે પછી શું ?

પિનાકી:—"દૈનિક પત્ર બધા લઈ નહિ શકે તેમ જ સ્ત્રી-વિભાગ વિના સ્ત્રીઓને મજા નહિ પડે."

રમેન્દ્ર:—"પત્રની ગોઠવણ એવી કરવી છે કે એના અમુક પાના ભેગાં બાંધી અઠવાડીયાના ગ્રાહકોને મોકલવું. વળી સ્ત્રી-વિભાગનાં તંત્રી આપણાં સરોજબ્હેન."

સરોજ:—"મંજુબ્હેન ક્યાં ઉતરે એવાં છે ?"

મંજુ—"પ્રભાકર અને સરલા સાયન્સના લેખ લખશે."

સરલા:—"મંજુબ્હેન ! રમેન્દ્રભાઈને ઉષાકાન્તની સાથે રહેવાનું થયું એ ઠીક થયું."

આમ વાત ચાલતી હતી ત્યાં મોતીચંદ શાન્તનુને તેડી આવ્યો. મોતીચંદ શાન્તનુ મગન છે એમ માની પુત્રની માફક પાળતો અને એને રમાડવામાં, એને ફરવા લઈ જવામાં એનામાં સારા સંસ્કારો પાડી ઉષાકાન્ત જેવો કરવામાં આનન્દ માનતો.

"બધું તૈયાર છે" મોતીચંદ આટલું બોલે છે ત્યાં શાન્તનુ

મોતીચંદ પાસેથી ઉતરી દોડતો ઉષાકાન્ત તરફ ગયો ને હાથ ઝાલી ખેંચવા લાગ્યો.

“ કાકા ! ચાલોને ! બરફી ખાવા ચાલો ને ! ”

“ જા, ત્હારી કાકીને ઉઠાડ ! ”

શાન્તનુ સરોજ તરફ દોડયો ને કાકીના ખોળામાં ચ્હડી. ‘ ચાલો ચાલો ’ કરવા લાગ્યો.

“ બેશ ! આવીએ છીએ.”

“ આમ શું લ્હડતાં હશો મંજુબ્હેન ! બીચારો રમે છે ત્હેને ? ”

“ આવ ભાઈ મ્હારી પાસે ! ” એમ કહી ધીમતે ઉપાડી લીધો.

વુલ્નરે ગુંજવામાંથી પીપરમીન્ટની ગોળીઓ કાઢી શાન્તનુને આપી. શાન્તનુ પાછો આનન્દમાં આવ્યો. આખા મંડળમાં શાન્તનુ એક જ હતો એટલે અને એવો આનન્દી, કાલાગરો, મનહર અને રમાડવા જેવો હતો કે સર્વને પ્રિય થઈ પડયો હતો.

“ ચાલો ભાઈ બરફી ખાવા ” કરી કાન્તિ શાન્તનુને લઈ ગઈ ત્હેની સાથે જ બધું મંડળ ઉભું થયું.

'પતિ પત્નીના પાટલા સાથે માંડ્યા હતા. ઉષાકાન્ત અને સરોજની સ્હામે રમેન્દ્ર અને મંજુ, ધીમત અને કાન્તિની સ્હામે પિનાકી અને ઈન્દુ. એક બાજુ વુલ્નર પાટલા ઉપર બેઠો હતો અને ત્હેની સ્હામે શાન્તનુની પાટલી હતી. અગરબત્તી સર્વત્ર સુગંધ પ્રસારી રહી હતી; રંગોળીની ચોકડીમાં સફેત થાળી વાડકા ચકચકી રહ્યા હતા; દરેક પાટલા પાસે રૂપેરી પાણીવાસણોમાં ઠંડું પાણી ભરી મુકયું હતું. થાળીમાં લીંબુના

કટકા, ચટણી, રાયતું, મીઠું મુકાયું હતું; ત્યાં રસોઇઓ કઢેલું દુધ, પુરી, ભજીયા, બરફી મુકી ગયો. ખાવાનું શરૂ થાય એટલી જ વાર હતી ત્યાં રમેન્દ્ર બોલી ઉઠ્યો:

"ઉષાકાન્ત! હવે ખવડાવો."

"લાડો લાડી જમેરે કંસાર—"

**સરોજ**:—"ઉપર **રમેન્દ્ર**ભાઈ ટળવળેરે—"

કાન્તિ:—"એણે લીધો છે બીલાડાના વેશ—"

અને હસાહસ ચાલી; એકલો ગુલ્નર અને **શાન્તનુ** આ સ્હમજ્યા નહિ. **ધીમતે** ગુલ્નરને સ્હમજાવવા યત્ન કર્યો.

**રમેન્દ્ર**:—"ગુલ્નર! ત્હમે શું કામ ન પરણ્યા? ત્હમે ને **શાન્તનુ** બે એકલા પડો છો."

પિનાકી:—"શું **શાન્તનુ**ને અત્યારથી પરણાવવા વિચાર?"

**મંજુ**:—"પરણાવીયે તો શું ખોટું?"

**સરોજ**:—"ત્હમારે મદદગાર આવશે."

ગુલ્નર:—"ત્હમે બધા વહુ ઘેલા છો; ત્હમારી વહુઓનો કોક દિવસ પણ—સુવાવડ સુવા જાય ત્યારે—પણ વિયોગ થાય. મ્હારે તો એમ નથી. તે તો મ્હારા કલ્પામાં જ રહે છે ને મ્હને નિરંતર આનન્દ આપે છે."

ઉષાકાન્ત:—"નામ તો કહો."

ગુલ્નર:—"નામ કહું તો પાછા ત્હમે જોવા માગો."

**પ્રભાકર**:—"ઉષાકાન્ત! એ તો સાયન્સ એમની પત્ની છે. એમની એ પડદેનશીન પત્ની મારફત મગજ ઉપર યંત્ર મુકીએ એટલે લખાય એવી શોધ કરી છે ને."

**પિનાકી**:—"**પ્રભાકર**! ત્હમે પેલા ખોટા હિરા બનાવવાનું ખોળી કહાડવાના હતા ને?"

**પ્રભાકર**:—"હા, ઈંગ્લાન્ડ, અમેરીકામાં બને છે એ જ પ્રમાણે માણેક, નિલમ મ્હેં હમણા જ બનાવ્યાં છે એમાં સ્હેજ સુધારો કરી મ્હોટા પાયા ઉપર બનાવીશ."

**શાન્તનુ** ખાતો ખાતો ઉન્હી પુરી મુકવા ઉભો થયો ને ઉષાકાન્તને ઉન્હી પુરી સાંભરી તે જ વખતે **સરોજ**ને પણ સાંભરી. બન્નેની દૃષ્ટિ એક થઈ—અને સ્મિત-હાસ્ય થયું. **શાન્તનુ**એ દરેકની થાળીમાં એકેકી પુરી મુકી અને ભત્રિજાના વ્હાલે કાકા કાકીઓ જમી ગયાં. નોકર પાન સોપારી આપી ચાલ્યો ગયો; બધાં આવી ફરીને બાગમાં બેઠાં; અડધો પોણો કલાક બેઠા ત્યાં ઉષાકાન્તે ફરવા માંડયું; બધાં વાતોમાં તલ્લીન થયાં હતાં ત્યાં 'ઉષાકાન્ત ક્યાં' એમ **રમેન્દ્રે** પૂછ્યું ત્યાં તો **મંજુ**એ '**સરોજ**બ્હેન ક્યાં' એમ પૂછ્યું.

"જો કેવાં પક્કાં. આપણને વાતોમાં વળગાડી ધણી ધણીયાણી સુવા ન્હાસી ગયાં. **શાન્તનુ**! જા, ત્હારા **સરોજ**કાકી પાસે સૂઈ જા!"

"**મંજુ**બ્હેન! ત્હમેએ ઠીક **શાન્તનુ**ની કાસળ કાઢી."

"જા, જા, **સરલા**! આમ શું બોલતી હોઇશ?" કરી **મંજુ** પણ બંગલામાં ગઈ. આ પ્રમાણે સઉ સઉનું જોડું ચાલવા

માંડયું. માત્ર વુલ્નર એકલો આ સુખી કુટુમ્બના શાન્ત સંસારથી સંતુષ્ટ થતો પલંગપર જઈ પડયો.

* * * * *

"કાન્તિ! કાર્લિની ગુફા કેવી મજાની છે? એવી ગુફામાં નદીતટે શાન્ત જીવન ગાળવાનું હોય તો ત્હને ગમે?"

"વ્હાલા! જ્યાં ત્હમે ત્યાં મ્હને આનન્દ જ છે. વાંચવાનો અને હરવા ફરવાનો રસ ત્હમે લગાડયો છે. સરોજબ્હેને પરિપોષ્યો છે એટલે હવે બીજું મ્હને ગમતું નથી."

"પેલા ચકુભટની સપ્તાહની કથામાં નથી જવું?"

"જાઓ, આમ મ્હને છોભીલી કેમ પાડો છો?" કરી કાન્તિ ધીમતને ભેટી પડી; ધીમતે ત્હેના લલાટ ઉપર એક સ્નેહભર ચુંબન કર્યું.

"કાન્તિ! સેવાસદનમાં કેમ ચાલે છે?"

"મ્હારો વારો સોમવારે આવે છે. તે દિવસ ગરીબવર્ગ અભણ વર્ગના લત્તામાં ફરી આવું છું. સમિતિના તેમ જ ખાનગી પૈસાની મદદ કરૂં છું—અને સર્વ જન ઉપર દયાવૃત્તિ રાખવા યત્ન કરૂં છું."

"ખાનગી પૈસા મ્હને પૂછ્યા સિવાય લેવાય કે?"

"હા! પ્હેલાંએ લેતી અને હવે એ લઇશ. સપ્તાહ તેમ જ એવા ધર્મના બ્હાને પૈસા આપવા ચોરી લેતી ને બ્હીતી હવે હું સદુપયોગ કરૂં છું અને ત્હમે લડવાના નથી એમ માની પૂછતી નથી."

"કાન્તિ ! હવે આપણે સૂઈ જઇશું ?"

"સુવાય છે હવે ! સૂવાનું તો છે જસ્તો."

*     *     *     *     *

"ઇન્દુ ! વ્હાલી ઇન્દુ ! ત્હારા મ્હોં ઉપરથી ગ્લાનિ ગઈ છે; આનન્દમાં રહે છે પણ શરીર કેમ આવું રહે છે ?"

"સારૂં થશે. ત્હમે ફિકર ન કરશો. ને ન કરે નારાયણ ને કાંઈ થાય તો બીજી પરણજો."

"ઇન્દુ ! હું ત્હને નહિ બોલાવું હોં ! શું જેમ તેમ બોલે છે ? આ પિનાકી તે પેલો વ્હેમી પિનાકી ન હોય."

"હું ત્હમને ક્યાં વ્હેમી કહું છું ? પરણવાનું કહું છું ને !"

"વ્હાલી ઇન્દુ ! તું એમ ન બોલ. બીજીને પરણ્યો હત ને તે મરી જાત તો પરણત પણ ત્હારી વાત જૂદી છે. ત્હેં મ્હારે માટે શું શું વેઠ્યું છે–મુગે મ્હોડે સહન કર્યું–એક પણ ઉચ્ચાર કર્યો નથી તે હું ભૂલી જાઉં ? પૂર્ણિમાના ઇન્દુ જેવી ઇન્દુ આજ ફીકી છે ત્હેનું કારણ શું હું નથી જાણતો ? ત્યાર પછી હું અન્ય સ્ત્રીનો વિચાર કરૂં ? મ્હારા મનને ઉન્નત બનાવનારનો હું છેહ કરૂં ? 'ચાહું છું તો ચાહીશ બેયને હું' એ કલાપીને સોંપ્યું."

"વ્હાલા પિનાકી ! મ્હને ત્હમારી ખાત્રી છે. ત્હમારો આવો સ્નેહ હશે તો હું એવીને એવી થઇશ. એવી થાઉં કે નહિ તોપણ મ્હારા સુખને માટે ત્હમારો સ્નેહ સંપાદન કરવા યત્ન કરીશ. જ્યાં સુધી ત્હમારો સ્નેહ છે ત્યાં સુધી બીજાં મ્હારનાં કાર્ય નકામાં છે."

"ઇન્દુ! તું તો સેવાસદનની કન્યાશાળામાં એકાદ બે કલાક શિખવવા જાય છે. બહુ સારૂં શિખવે છે એમ સાંભળ્યું છે."

"ત્હમારા દેખતાં તો મ્હારૂં સારૂં જ બોલે. સરોજભાભી આગળ આપણે શા હિસાબમાં?"

આમ વાર્તાવિનોદ કરતાં પતિપત્ની નિદ્રાવશ થયાં.

* * * * *

"વ્હાલા! મ્હારી પાસે સૂવું ગમશે કે ઉષાકાન્ત જોઇશે?"

"ઉષાકાન્ત પ્હેલો! એના જેવો સ્નેહી મ્હેં બીજો જોયો નથી. દુઃખાર્ત દેશીજન માટે આટલો સ્નેહ રાખે પછી મ્હારા ઉપર રાખે એમાં નવાઈ શી? એને ખુશી રાખવો એ મ્હારી ફરજ છે."

"જરા વ્હેમી છે ખરૂં?"

"વ્હેમી નથી. એ દુધનો બળેલો છાશ ફૂંકીને પીયે છે."

"સરોજે એને બહુ ટળટળાવ્યો છે એટલે અને પ્હેલાં હું મુંગો, થોડા બોલો હતો અને બ્હાર ફરવા નીકળું કે બીજાની સાથે હરૂં ફરૂં તે વખત અણજાણપણે જઈ શકતો નહોતો તેથી એવો થયો છે. હવે અમે જૂદા જ નથી."

"ત્હમે ક્લબ બ્લબમાં કેમ જતા નથી?"

"ક્લબ! આપણી આ ક્લબ જ છે ને. આપણા મંડળમાં ભિન્ન ભિન્ન તરેહની વાતો, વાંચન, વિવેચન થાય છે પછી ક્લબથી વિશેષ શું? વળી બે ઘડી આનન્દમાં દિવસ ગાળવો હોય તો મ્હારી મંજુ ક્યાં નથી?" આટલું બોલી મંજુને રમેન્દ્રે પાસે લીધી.

"અહીં કાંઈ ગાન, તાન, નાટક, **ચેટક** છે ?"

"મ્હારી **મંજુ**નું સંગીત નાટક કરતાં ઉતરે એમ નથી. અને ત્હારી સાથે છૂટથી વાત થાય એવી અન્યની સાથે થાય ?"

"પણ વારૂ ! **શાન્તનુ**ને કેમ **ઉષાકાન્ત** પાસે મોકલી દીધો ?"

"અરે, એ બહુ તોફાની છે. બધાનું કહ્યું માને છે, જક્કી નથી એ ખરૂં પણ ઉષાકાન્તભાઈ અને **સરોજ**બ્હેન પાસે એને ઠીક પડે છે. આપણે એટલી ખટપટ ઓછી. માટે એ તો આપણી પાસે ન હોય તો ઠીક."

"ને **સરોજ**ને નહિ કનડે ?"

"અરે, **સરોજ**બ્હેન તો બહુ હોંશીયાર છે. **શાન્તનુ**ને વાતો, ગીત બહુ ગમે છે; એટલે હુલાવી, રમાડી ગાઈ ગવડાવી સુવડાવી દેશે પછી જ વાતો કરશે."

"તું શું ખરૂં કહે છે ?"

"જુઓ–સાંભળો ત્યારે !"

"**મંજુ** ! તું સાચી. ત્યારે આપણે શું રમાશું ?"

"રમ્યા હવે ! આવો ત્હમને સુવાડું. મ્હારા ખોળામાં માથું મુકો."

"પણ મ્હને ઉંઘ નથી આવતી. આજ તો જાગરણ કર. આખી રાત્રિ વાર્તાવિનોદમાં ગાળવી છે."

"જેવી મરજી"

* * * * *

ઉષાકાન્ત પલંગ ઉપર પડયો પડયો ચન્દ્રની ગતિ નિહાળતો હતો અને વાદળામાંથી ડોકીયા કરતાં ઈન્દુના તેજનું પાન કરતો હતો; સરોજ શાન્તનુને ખોળામાં સુવાડી વાંસે હાથ ફેરવતી હતી.

" કાકી ગાઓને ! "

" ગાઉં ! ચાલો ગાઉં. એમાં શું ? તું સુઈ જજે હોં ! "

આટલું બોલી પથારીમાં સુવાડી વાંસો થાબડતાં થાબડતાં ગાવા લાગી.

" રમન્તો આકાશે મનહર શશી તારક સહે
અને ચુંબન્તો આ અનિલ મધુરી પુષ્પ કળીને,
ક્રીડે પ્રેમી યુગ્મો વિસરી શ્રમને રાત્રીય વિશે. *

* * * * *

વ્હાલી ચખાડી પ્રણયામૃત સ્વાદ પ્રેમે †
રંગે રમાડી રમી તું નિજ નાથ સંગે
આનન્દની સરિતમાં રસ પૂર્ણ ખેલી
છુપાઈ તું નિરખતી મુજની સ્થિતિ શી !

પ્રીતેથી પુસ્તક લઈ કરિ યત્ન વાંચું,
ત્યાં સ્મિતહાસ્ય કરતી તુજ મૂર્તિ દેખું;
લીધાં સુખો તુજ સહે ભૂતકાળમાં જે,
ત્હેની થતાં સ્મૃતિ પ્રિયે પડતો વિષાદે.

---

* શિખરિણી. † વસંતતિલકા.

એકાન્ત કે સમુહમાં યદિ બેસતો હું,
શબ્દો મીઠા રસભર્યાં તુજના સ્મરૂં હું;
લાડન્તી પાસ મુજની વદતી પ્રિયે એ,
વ્હાલા ! વિનોદ કવિતા મધુરી સુણાવો.

વાંચન્ત હું રસિક પુસ્તક કો દિ વ્હાલી,
ઉત્સંગમાં સુતી સુણે રસથી તું વાણી;
ને અન્તરે પ્રકટતી કદી સ્નેહ ઉર્મિ,
તો ગ્રન્થ નાંખી દઇને પ્રણયે ક્રીડન્તી."

આટલું ગાન પુરૂં કરતાં પ્હેલાં શાન્તનુ ઉંઘી ગયો પણ એટલામાં ઉષાકાન્ત ધીરેથી આવી સરોજના ખોળામાં માથું મુકી સાંભળવા લાગ્યો.

"વ્હાલી ! આ ગાયન ત્હેં સાંભળ્યું ક્યારે ને મ્હોંયે કર્યું ક્યારે ?"

"ત્હમારી નોટબુકમાંથી મ્હેં વાંચી મોઢે કર્યું છે. પાછલા અનુભવનું ઠીક દિગ્દર્શન કરાવ્યું છે."

"એમાં ખોટું હોય તો કહે !"

"વ્હાલા ! કહો તો સૂઈ જાઉં. આ શાન્તનુ ખોળામાં સુતો હતો એટલે સુવાયું નહિ. વાંસો બહુ ફાટે છે."

"કાંઈ થાય છે ?"

"ના, ના. અમસ્તાં જ."

**સરોજ** ઓશિકા ઉપર માથું મુકી સૂતી; ઉષાકાન્ત પોતાનું માથું પોતાની હાથેલી ઉપર ટેકવી **સરોજ**ના મ્હોં ઉપર મ્હોં આવે એમ સૂતો.

" **સરોજ** સેવાસદનનું કામ તો ઠીક ચાલે છે ને ? આપણા કલ્યાણગ્રામમાં કલેશ થશે–પત્ર, કલબ વગેરેની સંસ્થામાં મતભેદથી જુદા પડવું પડશે એ બ્હીક હતી તે તો ગઇને ? "

" વ્હાલા ! સ્વાર્થ એ મુખ્ય બાબત ન હોય ત્યાં તો કલેશ થાય જ. પણ જ્યાં તે નથી, સ્નેહ છે, ઉદારવૃત્તિ છે, પવિત્ર આચાર વિચાર છે ત્યાં કલેશનો સંભવ જ નથી. **સેવાસદન**માં ઇન્દુબ્હેનનું કામ અવધિ છે."

" એ બિચારી મરી જશે. ઇશ્વર કૃપાએ જ્યારે **પિનાકી** અને એને બનવા વખત આવ્યો ત્યારે ઇન્દુ ઘસાતી જાય છે. પ્રજાની તો શી આશા ? "

" અરે, એ જીવતાં રહે તોએ બસ."

એટલામાં ઉષાકાન્તની નજર **શાન્તનુ** ઉપર પડી. એ નિર્દોષ બાલક ઘસઘસાટ ઉંઘતું હતું અને મુખ ઉપર ચન્દ્રનો પ્રકાશ વિલસિત હતો.

" વ્હાલી ! **શાન્તનુ**ને આપણી પાસે ઠીક પડે છે, ખરૂં ? "

એટલું કહી ઉષાકાન્તે **સરોજ**ના શરીર ઉપર સહજ હાથ ફેરવ્યો, પેટ ઉપર હાથ ફરતાંની સાથે કાંઇક ફરકયું હોય એમ એને ભાસ્યું. એ ફરકવાની ખબર પડતાંની સાથે જ ઉષાકાન્ત અને **સરોજ**ની દૃષ્ટિ એક થઇ !

"અબોલ આંખે સમજતાં, વ્હાલપની કાંઈ રીત
અમીમય હૈયાં ઉમળકે, થાય પરસ્પર લીન." *

એક થતાં જ હૃદય ધબકયાં, સ્મિત હાસ્યથી સરોજ શરમાઈ અને ગાઢ આલિંગન થયું.

"વ્હાલી સરોજ ! આ વાત ત્હેં છાની રાખી હતી ને ?"

"એમાં હું શું કહું ? મ્હેં છાનું રાખ્યું પણ એણે તો અત્યારથી જ ત્હમને ખબર કરવા માડીને !"

"શાન્તનુને રમાડવાનું, રાખવાનું મન શા માટે થાય છે તે હવે સ્હમજ્યો. હમણા જરા મહેનત થોડી કરજે."

"મહેનત કોણ કરે છે ? પ્રભાકરભાઈના મહેમાન છીએ ત્યાં સુધી તો આરામ જ લેવાનો છે. અમદાવાદ જઇશું ત્યારે વાત."

"સરોજ ! અલ્હાબાદમાં અઝરીરામને ત્યાંના સ્નેહસંમિલન પછી, તેમ જ ગંગાસ્નાન કર્યાં પછી ત્હારા બંગલાના છજામાં ત્હને જોઈ હતી તેનાથી પણ વિશેષ સૌન્દર્યવાન્ આજ તું લાગે છે."

"લાગુ જ સ્તો ! અત્યાર સુધી કદરૂપાં હતાં અને હવે સુંદર લાગ્યાં. પાંચ મીનીટ પ્હેલાં કેમ ન લાગી ?"

"સરોજ ! તું કેટલી મહેનતે મળી છે તે ખબર છે ? ગુલાબભાભી ને ધીરૂભાઈ પાછા હતાં તેવા પ્રેમાળ થયાં છે; હિન્દસેવક સમિતિનું કાર્ય, પત્ર, કલબ વગેરે દ્વારા થતો દેશનો

---

* રા. લલિત.

ઉદય, રમેન્દ્રાદિ જેવા મિત્રો, ત્હારા જેવી સ્ત્રી અને ભવિષ્ય આજની ખુશખબર પછી બીજું કયું સુખ જોઇએ ?"

"જાઓ ! જાઓ ! ત્હમને તો ખબર પડી એટલે આખા ગામમાં કહેશો. રમેન્દ્રને કહ્યા વિના રહેવાશે નહિ તો."

"શેનું રહેવાય ? હવે અમારા માન ઘટયાં."

"વ્હાલી ! તું પ્હેલી. હવે સૂઈ જઇશું ?"

આટલું બોલી સરોજે ઉષાકાન્તને છાતીસરસો પ્રીતિભર દબાવ્યો.

"એક વખત મ્હારી પાસે આવ્ય ને હૃદયદાન આપ્ય પછી સૂઇએ."

પત્નીએ પતિને હૃદયદાન દીધું અને બન્નેની રાત્રિ સુખમય સ્વપ્નાના અનુભવમાં વ્યતિત થઈ.

સમાપ્ત.

# સાક્ષરજીવન.

કર્ત્તાની ત્રણ રંગની છબીમાં

છેલ્લી છબી સાથે.

સત્તર વર્ષપર લખાયલો અપૂર્વ

લેખ.

કર્ત્તા,

સ્વ. રા. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી,

બી. એ. એલએલ. બી.

મૂલ્ય રૂપીઆ બે.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ

નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# ગુલામગિરીનો ગજબ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

**ગુલામગિરીના ત્રાસથી પીડિત લોકોના જીવનનું કરૂણાભર્યું ચિત્ર આલેખતી નવલકથાનો અનુવાદ.**

મૂળ અંગ્રેજી લેખક.

**મિસીસ હેરીએટ બીચર સ્ટૉ.**

અનુવાદક,

**અ. સૌ. વિમળા સેતલવાડ.**

મૂલ્ય રૂપીયા બે.

---

## કેટલાક અભિપ્રાયો.

"......Mrs. Vimala's translation certainly does not detract from the deserved merits of the original. Accompained as it is with the life story of Mrs. Stowe and good illustrations we are sure that the book would find many

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

readers...The translation is a judicious reproduction of the ideas of the original writer in simple Gujarati."

—Modern Review, Dec. 1918.

"મૂળ પુસ્તકના ઉત્તમ ગુણો મિસીસ વિમલાના ભાષાન્તરમાં સારી રીતે દૃષ્ટિએ પડે છે. મિસીસ સ્ટોનાં જીવનચરિત્ર તથા સારાં ચિત્રો આ પુસ્તકમાં આપેલાં હોવાથી, અમ્હને વિશ્વાસ છે કે સારા પ્રમાણમાં વંચાશે...તરજુમો પણ વિવેકથી કરવામાં આવ્યો છે અને મૂળ કર્ત્તાના ઉત્તમ આશયો સરલ ગુજરાતીમાં સારી રીતે સચવાયા છે."

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

"સૌ. વિમળા સેતલવાડે આ પુસ્તકનું ભાષાન્તર કરી ઈંગ્રેજી ભાષાથી અપરિચિત ગુર્જર પ્રજા સમક્ષ અગત્યનું વાંચન રજુ કર્યું છે...તેની ભાષા પણ મધુર, સરલ, અને આડંબર વિનાની હોવાથી સ્ત્રી વર્ગ પણ તે હોંશે હોંશે વાંચી શકે તેમ છે." —પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬ સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"અંકલ ટોમ્સ કેબીન નામની નવલકથા પાશ્ચાત્ય પ્રજામાં અત્યંત આદરણીય ગણાય છે અને બાઇબિલ પછી બીજો નંબર તેને આપવામાં આવેછે. એ પુસ્તકમાં ...ગુલામગીરીની પ્રથાને તેના સત્ય સ્વરૂપમાં રજુ કરી સમસ્ત દુનિયાની સહાનુભૂતિ એ ગંભીર પ્રશ્ન તરફ આકર્ષી છે અને પ્રત્યેક પ્રજાને સ્વતંત્ર થવાના જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્તને સમર્થન કર્યું છે. આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી તેને પ્રજાના હસ્તકમાં મુકવાનું કાર્ય અત્યંત સ્તુતિપાત્ર ગણાતું જોઇએ. અ. સૌ. બ્હેન વિમળાએ શુદ્ધ અને સરળ ગુજરાતીમાં તેનો અનુવાદ કર્યો છે...તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અનુવાદના આ ગુણોને લીધે ગુજરાતનાં થોડું ભણેલાં સ્ત્રીપુરૂષો પણ એ પુસ્તક સરળતાથી વાંચી શકશે. સિવાય કથાના પ્રસંગને લગતા પણ સંખ્યાબંધ ચિત્રો આપવામાં આવ્યાં છે."

—હિન્દુસ્થાન, ૧૨ ઑકટોબર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"બ્હેન વિમળાનું ગુજરાતી...સરળ છે અને... ભાષાન્તર પણ વાચકની આંખમાંથી અશ્રુપાત કરાવી શકે તેમ છે. મૂળ તો પુસ્તકની વસ્તુ જ ઉત્તમ છે... અને બ્હેન વિમળાને તેમના સફળ પ્રયત્ન માટે અમે સહર્ષ અભિનન્દન આપીએ છીએ......ગુર્જર સાહિત્યના આ મોહમય સમયમાં બ્હેન વિમળાએ એક ભાષાન્તર રૂપે પણ એક ભાવનાનું અર્પણ કર્યું છે તે ખરેખર સ્તુત્ય છે......બ્હેન વિમળાનું પુસ્તક ગુર્જર પ્રજાને વાંચવા યોગ્ય છે. ભાષાન્તર સફલ છે."

—સમાલોચક, ડીસેમ્બર ૧૯૧૮.

"ગુજરાતી ભાષામાં વાર્તાઓના જે ગણ્યા ગાંઠયા વાંચવા જેવા, વાંચી સંગ્રહ કરવા જેવા પુસ્તકો છે તેમાં એક ઉમેરો...છે. પુસ્તકની ભાષા તરજુમિયા નથી, તેમ...વિદ્વત્તાનો આડંબર નથી. ગુજરાતનો સાધારણ વાચકવર્ગ વાંચી સમજી શકે તેવી તે સરળ છે...બ્હેન વિમળાનો આ પ્રયત્ન સફળ નિવડયો છે, અને અમેરિકામાં કે બીજા દેશોમાં જ્યાં જ્યાં ગુલામગીરી પ્રવર્તતી હતી ત્યાં ત્યાં રાક્ષસી કૃત્યો થતાં હતાં તેનો ખ્યાલ...આવ્યા સિવાય રહેતો નથી. ચિતાર કરૂણામય છે અને વાંચતાં વાંચતાં આંખમાંથી આંસુ નીકળી પડે છે."

—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક, જાન્યુઆરી ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"આવા નામાંકિત પુસ્તકનો ગુજરાતી જ સમજતાં વાંચકવૃંદને માટે અનુવાદ કરી આપવાનું માન સૌ. વિમળા સેતલવાડને ઘટે છે...તેમની લેખનશક્તિ, તેમની સરળ પણ અલંકારીક ભાષા અને મૂળ કર્ત્રીના વિચારો અનુવાદમાં ઉતારવાના મુશ્કીલ કાર્યમાં તેમણે મેળવેલી સફલતા...લક્ષમાં લઈએ તો ખરેખર મન અજાયબીમાં પડે છે."

—સ્ત્રીહિતોપદેશ, જાન્યુઆરી, ૧૯૧૯.

"અમેરિકામાં જે સમયે ગુલામગિરી પુર જોસમાં ચાલતી હતી તે સમયનું આ એક આબેહુબ ચિત્ર છે... કથા રસના પ્રવાહમાં અને પ્રાસંગિક ચિત્રના આલેખનમાં ક્યાંય ક્ષતિ...નથી...ભાષાની પ્રૌઢતા પણ તેટલી જ આકર્ષક છે. વાર્તા તરિકે 'ગુલામગિરીનો ગજબ' આદિથી અંતસુધી કરૂણારસથી ભરેલી છે અને અનેક પ્રસંગોએ વાંચકની સહૃદયતા તેનાં નેત્રોમાં આંસુ ચમકાવ્યા વિના રહેતી નથી."

—પ્રજાબન્ધુ, તા. ૬ સપ્ટેમ્બર ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# મારી વીસ વાર્તાઓ.

[ આઠ ચિત્રો તથા કર્તાની છબી સાથે. ]

સુન્દર વાર્તાઓનો સંગ્રહ.

લેખક,

**રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,**

બી. એ., એલએલ. બી.

**વીસ વાર્તાઓ**—૧. અબલાઓનો એક્કો. ૨. કારાગૃહની કિશોરી. ૩. માલતી મંડપ. ૪. નગરશેઠની ચતુરાઈ. ૫. મનંતરાય અને દિકરી. ૬. કોઈ કહેશો એ **શું** કરશે? ૭. એલએલ. બી. નો અભ્યાસ. ૮. એક દુઃખદાયક દૃશ્ય. ૯. એક ફકીરની કહાણી. ૧૦. સ્વદેશી માલ કેમ આવ્યો? ૧૧. એક છોકરીના મનનો ઉભરો. ૧૨. જમાઈરાજ. ૧૩. કૉલેજની રજામાં. ૧૪. જુનું કે નવું? ૧૫. વસુનાં નવાં શિક્ષક. ૧૬. પરીક્ષાનું પરિણામ. ૧૭. બટુકનો બાપ કોણ? ૧૮. લેફ્ટનંટ મહેતા વી. સી. ૧૯. કમનસીબની કહાણી. ૨૦ ઇન્દિરા.

**મૂલ્ય રૂપીઆ બે.**

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨–૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

## કેટલાક અભિપ્રાયો.

"......throughout the whole book there is not a single dull page...The stories certainly furnish delightful reading."

—The Modern Review, July 1919.

"આખા પુસ્તકમાં એક પણ પાનું નિરસ નથી... વાર્તાઓ ખરેખર આનન્દ જ આપે એવી છે."—

—મોડર્ન રીવ્યુ, જુલાઈ ૧૯૧૯.

* * * * *

"મિ. કેશવપ્રસાદે એક લેખક તરીકે અત્યાર અગાઉ નામના મેળવી છે...ગુર્જર પ્રજા સમક્ષ નવી નવી ભાવના, ઉચ્ચ અભિલાષાઓ અને સ્વાદિષ્ટ પકવાન પીરસવાની શક્તિ તો (તે) ધરાવે છે જ અને આ પુસ્તક વાંચનારને તેનો ખ્યાલ સ્હેજે આવી શકે તેમ છે......આ વાર્તાઓ આવી સરસ રીતે લખવા માટે અમે મિ. કેશવપ્રસાદને ધન્યવાદ આપીએ છીએ."

—પ્રજામિત્ર.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"**વીસ** વાર્તાઓના ઉત્સાહી લેખક ગુજરાતના વાંચકવર્ગને અજાણ્યા નથી...તેથી ઘણા વાંચકવર્ગનું મન રંજન થયું છે...આ વાર્તાઓ ફતેહમંદ રીતે લખાઈ છે અને વાર્તાઓમાં ઠાવકા હાસ્યરસની પણ ઠીક જમાવટ કરવામાં આવી છે." —**સાંજવર્તમાન.**

"આ વીસ વાર્તાઓ...આપણને ગમ્યા વિના રહેશે નહી.. વાર્તાકારે એવા સામાન્ય બનાવો કામમાં લઈ તેની ટુંકી વાતો લખી છે; ને એવી રીતે કે નિબંધની કરકરી પંડિતાઈ બાજુ ઉપર રહેવા દઈ, વાર્તાની મોહક, લોહચુંબકવત્ ભભકવડે વાંચનારનાં દિલ જીતી લીધાં છે."
—**સાહિત્ય**, ઑગસ્ટ ૧૯૧૯.

"આ સંગ્રહને આવકાર દેતાં આનન્દ થાય છે...... આ ચોપડી વિશેષ આકર્ષક થઈ પડવા વકી છે...રા. કેશવપ્રસાદની લખાવટ શુદ્ધ સાદી અને વ્યવહારૂ છે. ચલણી ગદ્યને માટે આવી લખાવટ જ ઉત્તમ છે...... આ સંગ્રહમાં વાર્તાઓના વિષય, રસ અને સંજોગોની વિવિધતા પણ પુષ્કળ છે."
—પ્રૉ. બળવંતરાય ઠાકોર, બી. એ;—**સમાલોચક**, ઑગસ્ટ ૧૯૧૯.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

# લલિતનાં કાવ્યો.

[ લેખકની છબી સાથે ]

લેખક,

**રા. લલિત ઉર્ફે રા. જન્મશંકર મ. બુચ.**

રા. **જન્મશંકર મહાશંકર** બુચ, ગુજરાત કાઠીયાવાડમાં કોમળ ભાવમિશ્રિત કાવ્યોના લેખક તરીકે આજ વર્ષોથી **લલિત**ના ઉપનામથી પ્રસિદ્ધ છે. આ કાવ્યો ગુર્જર પ્રજામાં હોંશે હોંશે વંચાય છે અને રા. **લલિત**નું નામ ગુર્જર પ્રજાના હોઠે રમી રહ્યું છે.

[ આવૃત્તિ બીજી ]

**મૂલ્ય રૂપીઆ એક.**

"Lalit's performances are sure to live long." —Modern Review, Decr. 1918.

"લલિતનાં કાવ્યો લાંબા કાળ સુધી જરૂર વંચાશે."

—મોડર્ન રીવ્યુ, ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ
નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબાઈ નં. ૪.

"આજ ૭ વર્ષના સમયે જ્યારે એની પુનરાવૃત્તિ પ્રગટ થાય છે ત વખતે ગુજરાતને વચ્ચે એ કાવ્યોની કસોટી કરવા દીર્ઘ સમય મળેલો હોવાથી અને એ કસોટીમાં રા. લલિતનાં કાવ્યોએ સારૂં સ્થાન મેળવેલું હોવાથી ગુજરાતને આ કાવ્યો ગમશે...એ નિઃશંક છે...લલિતનાં લાલિત્યપૂર્ણ કાવ્યો ગુજરાતનાં બાળકોથી માંડીને સાહિત્યભક્તોને મુખે ગવાય છે એ જ એ કાવ્યોની મહત્તા છે."

—હિન્દુસ્તાન, તા. ૧૭ ઑક્ટોબર ૧૯૧૮.

"રા. લલિત-રા. જન્મશંકર મહાશંકર બુચ એક કવિ, એક ગાયક અને એક કીર્તનકાર તરીકે એટલા જાણીતા છે. તેમનાં સરલ તેમ જ મીઠાં કાવ્યો જનસમાજમાં પ્રેમથી વંચાય છે, ગવાય છે."

—ગુજરાતીપંચ, તા. ૧૦ ડીસેમ્બર ૧૯૧૮.

રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી, મોરારજી ગોકળદાસ ચાલ નં. ૨-૩૬, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ નં. ૪.

# કમલાનાં પત્રો.

મૂળ અંગ્રેજી પરથી અનુવાદ.

અનુવાદક,

## રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.

હિન્દુ સંસારના અનેકવિધ રંગની માહિતી આપતાં કમલા ઘણી ચતુરાઇથી અને સચોટતાથી આ પત્રો પોતાના પ્રિયતમને લખે છે. પતિપરનાં પત્રો હિન્દુ-સંસારની રૂઢિ મુજબ પ્રગટ થઈ શકતાં નથી પણ કમલા-એ રૂઢિનો ભંગ કરી પોતાનાં પત્રો પ્રગટ કર્યાં છે. આ પત્રો દરેક સ્હમજુ સ્ત્રીપુરૂષે ખાસ વાંચવા અને વિચારવા યોગ્ય છે. સ્ત્રીઓના હાથમાં આ પુસ્તક ખાસ શોભે એવું અને મૂકવા જેવું જ છે. પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં આ પત્રો હમેશનું સ્થાન મેળવશે અને પુરૂષોએ પણ એ જરૂર વાંચવા જેવું જ છે.

**મૂલ્ય રૂપીઆ બે.**

( અભિપ્રાયો વિગેરે જાણુવામાટે પુછાવો. )

